ॐ

तत्सत् परमात्मने नमः

# કોંગ્રેસ-પતન



લેખક અને પ્રકાશક:

રતિલાલ હરજીવનદાસ પટેલ.

શ્રી કૃષ્ણસદન–તીલક રોડ;

પોસ્ટ સાંટાક્રુઝ.

[POST SANTACRUZ]



આવૃત્તિ ૧ લી | પ્રત: ૧૦૦૦

મૂલ્ય રૂા. ૧-૦-૦

સંવત ૧૯૯૫-૯૬ | સન ૧૯૩૯-૪૦

Printed by H. D. Patel, at United Printers,
539, Kalbadevi Road, Bombay 2.

# લેખકના પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| સ્વરાજ્યનું પતન: આવૃત્તિ ૧ લી | પેજ ૩૭૬ | રૂા. ૧-૪-૦ | ૧૦૦૦ |
| (ઉંચા જાડા એન્ટીક ઉપર) | | | |
| સ્વરાજ્યનું પતન: આવૃત્તિ ૨ જી | પેજ ૩૭૬ | ૧-૦-૦ | ૧૦૦૦ |
| રામાયણના રત્નોની રોનક: | પેજ ૫૨ | મૂલ્ય સદાચાર મફત | ૩૦૦૦ |
| રામાયણની રત્ન પ્રભા: (સસ્તુ સાહિત્ય તરફથી મફત) | પેજ ૬૦ | ,, ,, મફત | ૨૦૦૦૦ |
| ભારતની સન્નારીઓ: | પેજ ૩૨ | ૦-૧-૦ | ૫૦૦૦ |
| સૌંદર્યના લિલાંમ: | પેજ ૧૭ | ૦-૦-૩ | ૫૦૦૦ |
| મોસ્કો છાપ સ્વરાજ્ય: | પેજ ૩૬ | ૦-૧-૦ | ૫૦૦૦ |

—જાહેર પ્રજા સમજી શકશે કે લેખકનો પ્રયાસ પૈસા કમાવાને માટે નહિ પણ પ્રજાને આગેવાનોની અંગત ગુલામીમાંથી મુકત કરવાને ઇરાદે ગાંઠના ગોપીચંદન કરીને આવા પ્રકાશનો કરવાનો છે!

એ ઉપરાંત

મહાસભાના મીંયાણાઓની ખફગી વ્હોરી લેવાનો તો ચોકખો નગદ નફો તો છેજ!

"સ્વરાજ્યનું પતન" સિવાયના બધાયે પ્રકાશનો તો લગભગ મફતજ વહેંચાય છે! અને સ્વરાજ્ય-પતન પુસ્તકો પણ લગભગ ૩૦ ટકા તો મફતજ ગયાં છે.

—પરદેશી ગુલામીને હાંકી કાઢનારાંઓ પોતાની ગામઠી ગુલામીને પ્રજાના ગળામાં નાંખવા માંગે છે એના વિરોધ માટે આવા પ્રકાશન કરવા પડે છે.

—લેખક

# ગ ડ ગ ડા ટ !

—પ્રસ્તાવનાને બદલે હું ગડગડાટ લખું છું.

—રામાયણના રત્નોની રોનક–બહાર પડતાંને પ્રજાપ્રિય થઇ પડી તેથી અમદાવાદના, સસ્તું સાહિત્ય વર્ધક મંદિરે એની ૨૦,૦૦૦ નકલો છાપીને મફત વેંચવા મંજુરી માંગી–અને તેમાં સુધારો વધારો કરીને, "રામાયણની રત્નપ્રભા" નામે પ્રકટ થઇ: આ પુસ્તકને માટે લગભગ ૨૦૦ અભિપ્રાયો પ્રશંસાના મલ્યાં છે.

—ત્યાર પછી "સ્વરાજ્યનું પતન" પ્રસિદ્ધ થયું જેમાં લખેલી ભવિષ્યવાણી શબ્દે–શબ્દ સાચી પડી ને પડતી જાય છે! પ્રાંતિક સ્વરાજ્યના શાસનમાં એ સ્વદેશી ખદ્દરધારી–રાજાઓએ જે જે પરાક્રમો કરેલાં છે તેની ભવિષ્યવાણી તો એમાં ૧૯૩૪ માં લખાયેલી હતી!

અને જ્યાંસુધી હિન્દીઓ પોતાના સ્વભાવ સુધારે નહિં હાડોહાડ દેશભક્ત બને નહિ ત્યાં સુધી એ–"સ્વરાજ્યનું પતન" પુસ્તક તો ચીરંજીવ રહેશે! Ever New Edition યાને Stop Press સમાન ગણાશે! એવી એની કૃતિ છે! આ પુસ્તકની પ્રશંસાના ક્રા. ૧૬ પેજી ૪૦ પૃષ્ટો તો છપાઇ ગયાં છે બાકી ઘણા છાપવા બાકી છે.

—ત્યાર પછી "મોસ્કો છાપ સ્વરાજ્ય" નામની પુસ્તિકા સ્વરાજ્ય પતનમાં મી. જવાહરને કરેલાં "દિલધડક" નમનનાં પ્રાયશ્ચિતરૂપે પ્રકટ કરી એ બાલબોધ ટાઇપમાં છતાં ગુજરાતી ભાષામાં છે. પારસી બીરાદરો વાંચી વંચાવી લેશે તો તેમાં ઘણું જાણવાનું મળશે.

## અકીક બનેલાં હિન્દી જવાહરો !

ભારતનો એ જવાહર-કોહીનુર અત્યારે હિન્દી પ્રજાનો ઉદધારક રહેલો નથી! સ્પેન, એબીસીનીયા, આયર્લેન્ડ, ઝેકો, પોલાંડ અને ચીનનાં ઉદ્ધાર કરવાને પાગલ બન્યો છે !

કરોડો હિન્દીઓ ભુખે મરે છે! લાખો હિન્દીઓ દવા વગરના રીબાય છે! લાખો નંગા ફરે છે! એ પરવા ન કરતાં એ હીરો પરદેશીઓને-લાપસી-ખવરાવવાને દોટ મુકે છે.

—અભાગી ભારતના એવાં નુરહિણાં કોહીનુરો અને હીર-હિણાં હિરાઓનાં ઉતરી ગયેલાં દેશભકિતના પાણી અને જડ બુદિધનાં એ નાદર નમૂના નથી ! એ હીરાઓ એમ ખંભાતી અકીકો જેવાં બની ગયાં છે!

આર્યાવર્તમાં એવાં અકીકો ઉભરાઇ ગયાં છે! દેશના ઉદ્ધારને રખડતો મૂકીને સમુદ્રપારની પ્રજાનો ઉધ્ધાર કરવાના ફડાકાં મારે છે!

## પ્રાન્તિક સ્વરાજયનું પતન !

કોંગ્રેસે હોદ્દા સ્વીકાર્યા પછી ભાગ્યવશાત્ કદાચ પ્રજાને સુખો, શાંતી અને રાહતો મળશે એમ ધારીને તથા હજારો વરસો પછી પ્રજાપર પલટાયેલી રાજસત્તા-સત્ય, પ્રેમ અને અહિંસાના ફીરસ્તાઓના હાથમાં આવવાથી પ્રજાપરની પરદેશી ગુલામીનો છુટકારો થશે એવી આશાયે—સ્વરાજય પતન પુસ્તકનો પ્રચાર મંદાવેલો અને જો પ્રજા સુખી થાય તો એ પુસ્તકોને દરિયામાં પધરાવવાનો સંકલ્પ કરેલો!

પણ ભારતના અભાગ્યે પ્રાંતિક સ્વરાજ્યે તો મીંડુજ વાળ્યું છે! સતાવીશ મહીનામાં છપ્પન જાતના નાટકો ભજવાયાં, સીનેમાંની ફીલમની ઝડપે કાયદાઓ ઠોકયાં !

સત્તાના સૂરાપાનમાં અમાનુલ્લા ખાનની જેમ, રાજ્ય-તંત્ર ચલાવવાને બદલે પ્રજાના ગૃહતંત્રની વ્યવસ્થા કરવાં બેસી ગયાં! અને એ ગાંધી-વલ્લભના રાજ્યોમાં જ્યાં ત્યાં હાહાકાર! અને ઉત્પાતો મચી ગયાં! અને એ કારણે આ "કોંગ્રેસ પતન" નું પ્રકાશન કરવાનો દુઃખદ પ્રસંગ ઉદ્ભવ્યો!

—પ્રકાશનો પૈસા કમાવાને માટે નથી કે અંગત પ્રસિધ્ધી મેળવવાને માટે કે અંગ્રેજી ઇલ્કાબ મેળવવાને સારૂં પણ નથી! પરંતુ ગુરૂ ગોરખે કહેલું છે તેમઃ—એક ભૂલ્યો બીજો ભૂલ્યો ભૂલ્યો સઉ સંસાર! એવી રીતે પરદેશી ઝુંસરીને બદલે સ્વદેશી ઝુંસરીમાં ફસાઇ પડતી પ્રજાને ભાન અને સાન દેવાને માટે છે! અંધ શ્રધ્ધાળુ બનતી અટકાવવાને સારૂં છે!

## નવું પ્રકાશન—"કોંગ્રેસ પતન"

—આ પુસ્તકનું પ્રકાશન, મહાસભાના—ગગનમંડળમાં વિજળી રૂપે પડીને—ગડગડાટ—ગગડાવશે!

આ વાંચીને કોઈ કહેશે કે એણે તો કાળી બાજુજ પકડી છે! પણ ધોળી બાજુ તો મહાસભાવાદી—માંખણીયા પત્રો તો સવાર-સાંજ ચીતરે જાય છે! એમણે મહાસભા તથા પ્રાન્તિક સ્વરાજ્યની કાળી બાજુઓ તો છુપાવી છે! જાહેર પ્રજાને અંધારામાં રાખી છે! તેથી કરીને, કાળી બાજુ ચીતરવાનો બોજો અમારા જેવાં ઉપર પડે છે!

—કુશળ અને દાનો વૈદ તો રોગીના રોગનેજ પકડે છે! રોગીના શરીરના તંદુરસ્ત ભાગને એની કાંઇ પરવા હોતી નથી! રોગીના શરીરના સડતાં ભાગને ઝડપથી પકડીને તેને સુધારવા કે નાશ કરવાનો પુરુષાર્થ યાને ટ્રીટમેન્ટ કરે છે.

એમાં પણ દૈવી પ્રકૃતિનો વૈદ તો ટ્રીટમેન્ટનો બદલો પણ લેતો નથી તેવી રીતે કોંગ્રેસના રોગની ટ્રીટમેન્ટ માટે આવાં પ્રકાશન હું બદલાની આશા વગર કરી મારૂં કર્તવ્ય બજાવું છું !

મહાસભાવાદી પેટભરૂં છાપાઓની જેમ પૈસા લઈને પ્રોહીબીશનના પટપટારાં અને પ્રોપેગેન્ડા કરવાનો આમાં દંભ નથી !

ટીકાઓ થશે કે—

"લેખકે તો મહાસભાના મહા પુરુષોની ભારત વર્ષની "ભવ્ય વિભુતિઓની નિન્દા કરી છે ! એમને ઉતારી પાડયાં છે ! લેખક "કોંગ્રેસ દ્રોહી છે ! નિન્દક છે ! હિંસક છે ! તોછડો છે ! ગાળો દેય છે !"

—પરંતુ દુનિયાં આખીની કાળી બાજુ અને નિન્દા કરવાનો ખાસ ઇજારો—એ મહાસભાવાદીઓએ ચારટર કરાવી લીધો છે એનું કેમ ? એકપણ મહાસભાવાદી છાપાંએ કે આગેવાન નેતાઓએ પોતાના વિરોધીઓની નિન્દાઓ અને કાળી બાજુઓના ચિત્રામણાં નીરંતર—સાંજ સવાર—ચીતરવામાં જરાયે બાકી રાખેલ છે? અને એ બધું સત્ય—અહિંસા તથા વિશ્વપ્રેમના વારસદારોએ—સ્વરાજ્યના—એ એકલાં ઉત્પાદકો તથા કંટ્રાક્ટરોએ ભારતની આઝાદીની ઢાલ પાછળ રહીને કર્યું છે !

## ગાળો દેતાં કોણ શીખવે છે ?

પોતાના વિરોધી—સ્વતંત્ર ઉમેદવારોના છાજિયાં લેવાય ! એમની ઠાઠડીઓ કઢાય ! એમના પુતળાં બનાવી મૈયતો કઢાય અને એ સળગાવાય ! કોંગ્રેસના ગદ્ધાભુંકુ ભુંકણીયા લાઉડ સ્પીકરોથી બરાડા પાડી ગાળો દેવાય ! મ્યુનિસીપલ ચુંટણી

વખતે સ્વતંત્ર ઉમેદવાર મી૦ મનુભાઈ પંડ્યા સોલીસીટરના તંબુ પાસે જઇને એ શિખંડી ફાતડાઓની ફોજે છાતીઓ કુટીને છાજિયાં લેય! એમ ગાળો દેતાં કોણે શીખવી? આ બધી કઇ સભ્યતા છે? એ કયો શિષ્ટાચાર છે? એ કઇ સંસ્કૃતિ છે? એ શું સત્ય અને અહિંસાનુ પવિત્ર અને સુંદર સ્વરૂપ છે? એ શું વિશ્વપ્રેમનો સેમ્પલ છે? સંત અને પ્રાત: સ્મરણીય ગણાતી વીભુતી ગાંધીજીના આવા નફ્ફટ અને નિચ વૃતિના શિષ્યોથી શું હિન્દુસ્તાન સ્વતંત્રતા મેળવશે ને તે સુખે ભોગવશે?

—સાંટાક્રુઝમાં વાંદરા મ્યુનિસીપાલીટીની ચુંટણી વખતે આ લેખકે સિંહ છાપની લાલ પત્રિકા કાઢેલી. કોઇ ભુંકણીઓ લાઉડ સ્પીકરની બસમાં શિખંડી સ્વરે કાંઇક લવારો લવતો હતો—પણ એ શિખંડીઓથી જવાબ તો દેવાયો નથીજ!

ગાંધીઆઇટ ખદ્દડીયાંઓએ મ્યુનિસીપાલીટીમાં જઇને ગુલામી કાયદાને વધાવ્યાં! પોતાના અને લાગતાવળગતાની સંડાસની ટાંકીઓ ત્રીજે દિવસે સાફ કરાવે છે! જ્યારે અન્યોની ટાંકીઓ તો આઠે દિવસે પણ સાફ થતી નથી! પોતાના નિવાસની આસપાસ સફાઇ રખાવે છે! એમ એ ખદ્દડીયાંઓના કર્તવ્યની આ છે ઇતિશ્રી!

—કોંગ્રેસના કાંધીયાઓએ પોતાના વિરોધીઓને—કાચના ઘરમાં બેસીને પત્થરો માર્યાં છે ને ગાળો તથા ઠેકડીઓ કરેલી છે તેના લગભગ ૫૦૦૦ ન્યુસ કટીંગો—આ લેખક પાસે મોજુદ છે!

કાચના ઘરમાં બેસીને પત્થરો મારનારાં બીજાઓના પત્થરોથી તથા કાચના તુકડાઓથી—ગભરાઇને બુમો શા માટે મારતાં હશે!

## શિ ષ્ટા ચા ર !

—લેખકના પ્રકાશનોમાં કે લેખકની અંગત કારકીર્દીમાં કાળી બાજૂ કે દેશ દ્રોહતા દેખાત તો એ કોંગ્રેસીયન દંભીઓ કાછડી ઝાલીને કરાંજી ઉઠે એવાં નથી ?

—એ લેખકના અનેક ઓળખીતાંઓ મહાસભાવાદી પક્ષના છે ! પણ એઓ બધાં શ્રદ્ધાભાવે–સ્વરાજ્યની પ્રાપ્તિ માટે એમાં "નાહ્યા એટલું પુણ્ય" માનીને મહાસભામાં ભળેલાં છે ! એ સિવાય મહાસભામાં અનેક શિષ્ટ પુરુષો પણ છે, તેવા મહાનુભાવોને માટે આ પ્રકાશનમાં થયેલી ટીકાઓ કે વિશેષણો વપરાયાં નથી ! પરંતુ કોંગ્રેસના અહંકારી, સ્વાર્થી, તકસાધુ, દંભી અને ધુર્ત માનવોના દંભના બુરખા આંમાં ચીર્યાં છે ! ટીકાઓ અને અશિષ્ટાચાર થયાં છે !

—ભારતની મહીલાઓ અને કન્યાઓના શીલ અને સદાચારની બરબાદી–તે પણ–સ્વતંત્રતાને નામે–લુંટનારાં બારવટીઆઓની વિરૂદ્ધ આ પોકાર છે ! દાનવો પ્રત્યે શિષ્ટાચારી રહેવાનું અમને અમારા ગુરૂએ શિખવ્યું નથી ! શઠ પ્રત્યે શઠ બનવાનું શિખવ્યું છે !

## વૈશ્ય અને વાણીઆ !

આ પુસ્તકમાં "વૈશ્યો, વૈશ્ય વૃત્તિવાળાઓ, અને વાણીયાઓ" એ શબ્દો લખાયેલાં છે તે જન્મથી જાતિએ જે વાણીયા છે તેને માટે સંબોધાયા નથી પણ મહાસભામાં કમાવાને ઘુસેલાં સ્વાર્થ સાધુઓ પછી તે જન્મે બ્રાહ્મણ, ક્ષત્રીય, પારસી, વૈશ્ય કે શુદ્ર હોય તેવી વ્યક્તિઓને માટે "વૈશ્ય અને વાણીયા શબ્દો" લખાયા છે !

## કોંગ્રેસનો ક્રૂર પક્ષપાત!

—આ પુસ્તકમાં બીન કોમીવાદી કોંગ્રેસીયનોને 'કોમીવાદ' દેખાશે! પણ પુસ્તકમાં કોઇ સ્થળે મુસ્લીમોપર આક્ષેપ કે વિરોધ નથી! પરંતુ કોંગ્રેસનો મુસ્લીમ પ્રત્યે–ક્રૂર પક્ષપાત છે તેનું વર્ણન છે!

હિન્દુઓને ભોગે મુસ્લીમોને કેટલું નમતું અપાય છે તેનું વર્ણન છે તેને માટે કોંગ્રેસ તરફ પોકાર થયો છે!

શિવા બાવનનીનું કાવ્ય, બાદશાહ ઔરંગઝેબને દીવાને ખાસમાં કવી ભુખણે સંભળાવેલું તેમાં બાદશાહને વાંધો નહતો પણ મુસ્લીમોને ખુશ કરવાને ગાંધીજીએ હિંદી સાહિત્યમાંથી એ કાવ્ય રદ કરાવ્યું!

ધર્માન્ધ મુસ્લીમો તરફથી છપાયેલાં–વંદે હિન્દ! મારીકચે સોમનાથ! જંગે આલમગીર આ પહુંચા! દાઇ-ઉલ-ઇસ્લામ! સીતાકા છીનાલાં! રંગીલા કનૈયા (કૃષ્ણ) આવાં હિન્દુ દેવ દેવતાને ગાળો દેનારાં પ્રકાશનો છડેચોક છપાય છે! વેચાય છે! તે બંધ કરાવવાની કોંગ્રેસમાં તાકાત કેમ નથી? કોંગ્રેસના આવા ક્રૂર પક્ષપાત માટે આ પુસ્તકમાં પોકાર છે!

## હિન્દુઓને ભોગે મુસ્લીમોને પંપાળાય છે!

—આ પુસ્તકમાં રાજેન્દ્રમીંયા, મોહનમીંયા અને જવાહર ખાનજીના વિશેષણો ઇશ્વર પ્રેરણાથી લખાયેલાં છે તે તેઓના વર્તનને અંગે છે! કારણકે હિન્દુત્વનો નાશ કરી, મુસ્લીમોને પંપાળવાના પ્રયત્નો કરી–સ્વરાજયમાં એઓ મુખ્ય બનેલાં છે. એ સ્વરાજય લેનારાં–નહિંદુઓ–અમારા પૂજ્ય અવતારી આત્માઓ પ્રત્યે કેટલી હલકાઇ વાપરે છે એ વાત ગુજરાતી–ગાડરીયાં પ્રજાથી અંધારામાં છે! તે જુઓ——?

પટણામાં રાજેન્દ્ર પ્રાયમર શિખવાય છે તેમાં શ્રીરામ ને બદલે 'મીંયા રામ'! શ્રી સીતાને બદલે "બેગમ સીતા"! ઋષી વાલ્મીકીને બદલે "મોલવી વાલ્મીકી" અને મહારાજા દશરથને બદલે "બાદશાહ દશરથ"—આવા ભ્રષ્ટ વિશેષણો, લગાડનારાં પછી એ મહાત્મા કે પ્રાતઃ સ્મરણીય હો, જવાહર હો કે કોહીનુર હો, રાજેન્દ્ર હો કે દેવેન્દ્ર હો–પણ અમારે મન તો એ કોડીની કીંમતના છે! અને અમ હિન્દુઓને તો એ ઘોરીઓ છે! ગઝનવીઓ છે! ખીલજીઓ છે! ભસ્માસૂરો છે!

## અમને
## નિર્ભેળ રાજદ્વારી ગાંધી જોઇએ છે!

આવાં સંત મહાત્મા કે મહંત રાજકિય-નેતા નથી જોઇતાં—



પણ



સને ૧૯૧૨-૧૮ ના આવાં નિર્ભેળ રાજદ્વારી એમ. કે. ગાંધી જોઇએ છે.

—અમને હવે લંગોટીદાસ, સંતવેષી, મહાત્માપદી, રાજકિય લીડરની જરૂર નથી.

—રાજકારણમાં ખીલાફત, મન્દીરપ્રવેશ, છુટાંછેડાં, ધર્મનિન્દા અને બ્રહ્મચર્યના અખતરાં કરનારાં ગોટાળીયાં રાજ–લીડરની જરૂર નથી!

—સોયાબીન, નીરાં-તાડીના કે ગોળ બનાવનારાં દાળભાતમાં મુશળચંદ જેવાં Jack of All and Master of None જેવાં સાયન્ટીસ્ટ-રાજદ્વારી નેતાની જરૂર નથી!

✓ —કુમારીકાઓ ઉપર વીર્યસ્ખલના પત્રો લખનારાં બાથરૂમમાં યુવતીઓ પાસે તેલમર્દન કરાવનારાં નકલી બ્રહ્મચારીની રાજનેતાગીરીની જરૂર નથી!

✓ —દેશ સેવીકાઓને ચોકીદાર બનાવનારાં, સ્ત્રીઓથી રક્ષાયેલાં બંદીવાન-સ્વરાજય છતું નેતાની જરૂર નથી!

✓ —અર્ધ ગૃહસ્થી, અર્ધ સન્યાસી, અર્ધ બ્રહ્મચારી, નીલા-નાગીણીના શીલભક્ષકોના ભૈરવી રાજ-નેતાની જરૂર નથી!

✓ —તેમજ અમોને, કોંગ્રેસમાં સડો ઘાલનારાં-સડેલાંઓના શિરોમણી સંત રાજકીય નેતાની જરુર નથી!

—અને એથી વધુ ડો. ખરે, નરીમાન જેવાંની નજીવી ભૂલોને માટે ક્રોધી અને દુર્વાસા બનનારાં તથા એ લોકોના મૃત્યુ પત્રકો ઉપર સહી કરાવી લેનારાં સંતના વેષમાં રાજકિય-કુંટુંબીઓ પ્રત્યે છલ કપટ કરનારાં છલ ભેદી મહાત્માની તો જરાયે જરૂર નથી!

**પણ અમને તો**

**૧૯૧૨-૧૯ ના શાંતારામની ચાલીમાં તથા ફ્રેન્ચપુલની નીચે હિન્દની એકતાની ઘોષણા કરનારાં તેમજ ૧૯૧૭-૧૯ માં હિંદી પ્રજાને એકતાની રાહ પર દોરનારાં મી. મોહનદાસ કરમચંદ ગાંધી જોઇએ છે!**

**અમને તો કાઠીયાવાડી પહેરવેશવાળા નિર્ભેળ રાજદ્વારી ગૃહસ્થાશ્રમી દેશનાયક પુરૂષની જરુર છે! અમને તો લો. તીલક, લાજપતરાય, ફીરોઝશાહ મહેતા અને મી. ગોખલેની સાથે શુદ્ધ રાજકિય મંત્રણા કરનારાં નિર્ભેળ રાજદ્વારી Pure Politician ૧૯૧૪ ના ગાંધી જોઇએ છે!**

—અમને મહાત્મા, સંત, પ્રાતઃસ્મરણીય અને પૂણ્યાત્માના ઈલકાબધારી રાજક્રિય પુરૂષ હવે જોઇતા નથી. વિસ વિસ વરસથી સ્વરાજ્યને નામે દેશની મટ્ટી પલિત કરનારાં ચલિત વિચારોવાળા સાબરમતીના સંત કે વર્ધાના વરધમાન કે શેગાંવના સન્યાસીની અમને હવે જરુર નથી.

—કાઠીયાવાડી અતીત બાવા અને અઘોરી કે સાધુડાની જેમ અપવાસો અને ત્રાગાં કરીને—વીરાવાળાના–બગસરાનો ચોફાળ ઓઢીને–પાછા ફરનારાં—સંત–મહંત બનેલાં "એ ચેમ્બરલેન Chamberlain" ની અમને જરૂર નથી!

—પરંતુ અમને તો પરદેશીઓ પ્રત્યે કુટિલ, છલભેદી અને કારસ્થાની મુત્સદ્દીગીરીવાળા, ચંદ્રગુપ્તના ચાણાકય સમા શ્રી વીઠલભાઈ પટેલ, જેવાં મુત્સદ્દી ગાંધી જોઇએ છે!

એમણે એવાં બનવું હોય તો તુરત બની જાય–નહિંતર આત્માનું કલ્યાણ કરવા હિમાલય ચાલ્યા જાય!

## રીપીટ મીક્ષ્ચર!

—દરદીના રોગને મીટાડવાને દાનો ડોકટર તો દરદી માટે દરરોજ Repeat–mixture દીધે જાય છે! તેવી રીતે આ, પુસ્તકમાં કેટલાંક વિષયોને જુદી જુદી દ્રષ્ટીએ અને દલીલે તથા સરખામણી કરવાને અંગે વારંવાર ઉલેખ્યાં છે–એટલે કે હિન્દીઓનો રાજદ્વારી અને દેશદ્રોહનો રોગ કાઢવાને repeat કરેલાં છે! તો કૃપા કરી પીષ્ટપેશણને નામે વાંચકે નારાજ નહિં બનવા વિનંતી છે!

ભયઘંટ!

—વર્ધાના ભયાનક ભસ્માસુરોની હિન્દુત્વ નાશક શિક્ષણ યોજના વાંચીને તો શુધ્ધ હિન્દુ–ખમીરી–હિન્દુઓનાં રૂંવાડા ખડાં થાય છે! એ ભસ્માસૂરો પ્રત્યે મમતા રાખનારાં હિન્દુ જાતિ દ્રોહી—નહિન્દુઓને આ પુસ્તકનો વિરોધ કરવાનો જરાયે હક નથી!

## પ્રોહીબીશનનો વિરોધ કેમ ?

કોઇ ટીકા કરશે કે લેખક આર્યધર્મી હોવા છતાં પ્રોહીબીશનનો વિરોધ કરે છે! પણ લેખકે તો પોતાના "સ્વરાજ્ય પતન" પુસ્તકના ઉતરાર્ધના ૬૨ મેં પાને સ્પષ્ટ લખેલું છે કેઃ—

"તે મહાઘાતક પેયને, ક્રમમાંક્રમ હિન્દુ જાતિમાંથી તો સદંતર
"અદ્રસ્ય કરવા મહાસભાએ પ્રથમ કામ કરવાનું છે!

પણ એ કેવી રીતે કરવાનું છે તેના ઇલાજો એજ વિષયના પેજ નં. ૫૫ થી તે ૬૩ ની અંદર સવિસ્તર દેખાડેલાં છે!

માત્ર નીર્દોષ ઉંઘના વ્યસનમાંથી આઠ-કલાકની ઉંઘમાંથી જાગતાં પ્રાણીને પથારીમાંથી ઉઠતાં દસ–પાંચ મીનીટ પણ સહેજે લાગે છે! તો હજારો વરસના દારૂના જાલીમ વ્યસનમાંથી મુક્ત થવાને કાંઈકિ વર્ષો તો નહિ પણ મહીનાઓ તો જોઇએ કે નહિ?

અત્યારે દારુડીયાઓ જે ભ્રમિત બુધ્ધિથી તથા આસુરી પ્રકૃતિથી દારુ પીવાને તરફ્ડીયાં મારે છે તેને સુધારવાને માટે ખાસ ધાર્મિક મીશન ઉભું કરી ઉપદેશોદ્વારા બુધ્ધિ સુધારવી પડશે! એમ—

—કાયદાના દમામથી કે જુલમથી દારુબંધી કેટલો સમય ટકશે? કાયદા ભંગ કરી દારુ પીવાય છે ને પીવાશે–કાયદાઓના ભંગ કરવાનું તો કોંગ્રેસે પોતેજ શીખવેલું છે પછી એમના કાયદાની કીંમત કેમ રહેશે?

## ક્ષમા કરજો!

—આ પુસ્તકમાં વર્ણવેલાં સ્વતંત્ર ઉમેદવારો, સનાતનીઓ, હિન્દુ મહાસભા કે અન્ય નેતાઓનો હું અંગત મિત્ર નથી! કે કોઇની સાથે ઓતપ્રોત બન્યો નથી! મી. ધનજીભાઈ

કુપરની સાથે ધંધાને અંગે આઠ વરસ પહેલાં એકાદ પરિચય થયેલો, સિવાય કોઇની સાથે ખાસ ઓળખાણ કે પરિચયો નથી! કોઇનો પક્ષ લઇ મીઠી નજર કે સ્વસ્વાર્થ સાધવાનો પ્રસંગ કે ઇચ્છા પણ નથી, તેમ એ દ્રષ્ટીએ એમનો પક્ષ આંમા લેવાયો નથી!

**—તટસ્થ વૃત્તિએ, તટસ્થ રીતે, રાજકિય અવલોકન કરીને, આ પુસ્તકમાં હિન્દી ભાઇઓને "ખરાં અને ચુસ્ત દેશભકતો" તથા માતૃભૂમિને વફાદાર બનાવવાને કટુ શબ્દો લખેલાં છે તેથી કરીને કોઇનું મન કે લાગણી દુઃખાય તે માટે ક્ષમા માંગી લઉ છું-તો ક્ષમા કરજો!**

## વીતંડાવાદીઓને વિનંતી!

આ પુસ્તક વાંચીને ઘેલછાઇએ ઉતરી પડી રુબરુમાં વીતંડાવાદ કરવાને કોઈ બીન પરીચયી ન પધારે એવી વીનંતી છે. પોતાનો વિરોધ લખીને મોકલેથી જડબાતોડ જવાબ મળશે!

બઈરાંશાઈ હાવભાવવાળાં અમર્દો સાથે વાદમાં ઉતરવા મારી ઇચ્છા નથી! મુછ ઉતરાવવાની અંગ્રેજી નકલ કરનારાં મોવાળાં ને સુંવાળા મુખીઓની સાથે વાદ કરવામાં મારી સરસાઇ નથી!

**વિરોધી અભિપ્રાયો માટે વિનંતી!** જે તેમના જવાબ માટે મારૂં ચર્ચાપત્ર પ્રસિધ્ધ કરીને ઉદારતાં દેખાડે કે જેથી એક તરફી રિવ્યુ વાંચનારો ખોટી અસરમાંથી મુકત થઇ શકે.

**અશુધ્ધિ માટે માફ કરજો!** હું પોતે ૧૯ાા સદીનો સાક્ષરગણ ન હોવાથી તેમજ જોડયાક્ષરો અને રસ્વઈ-દીર્ઘઇના દિલ ન દુભાવવાને ખાતર એમની એકતા કરી છે।

**ભેટ મળેલી બુક!** પૈસા ન ખરચી શકે એવા સજ્જનને પ્રચાર માટે ફ્રી વાંચવા દેજો પણ નાટક **સીનેમામાં નાણાં ખર્ચી**

**શકે એવાં ભાઇઓને તો નકલ ખરીદી લેવા આગ્રહ કરજો. કૃપા કરીને એવાં ખમતીધરોને વેચાતી લેવા ફરજ પાડશોજી કે જેથી કરી પ્રકાશનને સોસવું ન પડે.**

**ઘણાંઓ રૂઠશે!** પુસ્તક વાંચીને ઘણાં મિત્રો પણ કહેશે કે તમને શું પડી છે?—તો પછી અંત્યજોની, દારૂડીયાઓની, ખેડુતોની, હિન્દની ગુલામીની મહાસભાને શું પડી છે? પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મૂળ હેતુ જોઇને મત બાંધવા વિનંતી છે!

**ગાંધીભકતો પ્રત્યે!** ''બાબાવાકયં પ્રમાણમ્''વાળા ગાંધી ભકતોને વિનંતી છે કે ગાંધીજીની બ્રીફ લઇને કુદી પડવાની તકલીફ લેય નહિં ખુદ ગાંધીજી બળવાન છે એવા બળવાનની સહાયે બ્રીફલેસોએ કુદી ન પડવું!

**દયાનંદ પ્રત્યે મમતા!** કોઈ કહેશે કે લેખકને દયાનંદ તરફ પક્ષપાત, મમતા અને વ્યકિત પૂજાનો મોહ છે પરંતુ મને તો ભારતના સર્વે મહા પુરૂષો પ્રત્યે મમતા અને મોહ છે! જે વાતનો પુરાવો રામાયણની રત્નપ્રભા પૃષ્ટ ૪૮–૪૯ માં તેમજ આ પુસ્તકને પાને પાને દ્રષ્ય થાય છે!

**પુસ્તકના ચિત્રો**—સ્વરાજ્ય પતન પુસ્તકના કેટલાંક ચિત્રો પ્રસંગને અનુસરીને નવી કલ્પનાના વ્યંગથી સજાવ્યાં છે કેટલાંક નવા ચિત્રો પણ છે. ટાઈટલના ચિત્રો હિંદુસ્થાન પત્રમાં આવેલાં પરથી સુધારા વધારા કરી મૂકેલાં છે!

**પુસ્તકની કીંમત**—જાહેરાતનો મોટો ખર્ચ, બુકસેલરના કમીશન તેમજ સેવાભાવીઓ, સન્યાસીઓને, ધર્મભકતો તથા દેશભકતોને બક્ષીસ દેતાં લગભગ માણમાણ સરભર થાય છે! ઉપરાંત લગભગ ૦–૬–૦ ના ટ્રેકટો ફ્રી અપાય છે!

—લેખક.

## વાંચક બંધુ ત્હને શું કહું ?

(મંદાક્રાન્તા)

હું શું બોલું ? અરર ઉરના પટ્ટને કેમ ખોલું ?
કેવી રીતે તુંજ સમિપે દેશના દંભ ખોલું ? ૧

વાંચક તારૂં હૃદય ઉકળશે, દેશના જોઇ હાલ,
છુપાઇ છે અહિં તહિં જ્યાં આપદાઓ કરાળ ! ૨

ચાલી છે આ ભરત ભૂમિયે, પાપની ક્રૂર ચાલ,
ધુર્તાત્માઓ વિધ વિધ રીતે પાથરે ઇન્દ્ર જાળ ! ૩

હોળી દિલે નિશદિન બળે કયાંથી હોયે દીવાળી ?
ચોળી નાંખે કુસુમ કુમળાં છોડને હાય માળી ! ૪

સાચાં પુરા હિત મન ધરે કોઈ ના દેશ નેતા !
આડે હાથે જનરૂધિરને ચૂસવા વેશ લેતાં ! ૫

વાંચક બંધુ તુંજ સમિપે દાખવ્યું છે ખરૂં મેં,
અંગારા મેં ભરતભૂમિના દાખવ્યાં છે તને રે ! ૬

વાંચી તારૂં હૃદય ધડકશે રક્તનો વેગ વધશે,
નેતાઓની નટ્ટગીરીના—ઢોંગથી ચેતી રહેજે ! ૭

ચેતીને તું નિશદિન બનજે દેશનો સત્ય બેલી,
ને, નેતાઓના દંભી ઘટ્ટના ભેદ તૂં દેજે ફોડી ! ૮

—જન રૂધિરને ચુસવાને માટે દેશનેતારૂપી અંગારાઓ અત્યારે આ ભરતભુમિને ભુખ ભેગી કરવાને, સ્વરાજ્યને નામે ભભુકી ઉઠયાં છે ! તેઓના દંભના પડદા મેં આ કોંગરેસ પતન પુસ્તકમાં સેવાભાવે ચીર્યાં છે !

તે તું વાંચીને-વાંચક બન્ધુ ! તારો નિષ્પક્ષપાત અભિપ્રાય આપીને મને કૃતાર્થ કરજે !

—મારે હાથે થયેલી ભુલોને માટે ક્ષમા કરજે !

—ભુલો સુધારવાને હું સદા તત્પર રહીશ !

—લેખક.

# કોંગ્રેસ-પતન.

**પુસ્તક પૃષ્ટઃ ૨૬૬. ચિત્રો-ફોટાઃ ૩૪. કિંમત રૂા. ૧-૦-૦ (પોસ્ટેજ એકસ્ટ્રા) પુરતી નીશાની તથા સીરનામાં સાથેનું પોસ્ટકાર્ડ મળેથી ૦-૨-૦ વધુ લઇને મુંબઇમાં ઘેર બેઠાં પોહોંચાડવામાં આવશે!**

લખોઃ-R. H. PATEL, Krishna Sadan-Tilak Rd., Post: SANTACRUZ.

## સાંકળિયું !



**પહેલું ટાઇટલ-અસત્ય વ હિંસા દેવીને-બલીદાનોનું ચિત્રઃ**

## — ભાગ–બીજો —



---

**બીજું ટાઇટલ–સત્તાચોરો શાહુકારને દંડે છે–ચિત્ર.**

# કોંગ્રેસ પતન!

## ગોરી ગુલામીને બદલે કાળી ગુલામી!

**કોંગ્રેસના ઉમેદવારો એટલે મેંઢાઓ, ઘેટાંઓ, બેં બેં કરતા બકરાંઓ અને જડસમાન નિર્જીવ વાંસડાઓ !!**

૧ કોંગ્રેસ એ સટ્ટાવાદીઓથી ઉભરાયેલી સંસ્થા છે !
૨ કોંગ્રેસ આગેવાનો લગભગ નગદ–નારાયણો છે !
૩ કોંગ્રેસ એ ગરીબોને કચડનારી સંસ્થા છે !
૪ કોંગ્રેસ એ મીલ માલિકોની રક્ષણહારી છે !
૫ કોંગ્રેસ એ મીલ મજુરોને કચડનારી પુરવાર થઈ છે !
૬ કોંગ્રેસ એ સટોડીયાઓને પંપાળનારી છે !

કોંગ્રેસ ઉમેદવારો હાજી હા ! કરીને હાથ ઉંચા કરનારા નિર્જીવ પુતળાં જેવાં યંત્રો છે.

૭ જો મુખ્ય કોંગ્રેસ આગેવાનને છીંક આવે તો એ બધાઓએ શીસ્તને ખાતર છીંક ખાવીજ પડે !
૮ જો મુખ્ય કોંગ્રેસ આગેવાનને ઓડકાર આવે તો એ બધાયે શીસ્તને ખાતર ઓડકાર ખાવાજ જોઈયે !
૯ જો મૂખ્ય કોંગ્રેસ આગેવાનને શરદી થાય તો એ બધાને શીસ્તને ખાતર શરદી થવીજ જોઇએ !
૧૦ જો મૂખ્ય કોંગ્રેસ આગેવાનને રાત્રે સૂરજ ઉગ્યો દેખાય તો એ બધાઓને શીસ્તને નામે રાત્રે સૂરજ દેખાય!

કારણ કે એઓ બધા મન–વચન–કાયાથી કોંગ્રેસને ત્યાં શીસ્તને નામે હાથ કડી કરાયેલાં કેદીઓ છે !! ગુલામો છે! અંતરના આવાજનો અમલ માત્ર ઇશ્વર પાસેથી હાઇકમાન્ડ શ્રી. ગાંધીજીએ પોતાના અંત પર્યંતને માટે ચારટર કરાવી લીધો છે !

## કોંગ્રેસ સભાસદો ગાંધી ગુલામો છે!

કારણુ કે દેશી રાજાઓ તથા નવાબોની વિરૂદ્ધ જેમ કાંઇ ન બોલાય તેમ ગાંધીજી વિરૂદ્ધ બોલાય નહી ને બોલે તો કોંગ્રેસની જમાત બ્હાર કરાય માટે :-

૧૧ એ ઓ પોતાના સ્વતંત્ર વિચારો ઉચ્ચારી શકતાં નથી !
૧૨ એ ઓના શિરપર શીસ્ત ભંગની ભયંકર તલવાર લટકે છે !
૧૩ એમની મતિ ઉપર મહાસભાની ગુલામીનું સીલ મરાયું છે !
૧૪ એમણે ગાંધી—વલ્લભ--બજાજ—જવાહરની ગુલામી સ્વીકારેલી છે !

## ફરી મત આપતાં પહેલાં વીચાર કરજો !

આવાં ગાડરીયાં ઉમેદવારોને કોઇપણ જાતની ચુંટણીમાં મતો આપો તે પહેલાં એઓ તમારૂં હિત સાચવવાં સ્વતંત્ર છે કે કેમ ? તેની ખાત્રી કરી લેજો! સામાન્ય જન સમાજે તો પોતાના ધાર્મિક–સામાજીક–સાંસારિક અને વ્યાપારી હીતોનું રક્ષણ કરવા માટે બિન મહાસભાવાદી સ્વતંત્ર ઉમેદવારોનેજ મતો આપવા ઈષ્ટ છે !

– કારણુ કે –

જો કોંગ્રેસ આગેવાનનું ભેજું ગેપ હશે તો એ બધા-ઓનું ભેજું ગેપ બને છે ! કારણુ કે એ ઓ શીસ્ત થી બંધાયેલાં છે. લોક હિતના અગત્યના સવાલો પણુ ઉડી જાય છે. કારણુ કે ગાંધીઝમની માનસિક ગુલામીના એ બધાં ગુલામો પૂરવાર થયાં છે !

– માટેજ –

A દરેક હિન્દીની ફરજ છે કે કોંગ્રેસનો સભાસદ માત્ર જી હજુર! અથવા "ગાંધીજીકી જે" "જવાહરકી જે" ના બરાડા પાડવા માટે નહિ બને!

B કોંગ્રેસનો સભ્ય કાકાકૌવો કે જંગબારી પોપટ ન બને!

C ખાખી ગુલામીને બદલે ખાદી ગુલામી ન વહોરે?

## સંપુર્ણ સ્વરાજ્યના ટહુકા મારંતી ૧૯૩૯ ની કોકિલ–કંઠી–કોંગ્રેસ!

**कोकिलनाम् स्वरोरूपम् नारीरुपम् पतिवृतम् ॥**

કોંગ્રેસની કહેવાતી કોકીલાઓના કંઠોમાંથી, કોંગ્રેસ હોદ્દાની ચુંટણી વખતે એક એવો સ્વર નિકળી પડયો હતો કે:

**"જો કોંગ્રેસ કદાચ વાંસડો પણ ઉભો કરે તો, તમારે તેનેજ મત આપવાનો છે."**

પતિઓની સાથે રૂસણાં રાખનારી અને છુટા છેડા લેનારી બિન આજ્ઞાંકિત નારીઓ પણ પ્રજાને કોંગ્રેસની આજ્ઞાંકિત બનાવનારીઓના કૌકિલ કંઠોમાંથી, આવાં સનેપાતીયાં સ્વરો નિકળી પડે એ પણ કલીયુગની કોંગ્રેસીયન સ્વતંત્રતાની અજાયબી નહિં તો બીજું શું કહેવાશે?

## કોંગ્રેસીયન વાંસડાઓ!

શાહીવાદી (અંગ્રેજ) સિવિલિયન વાંસડાઓનો વિરોધ કરનારાઓ તરફથી, શાહીવાદને બદલે ગાંધીવાદ સ્થાપવાને, પોતાના કોંગ્રેસીયન વાંસડા ઉભા કરાય એ પણ શું આ અભાગી ભારતવર્ષની પ્રજા ઉપર, ગોરી ગુલામીને બદલે ગાંધી ગુલામી લાદવાની મૂર્ખતા નથી?

## જ્યાં ત્યાં વાંસડા ફરી વળ્યાં !

કોંગ્રેસીયન વાંસડાઓયે આઠ પ્રાંતોમાં અધિકાર હાથમાં લઈને ભારતની ભાવનાશાળી પ્રજામાં, ભારતના ધાર્મિક જગતમાં ધર્મ ભ્રષ્ટતા, નિતી ભ્રષ્ટતા, સમાજ ભ્રષ્ટતા, સંસ્કૃતી ભ્રષ્ટતા ફેલાવવાના વાંસડાઓ ફેરવી વાળ્યાં છે! એ પણ કાંઇ યાદ આપવાની જરૂર નથી!

એમની અમલદારી દરમ્યાન, એ ઘરના ગણાતા, વેષધારી નામના હિંદુઓએ, ભારતવર્ષની ધાર્મિક પ્રજાને, લઘુમતિ વાલી અને હિન્દને વફાદાર–એવી પારસી પ્રજાને, સત્ય અને અહિંસાના, નામે અને બ્હાને એમના મનસ્વી, અને વિકૃત (ચક્રમ) વિચારો લાદવાને માટે, ફાસીઝમના દમનના કોરડા ચલાવેલાં છે એ પણ કાંઇ આમ આલમથી અજાણી વાત નથી !

## સંપૂર્ણ સ્વરાજની ઘોષણા !

દુઃખ અને દયાજનક વાત તો એટલી છે કે સ્વરાજ્યની સોનેરી ટોળકી તરફની સંપૂર્ણ સ્વતંત્રતાની ગીલીટવાળી ઘોષણામાં ભારતની ભોળી પ્રજા, ભોળપણમાં ફસાઇ જાય છે! એમની એ ઘોષણામાં સ્વતંત્રતાની લાલચ છે! રામરાજ્યના સ્વપ્ના સેવનારી પ્રજા એવી જાદુગીરીમાં ભ્રમિત થઇને અંજાઇ જાય છે!

પરંતુ અનુભવ અને ઇતિહાસ આખો ખડો છે! દીવા જેવો છે અને પુકારીને કહે છે કે વિજતાઓ ઉપર વિશ્વાસ રાખનારી ભારતની વિશ્વાસુ અને ભાવનાશાળી પ્રજા તો દગા-ફટકા અને વિશ્વાસઘાતનો સદાયે ભોગ થઇ પડેલ છે !

કોંગ્રેસના કહેવાતા અહિંસક પ્રધાન મંડલોએ પોતાના માની લીધેલા વિજયી પ્રાંતીક સ્વરાજના વિજય ઉન્માદમાં ( delirium ) તરંગી અને તુમાખી દમનો ચલાવીને, ફેરી કરીને પેટ ભરનારા એક ફેરીયાથી તે પ્રમાણીક ધંધાદારી વેપારી આલમમાં ગજબનાક ગભરાટ અને હાહાકાર ફેલાવવામાં શું કાંઇ પણ મણા રાખી છે ?

કોંગ્રેસીયન વિજેતાઓના વિશ્વાસે રહીને આઠ પ્રાંતનાં રાજ્ય વહીવટોમાં આમ પ્રજા તો વિશ્વાસનો ભયંકર ભોગ થઇ ગયેલ છે એ વાત પણ કાંઈ અંધારામાં રહેલી નથી !

અમારે બાકીના પ્રાંતોના વહિવટ માટે કાંઇ કહેવાનું નથી ! એ પરકીયા તો અમારા દાના દુશ્મનો છે એનાથી અમે સાવધાન છીએ પણ અમારે તો અમારા મૂર્ખ મિત્રો અને ઘરના વેરીઓની વિશ્વાસઘાતક દુષ્ટતાના દમન માટે રોદણાં રોવાનાં છે !

## ગોલ્ડન ગેંગોઉવાચ:

**" મહાસભા માત્ર દેશની એકની એક ઉદ્ધારક સંસ્થા છે !**
**" તારણહાર છે ! ગુલામી મીટાવનારી છે ! શાહીવાદનો**
**" નાશ કરવા અંદરના મતભેદ ભૂલી જઇને એક રૂપ**
**" બનો અને શાહીવાદી–સામ્રાજ્યને મીટાવી દો "**

કોકીલકંઠી કોંગ્રેસના તથા વર્ધાની રાજકીય ગોલ્ડન ગેંગના આવા ગીલટવાળા ઢોંગી ઢંઢેરાઓની ઢાલ પાછળ શાહીવાદને હાંકી કાઢનારા મહાસભાના ઔરંગઝેબો અને અલ્લાઉદ્દીનોએ, પોતાના ૨૭ મહીનાનાં રાજવહીવટોમાં અને કોંગ્રેસની સત્તા સાચવવામાં કેટકેટલાં કારસ્થાનો, જોહુકમીઓ, અને પરદેશી શાહીવાદીઓથી પણ નથી થયાં એવાં નધર્મી–

જાલીમ કૃત્યો એ અઢી વરસમાં સત્ય, સુલેહ અને અહિંસાને નામે કરેલાં છે એ અમે જાહેર પ્રજાને યાદ દેવડાવવાની અમારી ફરજ માનીયે છીએ.

## મહાસભાનો મધલાળ !

**मधुतिष्ठती जिव्हाग्रे ह्रदयेतु हळाहळ!** મહાસભાએ સ્વતંત્રતાની મધમાળ પ્રજાને ચટાડીને ૧૯૩૦–૩૨ માં પ્રજાને પોતાની પીઠે લીધી હતી: મહાસભાના ઝંડા નીચે હિંદની હરેક પંથની પ્રજાએ, આર્યસમાજનો ૭૫ ટકા ભોગ તથા પારસી જેવી લઘુ પ્રજાએ પૂર્ણ સહકાર આપેલો હતો અને ભયંકર ભોગો દીધાં હતાં, તેના બદલામાં રોલેટ એક્ટને વટલાવે એવા ભયંકર, અહિંસાને નામે જુલમો, અને સીતમો ચલાવી દીધાં છે! આર્ય સમાજે માંડેલા હૈદ્રાબાદ સત્યાગ્રહની ઠેકડી કરતાં હતાં–એમનાથી બન્યા એટલાં દમ અને હુકમોથી આર્યોને પજવ્યાં હતાં! એ ગાંધીવાદીઓએ એમના અમલમાં મન ફાવ્યા ફતવાના કાયદાઓ ઠોકીને, આમ પ્રજાનો ભયંકર વિશ્વાસઘાત કર્યો છે! દગલબાજી કરી છે! તેના નમુના પણ કાંઇ વારંવાર ગોખાવવાની જરૂર નથી! **મહાસભાની જીભ ઉપર મધ છે પણ એના હૃદયમાં પોતાની અંગત ટોળીની સત્તા જમાવવાનું હળાહળ ઝેર છે!** જે **નીચેના થોડાંક** નાદર **નમુનાઓથી** જાણી શકાશે.

## કોંગ્રેસની છેતરપીંડીના નાદર નમુનાઓ !

૧ ૧૯૩૫ નો ઇંડીયા એકટ કાળો કાયદો છે, ગુલામી બંધન છે! ગવર્નરને તલવારથી રાજ્ય કરવું છે! એવાં ઢોલ ટીપેલાં હતાં. પછી ૧૯૩૭ ની એપ્રીલની પહેલી તારીખે, એ કાળા

કાયદાની ભેટ માટે–કાળો દીવસ ઉજવાયો! હડતાળો પડાવી! સરઘસો કઢાવ્યા! એવી રીતે લોકોને મૂર્ખ બનાવ્યા બાદ—

શેંગાવની સ્વરાજ્ય–સત્તાભિલાષી સોનેરી ટોળીએ ૧૯૩૭ ના જુલાઇની અધવચમાં એ ગુલામી કાયદાને સ્વાધીનતાનો કાયદો મનાવ્યો! પોતાની ચળવળના ભોગનો બદલો મનાવ્યો! પ્રજાની મૂર્ખાઇનો લાભ લઇને, પોતાના ખવાસો અને હાજીહાં કરનારાં ગુલામોને–શ્રી મોહનદાસની મોરલીએ નાચનારાં ખાદીના પૂતળાઓને પ્રધાનપદે ચોંટાડી દીધાં!

## પુતળાં પ્રધાનોને બદલે–ગુલામી પ્રધાનો!

### ૨–"નહીં જોઇએ–નહીં જોઇએ એ કાળો કાયદો નહીં જોઇએ"

આવા કીર્તનીયાં ગવરાવ્યા અને નકારના નગારાં વગાડીને રિસામણું કર્યાં. સરકારે સ્વઇચ્છીત સ્વતંત્ર પ્રધાનો નિમ્યાં ત્યારે એ કોંગ્રેસીયનોએ પેટ ફુલાવીને એ પ્રધાનોને ગાળો દીધી! પુતળાં પ્રધાનો કહ્યાં, ખીસાંભરૂ મહાસભાવાદી પત્રોએ તો લાંબા લાંબા લેખો લખીને એ બીન કોંગ્રેસવાદી પ્રધાનોને પેટ ભરીને ગાળો અને ઠઠ્ઠા કરવામાં કાંઈ બાકી રાખી નહોતી! જેમાં મી. ધનજીભાઈ કુપર જેવા પ્રતિષ્ઠિત અને શાંત સ્વભાવના સદ્ગ્રહસ્થો પણ સમાઈ જતા હતાં! મી. જમનાદાસ મહેતાને તો એ અરસામાં લગભગ ૩૦૦૦ ગાળો ચોપડી હતી! એમના કોકિલ કંઠોના એ ક્રૂરતાયુક્ત કર્કશ સ્વરો હતાં. કોંગ્રેસની અહિંસક વાણી તથા કર્કશતાનો એ કારમો પરચો હતો. ગાંધીજીના સત્ય અને વિશ્વપ્રેમના એ નિષ્ઠુર તાંડવો હતાં!

એ બધાં વર્તનો સત્ય, પ્રેમ, દયા અને અહિંસાની અવર્ણનીય દાનવલીલાના નમૂનાઓ નહી તો બીજું શું હતું?

એ પ્રધાનો, કહેવાતા મહાત્માના આંધળા ભક્તો નહોતા માટે એમની ઉપર ગાળોના વરસાદ વરસતા હતા!

## થુંકેલુ ચાટીને એઓ હોદ્દે ચોંટી બેઠાં!

અને પછી–"અમે તો ધારાસભા તોડવા જવાના છીએ" એવું સમજાવીને ચુંટાયેલાઓ થુંકેલું ચાટીને પ્રાંતિક સ્વરાજ્યની સત્તાની લગામ હાથમાં લઇને બેલગામ કરીને ભય, ત્રાસ, ઉત્પાદ અને ઉલ્કાપાતમાં ઉતારી મૂકી!

## પ્રાંતિક સરકારોના થોડાંક પરાક્રમો

૧ બેકાર પ્રજા વધુ બેકાર બની! નાટકીયા અને અમનચમનીયાં પ્રધાનોએ મનસ્વી, તુંડમિજાસી અને ઘમંડી ધુનમાં જાત જાતનાં કરવેરાં અને ધર્મ–વર્ણ વ્યવસ્થાને હડધુત કરનારાં જુલમી કાયદાઓ ઘડયાં પોતાના ચક્રમ વિચારો ને વર્તનોની પ્રથા પ્રજામાં લાદવાને દિન ઉગ્યે ભાતભાતના કાયદાઓ ઠોકવા બેસી ગયા.

૨ એમની મરજી વિરૂદ્ધ કે મતવિરૂદ્ધની સંસ્થાઓ અને વ્યક્તિઓને તોડી પાડવાના, ત્રાસ દેવાના, હેરાન કરવાના, દમનના કોરડા સુલેહ અને અહિંસાને નામે ડાંભવા લાગ્યા.

## અત્યંજ ઉધ્ધારના ઢોંગ!

૩ નાસ્તિકો, જાતપાત તોડકો, નીતિભ્રષ્ટો, મંદિર–દેવળ–દેરાં મસજીદને નહિં માનનારાઓના હાથમાં સત્તા આવવાથી હિંદુ સમાજ, વર્ણવ્યવસ્થા અને ગંદકી તથા મેલા ઉપાડનારાઓના પરમગુરૂને–નકલી મહાત્માજીને રાજી રાખવાને જાહેર મંદિરોમાં અંત્યજ પ્રવેશ, વાહનોમાં અંત્યજ પ્રવેશ,



ગાંધી સેવા સંઘના નાણાં તો સેવા સંઘના સેવકોને મોટરમાં ફરવા માટે હોય !

ઉપરના ચિત્રમાં અંત્યજો ભાંગ્યા તુટા ઝુંપડામાં રહે છે
ત્યારે એના ઉધ્ધારકો મોટરમાં સહેલ કરે છે ! તે જુઓ !

## અંત્યજ – ગાંધી સંવાદ !

( કલ્પિત )

**અંત્યજ ઉવાચઃ**–અરે ગાંધી બાપા ! અમારા ઉધ્ધારને નામે લાખો રૂપીઆ ભેગાં થયાં છતાં અમે તો એવાને એવાંજ છીએ ! ચીંથરે હાલ છીએ ! અમને ચોકખાં કપડાં તો અપાવો ? પરમ દહાડે પ્રધાનોને ત્યાંના લગ્નમાં પણ અમને નોત્ર્યાં નહી ! પ્રધાનોયે સ્વર્ગ દેવા મંદીર પ્રવેશ કાયદો કરાવ્યો પણ–કોઈ પ્રધાન દીકરી આપતો–લેતો કેમ નથી ?

**ગાંધી ઉવાચઃ**–અરે ઉકા કાકાના કીકલા ? ગાંધી સેવા સંઘના નાણાં તો જગતમાં તમારા ઉધ્ધારના ઢોલ ટીપવા માટે છે ! સેવા સંઘના સેવકોને મોટરમાં સહેલ કરવાને માટે છે ! સમજ્યો ?

– તમે તમારે ડબા ઉપાડો ! બીડીયો પુંકો ! તાડી પીઓ ! ભુંડુ બોલો ! ચીંથરે હાલ ફરો ! એજ તમારો ઉધ્ધાર !

– તમારી છોકરીઓને ગુંડા ઉપાડી જાય તો તેમાંથી બચાવવાને કે તમોને ચોકખાં કપડાં દેવાને પણ એ સંઘના નાણાં નથી !

– ગાંડા ? પ્રધાનો તે દીકરી લેય દેય ખરાં ? મેં દેવીદાસ માટે કયાં લીધી ? તેમ પ્રધાનો લગ્નમાં પણ તમને નોતરે નહીં. ગાંડા ? એ તો સનાતનીઓને ભ્રષ્ટ કરવા–સબ પ્રવેશ કરાવ્યાં છે !

– એ તો મેં આંબેડકરને ઉંઠા ભણાવી પૂનાનો કરાર કરાવેલો સમજયો કીકલા ? જા ! જા ! ડબો ઉપાડ ! ડબો !



## આંબેડકર–ગાંધી સંવાદ !

( કલ્પિત )



**ગાંધી ઉવાચ:**–બગ આંબેડકર ! તુમાલા મીં પુના પેકટમાંહે અંત્યજ ઉદ્ધારના વચન સાંગ્યા 'થા, માટે કરૂન મીં મારા ગુલામી પ્રધાનોને હુકમ દીયા ને મંદીરોમાં, વાહનોમાં, હોટલોમાં તેરા જાતભાઇઓકો ઘુસાડવાયા ચા કાયદા ઠોકવા દીયા છે !

–બગ આતાં માત્ર પારસીયા ચી અગીયારીયાં બાકી આહે ! તે માટે તું સાંગેલ તો ડૉ. ગીલ્ડરને ભલામણ કરૂંગા ! તુમી ગાભરૂં નહીં. થોડકા શાંત થઈ જા !

–જો તુને બગતાને મને "અંત્યજ-ફીવર" ચઢતે ! પુછી બગ તું બચ્ચારી શુસીલા નાયરને ! ! જો થરમામીટર મધી "ભીમરાવ ફીવર" દીખતે ? બગા ! બગ ! બગ !

**આંબેડકર ઉવાચ:**–અરે ગાંધી ! વાણી મહાતમાં ? મારે એ મંદિર ફંદીરના ઢોંગ જોતા નથી ! મંદીરમાં મોકલીને ત્યાં દાન દેવાના પૈસા કયાં છે ? મારા જાતભાઈને પુરૂં ખાવાનું કયાં છે ? સ્વચ્છ કપડાં કયાં છે ? ભણતર કયાં છે ? રહેવાના મકાનો કયાં છે ? એમને માથે ડબા હજૂ કેમ ચાલુ છે ? ૮ વરસ થવા છતાં એમને સભ્યતા કે સુઘડતા શીખવી કેમ નથી ? દેવીદાસને ઢેઢીને બદલે બામણી કેમ પરણાવી ?

–પાંચ-છ માઈલ સ્હેજે ચાલનારાં ઢેઢાંઓને ટ્રામ–બસમાં મુસાફરી કરાવીને BEST ની આવક વધારી સટોરીયા ભકતોને ભારે ડીવીડંડ અપાવવાની આ કરામત નથી ?

શું તમારી થોડી ભગતડીઓ, ચુનાભઠ્ઠી જઇને ઢેઢીઓ સાથે રાસડાં લેય એમાં ઢેઢનો ઉદ્ધાર થઈ ગયો ? એ ભગતડીઓ પોતાના દીકરા–દીકરીને તો ઢેઢને ત્યાં કેમ લેતી દેતી નથી ?

અરે ! સંત ? પેલાં તારાં પ્રધાન–પ્રધાનડીઓનાં તથા તારા માનસપૂત્રોનાં દીકરાં–દીકરીઓના પરવા દીવસી લગ્નો થયાં એમાં ચુનાભઠ્ઠી નજીક છતાં એ અંત્યજ ભાઇઓને એમણે કેમ નોતર્યાં નહીં ? આ શું ઠગબાજી નથી ? પોથીમાંના રીંગણા નથી ? ક્યાં છે મારી જાતીનો સોસીયલ ઉદ્ધાર ? જવાબ આપો ? જવાબ આપો ? વાણી મહાતમા બોલો–બોલો ?

**ગાંધી ઉવાચઃ**–બગ આંબેડકર ! માઝાં પ્રધાનડાં અને ભગતડાં બધાં તકસાધુ આહે ! મીં આતાં શું કરૂં ? એ બધા મનેજ ઠગતે ! મારી ભકતાણીઓ પણ ઢોંગી આહે ! મીં આંઠ આંઠ વરસથી સાંગતો પણ એણીઓ–પોતીચા દીકરાં–દીકરીઓ અંત્યજો ને બદલે ઉંચી ન્યાતોમાંજ દેત છે ! હવે હું કરૂં કાય ?

**આંબેડકર ઉવાચઃ**–તમે આરસપાણની પાંચ લાખની પર્ણકુટીમાં ઉપવાસના ઢોંગ આદરીને, મને ભોળવીને, ઉંઠા ભણાવીને, વિશ્વાસ આપીને, પંપાળીને, પેલી મહાર પુત્રી લક્ષ્મીને દેખાડીને, શરમાવ્યો અને પુના પેકટ કર્યો નેં મેં **ભોળા–ભીમરાવે**–ભરમાઇને, ફસાઇને મારા હકકો તજ્યાં એનો આવો બદલો ? દગો ! દગો ! ! દગો ! ! ! ગાંધીજી તમારી આવી અંત્યજ–ઉદ્ધાર ફીલસુફી મને નહીં ખપે ! મી. ગાંધી ? મારી પૂના પેકટ ખતમ થાય છે ! હું તો હવે મીઃ સાવરકર સાથે કરાર કરીશ !

---

ના. ક:–મરાઠી ગુજરાતી એકતાને માટે ગાંધીજીએ "મરાઠો–ગુર્જરી" ભાષા સંવાદમાં રચી છે ! નાગરીમાં ઉર્દૂ ઘુસાડી તેમ !

સાર્વજનિક શાળાઓમાં તથા હીંદુ હોટેલોમાં, ગંદા દુર્ગંધિ મારતા કપડાં સાથે, બીભત્સ ભાષા અને મલીન રહેણી કરણીવાલા ભંગી ઢેડાઓને જબરજસ્તીથી દાખલ કરાવવાના જુલમી કાયદા ઠોકાડયાં.

—પરંતુ એ ગરીબ અંત્યજોને, સ્વચ્છ કપડાં માટે કે એમની રહેણી કરણી સુધારવા માટે, એમને સ્વચ્છ રાખવાની વ્યવસ્થા, એમને સભ્યતા શીખવવાનું, એમને સંસ્કારી બનાવવાની કે એમને પેટ પુરતું ખાવા આપવાની વ્યવસ્થા, એમના ગંદકીથી ખદબદતા ઝુંપડાઓ સુધારી દેવાનું કે એમના પેટના ખાડા પૂરવાની એ નાસ્તિક કોંગ્રેસ રાજશાસકોને કંઈ પડી છે? હરીજન સેવા સંઘના લાખો રૂપીયા માત્ર ઢોલ વગાડવામાં અને જલસા કરવામાં વપરાય છે! તે સિવાય આજ ૮–૯ વરસમાં એઓએ હરીજનોનો ખરો સુધારો કર્યો જણાતો નથી.

શું કોઇ નેતાઓએ, પોતાના દિકરા-દિકરીને અત્યંજોમાં આપી–લીધી છે? પોતાના ઘરમાં ચાકર તરિકે રાખેલ છે? પોતાને ત્યાંના લગ્નોત્સવમાં એ ફોજોને નોતરેલી છે? સહભોજનો કર્યાં છે? ઘરમાં રસોઈ કરાવી છે?

એતો બધું સનાતનીઓને અને પારકે ખર્ચે ને જોખમે અને દુઃખે એમના ઉધ્ધારક મહાસભાવાદિઓને સુખી થવું છે! રાજસત્તા નભાવવી છે. એમના મતો મેળવવાની માત્ર ચાલ બાજી છે.

૫ એ નાસ્તિક રાજસાશકો કદી મંદિરે જતાં નથી, છતાં અત્યંજોને મંદિરમાં ઘુસાડવા માટે પૂજારીઓ તથા સનાતનીઓને દમના ડંડાઓથી અને લાઠીઓથી ઠોકાવ્યાં છે.

આ તો માત્ર અંત્યજોની લઘુ મતિના લાભો ડુબાડીને પોતાની વધુ મતિ વધારવાની ચાલબાજી છે! ઠગબાજી છે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

## છુટા છેડાનો કાયદો !

૫ ધારાસભાના કોઈ સભાસદના અંગત મીત્રની દીકરીઓને એમના ધણીઓની સાથે અણબનાવ હોય તેટલાં ખાતર આખી હિંદુ કોમની ઉપર છુટાં છેડાનો, નારી જાતિને ભ્રષ્ટ બનાવવાનો છટકેલો કાયદો હિંદુ જાતિપર ઠોકાડવામાં આવે છે. આ શું સીતાપતિનું સ્વરાજ્ય છે? પોતાના અંગત સ્વાર્થ માટે આખી જાતિને ભ્રષ્ટ કરવી એ શું રામરાજ્ય છે?

૬ કોઈ આગેવાન દેશ નેતૃિકાઓના (Lady leader) ધણીઓ સીનેમાની નટીઓના ફંદામાં ફસેલાં હોય કદાચ નટી સાથે લગ્ન કરવા તૈયાર થયાં હોય! એવાં અંગત દુઃખોને અંગે એવી સ્રીઓ પોતાની લાગવગ ચલાવીને ધારાસભામાં "એક પત્નિવ્રતનું ઇન્દ્રવરણું" બીલ હિંદુ જાતિપર ઠોકી નાંખવા તૈયાર થાય છે. એનો અર્થ એક પછી હિંદુ પુરૂષો હિંદુ ધર્મ છોડવાના ડેક્લેરેશન નોંધાવે ને હિંદુ મટે !

## કાપડના લાયસન્સ.

૭ કાપડના પ્રતિષ્ઠિત, પ્રમાણિક અને શરાફી વેપારીઓની ઉપર દારુ તાડી ભાંગ ગાંજાવાળા જેવા લાયસન્સો ઠોકાય! એ પ્રતિષ્ઠિત વેપારીઓની દુકાને ભાગીદારીના નામોના ફરજીયાત પાટીયાં મરાવાય એ શું ઔરંગઝેબી નથી!

## જીવતાં જયન્તિ.

૮ પોતાને હોદ્દાપર ચોંટાડનારા માનવીને મહાત્મા મનાવવાના ફરજીયાત ફતવા બ્હાર પડાય અને પ્રજાનો વિરોધ છતાં સ્કુલોમાં રજાઓ પળાવાય અને જીવતાં જયંતી ઉજવવાના

---

દમન ચલાવાય! એ શું જોહુકમી નથી? આ ફરમાન મહાત્માજીની મહતા ઉપર કલંક સમાન નથી?

## કામાન્ધ પ્રધાન.

૯ દીલ્હીમાં સીનેમા નટીના મકાનમાં ધારાસભાની ફાઇલનું દફતર ભુલી જનારો કોંગ્રેસ છાપનો વાંસડો પ્રધાન શું પ્રજાપર શાસન ચલાવવાને લાયક હોઈ શકે? એવા કલંકીત કારકીર્દીવાલા કોંગ્રેસીયન મોહરના માનવીઓ ડોમીનીયન સ્ટેટસના શાસક બની શકે? આવા કામાન્ધો, દિલ્હીશ્વરોના દિવાનો બને, પછી સ્રીઓના શીલની કઈ સલામતી?

૧૦ ખુનીઓ તથા બલાત્કાર કરનારા ગુન્હેગારોને નિર્દોષ ઠરાવનારા, કોંગ્રેસના પૈસા ખાઇ જનારાઓને નિર્દોષ ઠરાવનારા પક્ષપાતી મહાસભાવાદીઓ બ્રીટન પાસેથી સંસ્થાનિક સ્વરાજ્ય લઇને પ્રજાને કયો ન્યાય આપશે?

## બેકાર બ્રોફ્લેસો.

૧૧ છ છ મહીના સુધીના ઘર ભાડા નહી ચૂકાવનારા બેકાર બ્રોફ્લેસો કોંગ્રેસીયન અહલ્યાની મહેરબાનીથી 'ન્યાયાધીશ બની જાય એ શું મામાફઈના પાળવાનું સ્વરાજ્ય નહિ?

૧૨ ભાડાના બંગલાનુ બાર માસનું ભાડું નહિં ચૂકવનારો મામુલી માનવી ખાદીના સ્વાંગે પ્રધાનપદે ચઢી જાય અને વરસમાં ૨-૩ લાખનો આશામી બની જાય! ડોમીનીયન સ્ટેટસ શું આટલા માટે જોઇએ છે! પોતાના ખીસ્સા ભરવા માટે શું એ સ્વરાજ્ય નથી?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

૧૩ ૧૫–૨૦ હજારનો દેવાદાર કોંગ્રેસીયન વાંસડો પ્રધાનપદે ચોંટીને, એકાદ વરસમાં પોતાનું દેવું દફે કરે એ ઉપરાંત માલદાર બની જાય એ શું ચમત્કાર નથી? પ્રજાની ગરીબી ટાળવાનું એ સ્વરાજ્ય કે પ્રધાનોના ઘરો ભરવા માટેનું છે?

૧૪ "એ **પારસીને કીડા પડજો**" એવી બઇરાંશાઇ–વિધવાશાઈ વાણી વદનારને સંતોષવાને પારસીપરનું વેરવાળવાને સ્પેશીયલ કાયદો ઘડીને કાયદાની ઢાલ ધરીને; આગલી સરકારનું અપમાન કરાય છે! એ રીતે બેફામ લુંટ ચલાવાય એવા ઝેરીલાંઓ સંપૂર્ણ સ્વરાજ્યને લઇને પ્રજાનું શું ઉકાળશે?

## કોંગ્રેસીયન—ઔરંગઝેબ.

૧૫ સ્વધર્મના રક્ષણને સારૂં મુલાકાતે જનારા સનાતની પ્રતિનિધિઓને "શાસ્ત્રો બાળી નાંખવાની" અપમાનીત, ઘમંડી, તુંડમિજાસી ભાષા વાપરનારા મહાનુભાવ મુનશી–સત્તાના સુરાપાનમા શિરજોરી કરી રહેલાં નથી? સંપૂર્ણ સ્વરાજ્યની સ ાએ ચઢવા પછી એઓ કયા ઉત્પાદ નહિ કરે?

## સટોરીયા શાસકો!

૧૬ વિધ વિધ પ્રકારના ટેકસ નાંખનારાઓ, ચાર દિવસ અગાઉ ઊંચે ભાવે વાયદાના તથા શેરસ્ટોકના વેચાણો કરીને ખીસ્સાં તર કરી નાંખે છે! નજીવાં પાંચસોના પગારના ઓઠાં દેખાડી માલદાર બને જાય છે. એવાં સટ્ટા ખેલાડીઓના હાથમાં સંપૂર્ણ સ્વરાજ્ય આવેથી એઓ રાજકોટના વીરાવાળાની જેમ એક હથ્થુ ઇજારા કેમ નહિં રાખે?

## સટ્ટા ખેલના દયાળુઓ.

૧૭ જુગારીઓના જુગારના ધંધાની વ્યવસ્થાને માટે હાઇ-

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

કોર્ટની ઉપરવટ જઇને સટ્ટા ખેલાડીઓને રાહત આપે એવા તરંગી તીસ્મારખાંઓ કેડ વાંકી વાળીને સત્યની વાતો કયા વદને વદે છે? ન્યાય ખાતામાં કારોબારી-સરકારે દખલગીરી ન કરવી એવું ગઈ કાલે કહેનારા આજે કયા મુખે દખલ ગીરી કરે છે? સત્તાનો આ સરિયામ દુરઉપયોગ નથી? સટોરીઆઓની ભેટો ને થેલી પચાવનારાં સત્યના શિરોમણિના રામરાજ્યમાં ભુખે મરતી વસ્રહીન પ્રજાને કાંઇ લાભ થયો છે કે-૫૦૦ના બદલામાં ૫૦૦૦૦ પચાવનારાંને?

૧૮ નજીવા પગાર લઇને ગદ્ધા વૈતરૂં કરીએ છીએ એવું કહેનારાં ખદરમાં શોભાયમાન બનીને સટ્ટા બજારોમાં લાખો કમાય છે એ સ્વરાજ્ય શું સટોરીયાનું નથી?

૧૯ શેર બજારના સટોડીયાઓ એવાં પ્રધાનો માટે ભળતાંજ બ્હાના તળે ચા પાર્ટીઓ અને મેળાવડાં ઉભા કરી દેય ને પ્રધાનો પાસેથી ટેકસોની ખાનગી વાતો જાણી લઈ બન્ને પોતાના ખીસ્સાં તર કરે એઓ શું પ્રજાનું રાજ્ય શાસન ચલાવવાને જરાયે લાયક છે?

## અહિંસક ગોળીબાર.

૨૦ ટ્રેડ ડીસ્પ્યુટ બીલ ધડાધડ પસાર કરીને, મીલ મજુરોને મુંડીવાડી મીલ માલેકોના દબાતા રખાય એવા કાયદાના વિરોધ માટેની હડતાળને હિંસામય ગણાય! બેચાર પત્થરો પડતાં- અહિંસાના રક્ષણ માટે- હિંસક ગોળીબારો કરાય! આવા લક્ષણોવાળા મનુષ્યો શું રાજ્ય ચલાવવાને લાયક છે? એ બંદુકોમાં બુલેટીનોને બદલે શું શેગાંવના સંતજીની બકરીની લીંડીઓ વાપરી હતી?

૨૧ સ્ટાંપ ડયુટીના હજમીયાઓ પરના પોલીસ કેસોમાં દખલગીરી

---

વધુ માટે વાંચો "**સ્વરાજ્યનું પતન**" પેજ ૩૭૬-કીં. રૂ. ૧-૪-૦

કરાય! ન્યાય ખાતામાં કારોબારે દખલગીરી ન કરવી એવું કરાંજનારા કોંગ્રેસીયન-વાંસડાઓ "પૈસા ભરી દીધાં છે" એવાં ઓઠાં નીચે સટોરીયાઓને છુટા કરાવે એ શું ન્યાયી રાજ્ય છે?

## ધરાર વેરભાવ.

૩૨ ત્યારે બીજી બાજુપર સાવધાન પત્રના પ્રીન્ટર્સ લક્ષ્મી નારાયણ પ્રેસે, પત્રને તરતજ છાપવાનું બંધ કરવાં છતાં એની રૂા. ૩૦૦૦ ની જામીનગીરી અટકાવી રખાય છે, ત્યાં માંડવાળ કેમ નહિ? કારણ એ છે કે વિવિધવૃતમાં કોંગ્રેસીયન કબુતરોની પાંખો ફડફડાવનારાં ગોલીબારો ગગડે છે. એટલે ધરાર વેરભાવ રાખીને હાઇકોર્ટમાં જવાની ને ખર્ચમાં ઉતારવાની તરકીબ રચાય છે! આ બધા સત્યવાદી હરીશ્ચંદ્રના સ્વરાજ્યો છે કે? કોંગ્રેસીયન કારસ્તાનીઓની સતા ટકાવવાના છે?

૨૩ પોતાની ખુશામત કરનારા પત્રકારોને, હિંદુ મહાસભાને, પારસીઓને, સનાતનીઓને, મુસ્લીમલીગને, ગાળો દેવાને સારૂં કોંગ્રેસીયન પત્રોમાં ગંદા પાણીના ખાળકુવાં ખુલ્લાં રાખવા દેવામાં આવે છે! અને પોતાનો વિરોધ કરનારાં જામેજમશેદ જેવાં પત્રકારોના મોઢાં ઉપર P.R.O. [illegible]. ના ફીલ્ટરો મૂકે છે! સંપૂર્ણ સ્વરાજ્યની માંગણીમાં લઘુ મતિને ન્યાય દઇશું એવું કહેનારાં ઢોંગીઓ શું પ્રજાને પવિત્ર ન્યાય આપશે કે?

## હિંસક હડતાળો.

૨૪ ચળવળના વળમાં પ્રજાને ફસાવીને "રામરાજ્ય" લાવીશું

એવું વદીને સને ૧૯૩૦-૩૨ માં સહકારો મેળવ્યાં, સરઘસો કઢાવ્યા, હડતાળો પડાવી ! વિરોધિઓને ભોંયપત્રિકાઓમાં ભંડાવ્યા ! અને અત્યારે મીલ મજૂરોની હડતાળોમાં એમને "હિંસાની ગંધ" આવે છે !

૨૫ ચળવળમાં સરઘસો, પ્રભાત ફેરીઓ, પીકેટીંગો, બૈરાંઓની પાસે કરાવીને "જીત્યાં જીત્યાં" કહીને શિખંડીઓ સત્તાશાળી બની બેઠાં છે! પણ અત્યારે હવે "મીલ કામદાર મજૂર **સ્ત્રીઓના સરઘસો અને પીકેટીંગોમાં એમને હિંસા દેખાય છે** અને એમના દાંત ખાટા થઇ જાય છે! અહિંસાના એ હિરાઓને ધન્ય છે! પ્રજાકીય શાસનની એ પણ બલીહારીજ છે ને?

## પત્રિકાઓ પર દમન.

૨૬ ચળવળના વમળમાં કાયદા ભંગ કરી, રાજદ્રોહ કરીને બુલેટીનો તથા પત્રિકાઓ પ્રસિદ્ધ કરાતી ! ભોંયપત્રિકાઓ પર વર્ગ વિગ્રહની ઉશ્કેરણી કરીને મોઢાં મલકાવતાં હતા! પણ અત્યારે રાજકોટના ટીનપોટ વકટરને માટે પત્રિકાઓ પ્રસિધ્ધ થતાં ગભરાય છે! પત્રિકા જેવી મામુલી પ્રસિદ્ધિ માટે મંજૂરી માંગવાના ઓરડીનન્સ કઢાય આ બધી લોકતંત્રની લીલા છે કે?

૨૭ ભાયખલા મારૂતી મંદીરની વિરૂદ્ધ ગુંડાઓને પત્રોદ્વારા ઉશ્કેરીને મુંબઇમાં ત્રણ ત્રણ મહીના સુધી હુલ્લડ હુલકાવવાનું નિમિત્ત બનેલો હિંસક અહિંસકના વાડામાં ઘુસી જનારો, ખાદીધારી મનુષ્ય વેષધારી અહિંસક બની જાય છે! પ્રજાએ આવા કોંગ્રેસીયન વાંસડાની પણ પૂજા કરવી કે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ – કીં. રૂા. ૧-૪-૦

## પ્રોપરટી ટેક્સ

૨૮ દારૂબંધી આવકાર દાયક છે છતાં તેનાં ઇલાજો ચોખાં પ્રમાણિક અને નિર્દોષ પ્રજાની આર્થિક કત્લે આમ કરનારાં છે! પખાલીની દાઝે પાડાને ડાંભ દેવા જેવાં છે! મધ્યમ મિલકતદારોએ ગુજરાન ચલાવવાને માટે પ્રોપર્ટીઓ વસાવી છે એમના ઉપર ૧૦ ટકા ટેકસ, પડતાં અનેક રીતે બેકારી વધી પડી છે! ગરીબ તથા મધ્યમ મીલકતદારો કચડાઇ ગયાં છે. વ્યાજ, મ્યુનીસીપાલ ટેકસ, રીપેરીંગ, વીગેરેના ખર્ચમાંથી ભાગ્યેજ થોડું બચે છે તે એમના મોઢાંમાંથી રોટલી પડાવી લેવાનું ગીધડીયું કામ કોંગ્રેસીયન ઘુવડોએ કર્યું નથી? એમના ચક્ષુઓ ઉપર પડળ ચડયાં નથી?

## રેન્ટ એકટની ખુબી!

૨૯ રૂા. ૮૦ ની અંદરના ભાડાની આવકવાળી મિલકત ધરાવનારાઓ ગરીબ અને મધ્યમ વર્ગના છે તેની ઉપર ભાડુત રાહત કાયદો ઠોકી બેસાડયો છે! ત્યારે રૂા. ૮૦ થી વધુ ભાડા ઉપજનારી લગભગ ઘણી ખરી મિલકતો માલદારો, સટોરીઆઓ, સોલીસીટરો, ડોકટરો અને મોટાં થાપણદારો કે જે ઘણાખરા કોંગ્રેસના કાંધીઆઓની છે! એ રીતે કોંગ્રેસ સરકારે પોતાના કાંધીઆઓને રક્ષણ આપ્યું નથી?

## કોંગ્રેસના ૨૦૦ તલસાણીયાઓ.

એ બસો કાંધીઆઓએ કોંગ્રેસ પ્રોપર્ટી ટેક્ષના કૃત્યને ટેકો એટલાં માટેજ આપ્યો છે કે એ બધાનું ગુજરાન કાંઇ ભાડા ઉપર નથી. એમને તો સટ્ટાના છકકા પંજા, સીકયુરીટી તથા કાયદાની પ્રેકટીસની રેલમછેલ છે! **મી. તલસાણીયાને**

---

**વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦**

"લીંબડીના કાંધીયા" કહેનારાં ત્રણ બદ્દામના પત્રકારો એ કોંગ્રેસના ૨૦૦ તલસાણીયાને માટે મૌન કેમ છે?

## કોંગ્રેસની પવિત્રતા કે પાખંડ?

૧ ગાંધી-વલ્લભની મરજી વિરુદ્ધ થવા માટે ૨૦-૨૦ વરસનો કોંગ્રેસ ભકત અમૃતલાલ શેઠ નાલાયક બન્યો!

૨ ગાંધી-વલ્લભની ઇચ્છા વિરૂદ્ધ વર્તવા માટે ૨૦ વરસનો કોંગ્રેસ ભકત નરીમાન પદભ્રષ્ટ કરાયો!

૩ ગાંધી-વલ્લભ-બજાજની વિરૂધ્ધ થનારો ૨૫ વરસનો કોંગ્રેસ ભકત ડો. ખરે પદભ્રષ્ટ થયો.

૪ ગાંધી-વલ્લભ-જવાહરની વિરૂદ્ધ થનારો ૧૯૩૮ નો પૂજ્ય રાષ્ટ્રપતી શુભાષ બોઝને ૧૯૩૯ માં દેશદ્રોહી, કોંગ્રેસ-દ્રોહી, શીસ્ત દ્રોહી ગણી પદભ્રષ્ટ કરાયો!

૫ ગાંધી વલ્લભ જવાહરની પોલ પ્રકાશ કરનારો નાગપૂરનો મી. ઉધોજીને શીસ્ત દ્રોહી ગણી પદભ્રષ્ટ કરાયો!

નોંધ- મી. નરીમાન, ડો. ખરે અને શુભાષ બોઝના દેશ માટેના નિર્વિવાદ ભોગનો એક છાંટભર પણ ભોગ, ગાંધી-વલ્લભ કે બજાજનો નથી.! બલકે ઘર તાજાં કરી સ્વરાજ્ય લેવાને નીકળ્યાં છે! ગાંધી વલ્લભ બજાજ અનેજવાહરનો અન-લીમીટેડ સત્તાશાહી ચોકડી વિરૂધ્ધ બોલનારો ભલેને દેશભકત હોય, પ્રજાભકત હોય પણ જો એ ચોકડીની વિરૂધ્ધ બોલે તો, તે બોલનારનું રાજકીય મૃત્યુ થઇ જાય છે. એવી ઝારશાહી, સ્ટાલીનશાહી, નવાબશાહી, ગાંધીશાહી સત્તાઓ સામે પ્રજાએ સદાયે બળવો કરવો રહ્યો.

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

## કોંગ્રેસ–પતનની ભવિષ્ય વાણી!

## ૧૯૩૪ માં લખાયેલી—ઇશ્વર પ્રેરિત ભવિષ્યવાણી

### માટે સ્વરાજ્યનું પતન પુસ્તક વાંચો!

"જામે જમશેદના તા. ૨૬–૨–૩૮ ના શનીવારના અંકમાં પુસ્તક પરીક્ષામાં જે પુસ્તકની ૧૪ આનાને બદલે રૂા. ૧૪૦૦ એટલે ૧૦૦ ગીની કીંમત ગણવામાં આવી છે.

**તેમાં લખાયેલું છે :—**

**પેજ ૧૭૭**–"માટેજ એ આવતી કાલનું સ્વરાજ્ય સટ્ટાવાદીઓનું, કે મુડીવાદીઓનું કે વૈભવના અતિરેકીયાઓનું કે માલેતુજાર વ્યાજ ખોરીયાઓનું એ સ્વરાજ્ય બનશે."

**પેજ ૧૮૯**–"તેથીજ કદાચ ભારતને પ્રજાકીય સ્વરાજ્ય મળશે તો તે મુડીવાદીઓનું, મામાફઇના પાળવાનું, પિત્રાઇઓના પોપણનું સગાંઓના સન્માનોનું, માલેતુજારોનું, ચલતાપૂર્જાઓનું, નદીતીરેના બગલાઓનું અને વૈસ્યવૃતીના (વાણીયાઓનું) વેપારીના કોઠારો ભરવાનું એ સ્વરાજ્ય બનશે.

**કોંગ્રેસના પ્રાંતિક સ્વરાજ્યનાં ૨૭ મહિનામાં આવી જાતના સ્વરાજ ચાલુ થયેલાં હતા અને એ કોંગ્રેસીયન પ્રધાન મંડળોએ કેવાં પરાક્રમો કરેલાં છે તે હવે પછી વાંચો.**

**દરેક વાંચકે–સ્વરાજ્યનું પતન પુસ્તક વિનાવિલંબે વાંચીને ખાત્રી કરવી કે ૧૯૩૪ માં લખેલી બિના કેવી સાચી પડી છે તે વાત વાંચકો તપાસી લેય.**

## મામાફઇના પાળવાનું સ્વરાજ્ય!

A શેગાંવના સરમુખત્યારો–કોંગ્રેસીયન મીનીસ્ટરો ઉપર દોરી સંચાર ચલાવે જાય!

---

**વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦**

B શરીફ મીંયાના પરાક્રમો એ આંખની શરમને અંગે "ખોટાં કામોને પણ સાચાં બનાવી દેવાય."

C અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં જુના ઇજનેરને દુર કરી રેવન્યુ પ્રધાન મી૦ મોરારજીના ભાઇને ગોઠવી દેવાય! એ પિત્રાઇઓને પાળવાનું સ્વરાજ્ય.

D પૂનાના લોકશકતી પત્રને કમાણી કરાવવાના સરક્યુલર એ શું મામાફઇના પાળવાનું નથી?

E મુંબઇ અને ઉપનગર કોંગ્રેસ કમીટીઓનાં છાપવાના કામો પેટ ભરવા માટે કોંગ્રેસમેન બનેલાં ઢોંગીઓના છાપખાના-માંજ આંધળીયા કરીને અપાય–મન માન્યા ભાવ લેવાય એ શું કોંગ્રેસને નામે કમાઇ ખાવાની દેશભકિત નથી?

F રાષ્ટ્રપતિના ઉતારા અને ૫૧ વાનગીના ભોજન એ મુડી-વાદીનો વિજય કે લોકતંત્રનો? રાષ્ટ્રપતિઓ શું મુંડી-વાદીના રમકડાં નથી?

૧૯૩૫ માં સ્વરાજ્ય પતન પુસ્તકમાં પ્રકટેલી ભેદી ભવિષ્યવાણીના પડઘાં અત્યારે કહેવાતાં પ્રજાકીય કોંગ્રેસીયન પ્રાંતિક સ્વરાજ્ય તંત્રમાં છડેચોક ચાલી રહેલાં છે એ વાત નીચેના સવિસ્તર વર્ણનથી પ્રજા જાણી શકશે.

## પક્ષપાત, ઝેરવેર, અદેખાઇ અને મામાફઇના પાળવાના દાખલાઓ!

૧ મી. નરીમાન જેવા બાહોશ, હિંમતવાન, કોંગ્રેસમેનને ૧૯૩૪ ની દીલ્હીની ચુંટણીની કસૂરના ખોટા બ્હાને મુંબઇ મીનીસ્ટરીમાંથી હડધુત કરાય એ શું સત્યનો વિજય કે અસત્યનો અને અદેખાઇનો વિજય?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ – કીં. રૂા. ૧-૪-૦

૨ પૂનાના લોકશકતી પત્ર (મી. શંકરરાવ દેવનું) ને સરકારી જાહેરાતનો ઇજારો આપી મદદ કરવી અને બીજા પત્રોને હિંસક કહેવા એ શું ઝેરવેરના બીજ વાવવાનું નથી?

૩ મુંબઇની સ્મોલકોઝ કોર્ટમાં મુસ્લીમ જડજની જગાએ એક અપરિચિત હિંદુ એડવોકેટને કામચલાઉ જડજ બનાવી દેવાય એ શું પક્ષપાતનું કૃત્ય નથી?

૪ સટ્ટાવાદી જુગારીઓને મુંબઇની ન્યાયાધિકારી કોર્ટની ઉપરવટ જઇને એકાએક રક્ષણ શા માટે અપાયું? એ શું સટ્ટા ખેલને ઉત્તેજન નથી? તો પછી એ સ્વરાજ્ય સટાવાદીઓનું ન ગણાય?

૫ અમદાવાદ મ્યુનીસીપાલીટીના એક જુના ઇજનેરને છુટા કરીને તેની જગાએ મુંબઇના રેવન્યુ પ્રધાન મી. મોરારજી દેસાઇના ભાઇ કે જે સીંધમાં માત્ર રૂા. ૨૦૦) મેળવતાં તેને અમદાવાદમાં રૂા. ૫૦૦–૭૦૦ માં ઠસાવી દીધા એ કૃત્યથી પિત્રાઇઓના પોષણનું સ્વરાજ્ય નથી બનતું. ? શ્રી મોરારજી દેસાઈ, ગાંધીજી તથા ગાંધીવાદના વખાણો ચોવીસે કલાક કરે જાય છે એ શું આવા લાભોના બદલામાં છે? ગૌતમ બુદ્ધે નથી કર્યું તે ગાંધીજીએ કરેલું છે એવી ભાટાઇ આ મામાફઇના પાળવા માટે, પિત્રાઇઓના પોષણુ માટેની આમદાની માટે થાય છે કે?

૬ નાગપુરના કોંગ્રેસી-પ્રધાન મી. શરીફે પેલી ચમાર છોકરી ઉપર બળાત્કાર ગુજારનારા કેળવણી ખાતાના ઇન્સપેકટર મી. જાફર હુસેનને સજામાંથી મુકત કર્યો એ શું રામરાજ્ય છે? સત્યનું સ્વરાજ્ય છે? અહિંસાનું સ્વરાજ્ય છે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

૭ નાગપુરના પ્રધાન મી. શરીફે પેલી કુનબી છોકરીને ઉપાડી જઇ ગળું દબાવીને, ગુંગળાવીને દાગીના લુંટનારા મીયાં સલ્લામત અલીની સાત (૭) વરસની સજા માફ કરીને છોડી મૂકયો એ કૃત્ય શું રામરાજયનું છે કે? સ્ત્રીઓના પાકદામન લુંટનારાની સજા માફ કરાય અને તે પણ શેગાંવના તીર્થની પડોશમાંજ થાય એ શું સંતનું સ્વરાજય છે કે?

૮ એજ નામવર કોંગ્રેસી પ્રધાન મી. શરીફે એવાં તો ૫૪) જાલીમ ગુન્હેગારોને સત્તા મળતાંની સાથેજ છોડી દીધાં છે જેમાંના મોટે ભાગે મુસ્લીમોજ છે. છતાં મુસ્લીમ લીગ કયા મુખે કહે છે કે કાંગ્રેસ પ્રાંતિક સ્વરાજયમાં મુસ્લીમોને અન્યાય થયેલાં છે? કોંગ્રેસના અહિંસક સ્વરાજયમાં આવા હિંસકોને અભયદાન એ શું સ્વરાજયની મસ્કરી નથી? કોંગ્રેસ સત્તામાં પ્રજાની સલામતી કયાં છે?

૯ સરહદના ગાંધીમાં ઘેલાં બનેલાં મેંઢાઓ જાણી લેય કે એના ભત્રીજા ડો૦ ખાને એક મુસ્લીમ શીક્ષક કે જેણે એક હિંદુ કન્યાનું અપહરણ કરેલું તેને સજામાંથી મુકત કર્યો અને ફરી તેને નોકરીમાં રાખ્યો આવું નિર્લજ તંત્ર તે કોંગ્રેસનું લોકતંત્ર કે? સત્ય, અહિંસાના એ દંભ ને તાંડવો નથી?

૧૦ મુંબઇના સવાઇ હોટસન મી. મુનશીએ સટ્ટા ખેલાડીઓને કઈ દયાથી પ્રેરાઇને સજા મુલતવી રાખી? બ્રીટીશ હોમ મીનીસ્ટરે જો આવું કૃત્ય કર્યું હોય તો કોંગ્રેસ કેવો ઉલ્કાપાત કરે?

૧૧ મીલ મજૂરોની શાંત હડતાળમાં વિઘ્ન નાંખવા કેસરીયા સાડીવાળી ઘાઘરા પલટણો ફેરવાતી, હડતાળમાં વિઘ્ન થતાં

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯ – કીં. રૂા. ૧-૪-૦

પત્થરો પડતાં ગોળીબારો થયાં એ શું અહિંસક સ્વરાજ્ય છે? એવી જો કોંગ્રેસીયન હડતાળ હોય અને અંગ્રેજ હોમમેમ્બર ગોળીબાર કરાવે તો સત્ય ને અહિંસાના પુછડાઓ હિંસા હિંસાની બાંગો મારવા બેસી જાય કે નહિ? કોંગ્રેસીયન ચારણીયાં છાપાંઓએ રાજિયાં કુટયાં હોત કે નહિ?

કોંગ્રેસીયન ગુજરાતી માખણીયા છાપાઓ મી. શરીફના તથા મુનશીના કૃત્યો માટે મઉન સેવી કેમ બેઠાં હતાં? રાજકોટ શીરોહી, લીંબડીને ગાળો દેનારા છાપાઓની કલમો બુંઠી કેમ થઇ ગઇ હતી?

ઉપરના કૃત્યો માટે સત્ય અને અહિંસાના પૂજારી પત્રકારોએ એ કાગારોળ કેમ કરેલાં નથી?

મહાસભાની જેઅંબે! જેઅંબે! બોલનારાં પાવાગઢીયાં પત્રકારો પોતાની આંખો ઉઘાડી જોશે? કોંગ્રેસ પ્રધાનમંડળોના આવા કલંકીત કૃપણ કૃત્યો માટે પોતાના વિરોધ કેમ ભડકાવતાં નથી?

અત્યારસુધીમાં મુંબઇ, સુરત, અમદાવાદના મહાસભાવાદી પેટભરૂં-ગ્રાહક વધારૂં પત્રકારોએ આવા કૃપણ કૃત્યોના રીપોર્ટ પણ કેમ પ્રગટ કર્યાં નથી?

કોંગ્રેસીયન અમલદારોના અન્યાયી પરાક્રમો વિરૂદ્ધ એક શબ્દ પણ કેમ ઉચ્ચાર્યો નથી? એમના અગ્રલેખોમાં એ લબાડોના દુષ્ટ કૃત્યોની કલંક-કથાઓ કેમ કથાઇ નથી? એમની કલંકીત કલમો કેમ બુંઠી બની ગઇ છે! શું એ પ્રાંતિક સ્વરાજ્યના પ્રધાનપદાં એમના પોષણહાર મહાસભાવાદી દાદાઓએ ગોઠવ્યાં છે માટે શાન્ત છે?

---

ત્રાવણકોર, રાજકોટ, લીંબડી, જામનગર, શીરોહી, ધાંગધ્રા, ભાવનગરના સાધારણ કૃત્યો માટે કાગના વાઘ કરી કેમ મૂકાય છે? અને આ પોતીકાઓની પોલ કેમ બંધ છે? ગાંધીજીના સત્યની આવી કલંકીત વ્યાખ્યા છે?

## મુડીવાદી કોંગ્રેસી સ્વરાજ્ય!

૧ રાજેન્દ્ર બાબુ જેવા સાચા દેશભકતની મિલ્કત ગિરવી રાખીને વ્યાજે નાણાં ધીરનાર તે કોંગ્રેસભકત બજાજ!

૨ શેગાંવનું રૂા. ૫૦ હજારનું ગામડું રૂા. ૪૦૦૦ માં હસ્તગત કરનાર તે દારિદ્ર નારાયણ ગાંધીના ભકત બજાજ!

૩ શેગાંવના મૂળ માલેકના નિસાસા અને ફડફડતા હૃદયાની હાયને વિસરી જનારાં તે દારિદ્ર નારાયણ ગાંધીજી!

૪ એવાં ફડફડતા હૈયાની હોળીવાળી ભૂમિ તે કોંગ્રેસવાળાનું સ્વરાજ્ય ઉત્પાદક ''તીર્થ શેગાંવ''!

૫ શેગાંવના મૂળ માલેક–માલેગુજારના નિરાધાર વારસો અને પરિવારોની હૈયાહોળીની હાય વરાળથી શાપિત ભૂમિપર ૩૩ કરોડના ઉદ્ધારક મહાત્મા–પોતાનો રાજકીય મઠ સ્થાપે! અને ભાટચારણીયા પત્રકારો એને "સંતનું તીર્થધામ" કહે જાય! એ શેગાંવ તે સંતનું તીર્થ કે નિરાધારોને ભીખ મંગાવનારૂં કતલખાનું?

૬ સામ્યવાદી–સમાજવાદીનો ડોળઘાલું જવાહરનું નગદનાણું જમનાલાલ બજાજ વ્યાજે ફેરવીને વ્યાજ ખવરાવે છતાં જવાહર, રશીયન ફિલસુફીના ફડાકા મારે! તો એ સ્વરાજ્ય વ્યાજખોરીયાનું કે નહી?

---

૭ કોંગ્રેસના ભુંકણીયા સરદારના સગાં, ભત્રીજા મી. ઇશ્વર ભાઇ પટેલ કોંગ્રેસના રૂા. ૨૫૦૦ પોતાના અંગત કામ માટે શેર બજારના કલીયરીંગમાં ભરે, જ્યારે એ કાવત્રું પકડાયુ ત્યારે રકમ મૂકી દીધી. એ કામ નિર્દોષ! કારણકે કોંગ્રેસ જમાદાર વલ્લભદાનો એ ભત્રીજો માટે? એના ન્યાયાધીશ ભુલાભાઇ તેને નિર્દોષ કહે! જોઈ લ્યો ન્યાય!

૮ વીરગામ કોંગ્રેસ કમીટીનો માનીતો કાર્યકર્તા કોંગ્રેસના નાણાં અંગત ખીસામાં રાખી મુકે છતાં ભુલાભાઇ જેવા તેના ન્યાયકર્તા બનીને તેવા કૃત્યને નિર્દોષ કહે!

નોંધ–આ ઉપરથી વાંચકો સમજી શકશે કે એ સ્વરાજ્ય ગરીબોનું નહિ પણ વ્યાજખોરીયાઓનું, મુંડીવાદીઓનું અને મામાફઇના પાળવાનું છે.

## પ્રજાકીય પ્રમુખો કે મુડીવાદીઓના પુતળાં!

૯ ૧૯૩૯ના રાષ્ટ્રપતિ મી. સુભાષ બોઝ માધવબાગમાં ૫૧ વાનીના ભોજનો કોના આરોગે છે? તે મુંડીવાદી, સટ્ટાવાદી શેર બ્રોકરના–નહી કે ગરીબના!

૧૦ માધવબાગની પાછળ આવેલી પેલી ગંધાતી ગલ્લીઓમાં ભુખે મરતાં ગરીબોના હાડપીંજરોને જોવાની એ એકાવન વાનીઓના ભોજન જમનારા રાષ્ટ્રપતિ સુભાષ બોઝે જરાયે દરકાર કરી છે?

૧૧ એ રાષ્ટ્રપતિઓ, માધવબાગોના મલીદાથી તૃપ્ત થાય છે, પરદેશી હોટલોમાં માલપાણીના હોઇયાં કરે છે! સીનેમામાં જઇને, નટીઓના નખરાઓમાં મુગ્ધ બને છે! ત્યારે એમણે કદીપણ ભુલેશ્વર, પીંજરાપોળો, માતર પાંખડીઓ, આંબે-

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ – કીં. રૂા. ૧-૪-૦

વાડીઓ, કુંભારટુકડાઓ, નળબજારો, અને ગુલાલવાડીઓની ગંધાતી ચાલીઓમાં ટુંકી ટુંકી ખોલીઓમાં પૂરાયેલાં સબડતાં જીવનવાળા મધ્યમ વર્ગના મનુષ્યો, કૃષ થયેલાં દેહોવાળાં અને રૂની પુણીઓ જેવા ધોળાં ફકક થયેલાં મુખોવાળાઓ અને એમની અંતરવેદનાઓના દુઃખોની કલ્પનાઓ એ રાષ્ટ્રપતિઓને કદીયે થાય છે? એવી પીડિત પ્રજાની હાયવરાળની ગ્રીષ્મ એમના ચક્ષુઓથી કેમ દુરદુર ભાગે છે?

૧૨ મી. જવાહરલાલ નહેરૂં પોથીમાંના રિંગણાની જેમ બબડે છે કે—"દેશમાં લાખો મનુષ્યો ભૂખ અને કંગાલીયતથી રીબાય છે"—તો પછી એવી સબડતી પ્રજાનો રાષ્ટ્રપતિ પોતાના આનંદો તથા લહેરો માટે વિમાનોમાં કેમ ઉડે છે? હિંદીઓને ભ્રમમાં નાંખવા ખાદીની કફની પહેરે છે અને પરદેશમાં તો યુરોપીયન સ્વાંગો સજે છે આ શું છેતરપીંડી નથી?

૧૩ સંયુકત પ્રાંતની પંડિત પ્રધાન વીજ્યાલક્ષ્મી (જવાહરની બહેન) જાણે કે પ્રાંતનો ઉધ્ધાર કરવામાં થાકી ગઇ હોય, એશાયેસ લેવાને વિમાને ચઢીને યુરોપમાં હવાખાવા ઉડે છે! એની ઉપર એમના ગાંધી-ગુરૂ "રજામંજૂરની" મહોર મારે છે! જ્યારે હિન્દની એની લાખો ગરીબ-કંગાળ બહેનો તો ક્ષય અને પાંડુરોગથી પીડાઇ રહેલી છે એ બીચારીઓને કયા યુરોપની હવા ખાવી?

દેશની ગરીબી માટે બણુગા ફુંકનારી એવી વીજ્યાઓ અને કમળાઓ "કોંગ્રેસની એ ફઇબાઓ" પોતાના પ્રાંતોની વસ્ત્રહિન સ્રીઓને ભુલી જાય છે ને પોતે ખાસ્સી ઉંચી સાડીઓ, ફેનસી બ્લાઉઝો અને નટીઓ જેવા બોબકોટના

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯ – કીં. રૂા. ૧-૪-૦

ઠામઠામ–શણગારો કયા મૂખે સજે છે? એવી રંગીલી–રાજ્ય શાસીકાઓ તે કયા મૂખે ગરિબોની બેલી કહેવરાવે છે? એમના તાલમેલ તથા તનકારાના તનતનાટમાં એમને લાખો હાડપીંજરવાળી હિંદી માતાઓની જરાયે લાગણી છે?

૧૪ વિધર્મી, ધર્માંધ, મલેચ્છ અને યાવની રાજ્ય સત્તાઓને પણ લજાવે એવું જુલમી–મંદિરોમાં ઢેઢપ્રવેશનો તથા દેવ-મૂર્તીઓની પૂજા કરવાની સ-તાદેવાનો, સનાતનીઓ ઉપરનો ભરૂચી નવાબનો અને મદ્રાસી ટીપુ સુલતાનનો, જુલમી કાયદો લાદવો એ રાજ્ય તે રામરાજ્ય-વાદીઓનું છે કે હિંસક ખીલજીઓનું છે? એ ખીલજીઓ બતાવશે કે એમની પાસે કેટલાં અંત્યજોની મંદિરપ્રવેશ માટેની અરજીઓ આવી હતી?

૧૫ શાંન્ત હિન્દુ દ્વિજ પ્રજાની ઉપર, પોતાના સ્વચ્છંદી અને વર્ણવ્યવસ્થા તોડક અત્યાચારી કાયદાઓ ઠોકાય અને હિન્દુ શાસ્ત્રોને બાળવાની લાયરી કરાય છે પણ જો વિધર્મી-ઓના શાસ્ત્રોને બાળવાની એવી લાયરી કરાયતોજ હિંમતે મર્દ ગણાય! પરંતુ ત્યાંતો મુસ્લીમ લીગ અને તેના આગેવાનોને મનાવવાને–કોંગ્રેસીયન વછેરો–જવાહર પૂંછડી હલાવતો જાય છે! ગોવધની છુટના વચનવદાય છે! એમના મહાત્મા તો નાક ઘસતાં મી. ઝીણાના બબરચીથી રીસીવ થાય છે! આવા નધર્મી દેશનેતાઓ પોતાના નામ અને ભાત–પંડીતો અને વૈષ્ણવોના–શામાટે રાખી રહેલા છે? રાજસત્તાની ભૂખનો એમને ભસ્મક રોગ નથી!

૧૬ મુસ્લીમ લીગ જેવી કોમી સંસ્થાની ગુલામી કોંગ્રેસ સ્વીકારે છે! એનાથી કંપી જાય છે! ત્યારે બીજી બાજૂપર હિંદુસભા,

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

આર્યસમાજ, શીખસભાઓને કોમીવાદી કહી ધુતકારાય છે! ઠઠ્ઠા કરાય છે! હરીપૂરા કોંગ્રેસ અધીવેશન વખતે એવી સંસ્થાઓના પત્ર પ્રતિનિધિઓને "કોમીવાદી છો" એમ કહીને તેમને કોંગ્રેસ નગરની બહાર હાંકી કઢાય છે! જોઈ લ્યો એમની અહિંસાનો નમૂનો! એમનો વિશ્વ પ્રેમ તો વિધર્મી અને પરદેશી પત્રકારો અગર પરદેશીઓની કદમ પોષી કરવાને માટે છે! દેશના ભાઈઓ માટે નથી.

૧૭ દેશી વઇદું ધતીંગ છે—એવું વદનારા ધતીંગીયા—મહાત્માને સંતોષવાને સારૂ દેશી વઈદા વિરૂધ્ધ કાયદા ઘડાયા! પરદેશી વઇદુ એ રીતે પગભર કરાય છે! દેશમાં કરોડો રૂપીયાની પરદેશી દવાઓ વધુ દાખલ કરાવાય છે! ભારતનો ઉધ્ધાર કરવાના આ એમના દેદાર છે કે ભીખારી બનાવવાની મૂર્ખાઈ છે?

અંગ્રેજી દવાઓ દેશને અનુકુળ નથી અને તેથી લોકો કમોતે મરે છે છતાં એ હલાલ ગણાય! દેશી વઈદાથી મરે તો ઉંટવઇદુ ગણાય! ૫૦ વરસ પહેલાં પરદેશી વઇદુ નહોતું ત્યારે શું હિન્દના લોકો કમોતે મરતા હતાં?

## આસવો અને અરિષ્ટો

૧૮ પ્રોહીબીશન–દારૂબંધીના ધખારાની સાથે હજારો વરસોથી આર્યોના પવિત્ર આયુર્વેદની પ્રથાએ બનેલા દ્રાક્ષાસવો,–અરિષ્ટોની ઉપર કાયદા ઠોકી બેસાડયાં છે એ કાયદા ઠોકનારાઓને એ સ્વદેશી ઔષધોની કાંઈ કીંમત છે? એમણે કદીપણ એવા આસવો અને અરિષ્ટોના ગુણનો અનુભવ લીધો છે? જેનું પોતાને જ્ઞાન નથી તેમ ભાન નથી છતાં

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

આવી પવિત્ર વસ્તુઓને દારૂની કોટીમાં મુકવામાં આવે છે! એ શું એ સ્વદેશી રાજકર્તાઓની મૂર્ખતાનો નમુનો નથી?

જે આસવોમાં અનેક પ્રકારની વનસ્પતી આવે છે તેવા આસવોથી શું પીનારાઓને કેફ ચઢે છે? કેટલાંક આસવો તો તદ્દન કડવાં, તુરાં અને જીભને પણ ન ગમે એવાં છે કે જે અમુક હઠીલાં રોગોને મટાડનારાં છે છતાં એવી અકસીર દવાઓ ઉપર કાયદા ઠોકાય એ શું એઓની હિણ બુદ્ધિનો નમુનો નથી?

"અર્જુનારિષ્ટ, અમૃતારિષ્ટ, અશોકારિષ્ટ, અશ્વગંધારિષ્ટ ઉશીરાસવ, કનકાસવ, કુટજારિષ્ટ, કુમાર્યાસવ, ખાદિરાષ્ટિ, ચવિકાસવ, દશમુલાસવ, ચંદનાસવ, પિપ્લ્યારિષ્ટ, રોહિતકાસવ, લોહાસવ, વાસકાસવ, સારિબાધરિષ્ટ," આવા અનેક પ્રકારના આસવો અને અરિષ્ટો છે તેમાં ૭૫ ટકા વનસ્પતીઓ છે!

ડો. ગીલ્ડર અને એની ટોળકીએ આ અરિષ્ટો કદી વાપર્યાં છે? એઓ એનો ઉપયોગ કરીને ખાત્રી કરી લેય કે અરિષ્ટો પીનારાંને બેભાન કરે છે? સેંકડો વરસોથી આ આર્યાવર્તમાં આ આસવો વપરાયેલાં છે અને લોકો વાપરતાં આવ્યાં છે! આ આસવો પીનારા શું દારૂડીયાની તુલે છે કે? એ આસવો પીનારાંઓ શું ગટરોમાં પડી ગયા છે? એ આસવો પીનારાઓ શું બકવાદ કરે છે? એના પીવાથી શું મનુષ્યો લવારો કરે છે!

અમને તો લાગે છે કે એના ગુણ નહીં જાણનારાં કોંગ્રેસના પામર પ્રાણીઓ, એના ઉપયોગ નહી જાણનારા એ હિન્દના બની બેઠેલાં ઉધ્ધારકોની કમબુદ્ધિ અને દુરાગ્રહનો માત્ર એ ચોકખો પુરાવો નથી?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

આસવોની ઉપર પ્રોહીબીશન ઠોકનારાઓને ચેલેન્જ છે કે આસવનો અડધો કે આખો બાટલો કોઈ દારૂડયાને પાઇદેય ? અગર મી૦ ગીલ્ડર, લઠ્ઠે યા મુનસી પોતે પીઇલેય ને ખાત્રી કરે કે એમને ઘેન ચડે છે ? લથડીયાં આવે છે ? એઓ ભાન ભુલે છે ? એ પીવાથી એઓ ગટરમાં પડે છે ? જો એમ હોયતો એ પ્રોહીબીશન વાજબી ગણાશે ! બાકી તો માનવાને કારણ છે કે એ બંધનની પાછળ કોઇ ભેદી અને સ્વાર્થી હીતો સમાયેલા હોય!

આસવો ને અરિષ્ટોમાં અમુક ટકા આલ્કોહોલ, હશે તો એટલા ટકા એટલે લગભગ ૮ ટકા તો ખુદ ગાંધીજીને પાવામાં આવતી તાડીમાંજ માલૂમ પડેલાં તેને માટે શિક્ષા કરાવેલી ? એટલી ખટાશ તો હમેશના ખોરાકમાં થઇ જાય છે! જલેબીનાં આથામાં, પાંઉના આથામાં, ખમણ ઢોકળાંના આથામાં અને ખાટાં ખમણ ઢોકળાનાં આથામાં આવા આલ્કોહોલના તત્ત્વો પેદાં થાય છે

એ ઢોંગી-ગાંધી ઘેલાંઓ આવી ખાણી પીણી માટે કંઇ કરી શકવા સમર્થ છે ? આ પ્રોહીબીશન સીદ્ધાંતને ખાતર નથી પણ ધખારા અને ધુનને આભારી છે !

આયુર્વેદ-ઘાતક આવા કાયદા ઠોકવાં એ તો માત્ર સ્વદેશી વઇદાનો ઘાત કરવા બરોબર છે, ભારતને સ્વદેશી આસવોથી વિમુખ કરીને જતે દહાડે પરદેશી દારૂ અને પરદેશી આસવોને શરણે મુકવાનો એક અજાણ્યે થતો આ દેશદ્રોહ છે.

ભારતની સ્વતંત્રતાના એ અભાગ્ય (?) વિધાતા ભવાયાઓ હજુ પોતાની ભુલ સુધારીને આવાં ઔષધીરૂપ આસવોપરથી દમન ઉઠાવી લેય, નહીંતર દેશીઓ પોતાની સંજીવની વૈદ્યક વિદ્યા ભુલી જશે ને પરદેશી વિદ્યાના સદાયે ગુલામો બની જશે !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦

૧૯ ખેડુતોને ધીરધાર કરનારાઓ ઉપર અંકૂશ મૂકનારાં બીલને અંગે ખેડુતોની હાડમારી વધી છે! એમની શાખ-પત ઓછી થઇ પડી છે! એમને કોઇ નાણું ધીરતું નથી અને એ અંગે ખેડુતોને ખેતી માટેના બીજ ખરીદવાને નાણા મળતાં નથી. ખેડુતોને ઉછીના નાણા મળતા નથી, ખેડુતોને કોઇ કાંઈ ઉધાર આપતું નથી. આવી રીતનો મૂર્ખાઇ ભરેલો કાયદો તે ખેડુતોના લાભ માટે છે કે ખેડુતોને ભૂખે મરવા માટે છે?

પરદેશી સરકાર આવા કાયદા ઘડે તો સરદાર-સંત-મહંતની ભવાઇ કરનારા પત્રકારો બરાડા પાડી ઉઠે! અત્યારે એમના ઉદરપોષકો એવા કાયદા ઘડે છે તેને માટે મઉન સેવાય છે! ગાડરીયાંઓની બુધ્ધીના આ સ્વરાજ્ય છે!

## રાજકિય સોનેરી ટોળીનું સ્વરાજ્ય!

"મહાસભા એ હિન્દની સમસ્ત પ્રજાની પ્રતિનીધી સંસ્થા છે." એવાં ઢોંગ આગળ ધરીને, લાખો મનુષ્યોને મૂર્ખ બનાવીને, ભોળવીને, ઉંધે રસ્તે ચઢાવીને, અંધ શ્રધ્ધામાં રાખીને, સ્વતંત્ર-તાની લાલચો દેખાડીને, ખોટાં વચનો આપીને, ગોરી નોકરશાહીને હાંકી કાઢવાને-હિન્દના જુદા જુદા પ્રાંતોના સરકારે બરતરફ કરેલાં, રદ કરેલાં અને કેટલાંક ચલતાપૂર્જાઓએ પોતાની એક રાજકિય સોનેરી ટોળી જમાવી છે! અને હવે સત્તા હાથમાં લઇને પ્રજાની ઉપર જુલમો ચલાવવાને બેસી ગયાં છે! તેના થોડાંક નમુના જોઇશું.

૧ અમદાવાદ, સોલાપુર, મુંબઈ, અંબરનાથ, કલ્યાણીના,

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦

કામદારો સામે થયેલાં અહિંસા, સત્ય અને સુલેહની વ્યવસ્થાને નામે થયેલાં જુલમો.

૨ મદ્રાસમાં મંદિર પ્રવેશ તથા હિંદુસ્થાની ભાષાના જબરજસ્તીથી ઠોકાયેલાં કાયદાઓ અને તેના ભંગ માટે થયેલાં દમનના કોરડા.

૩ મુંબઈના મીલમજુરોના શાંત સરઘસો અને પીકેટીંગોને દબાવી દેવાના દમન, તથા ગોળીબાર અને લાઠી પ્રહારો!

૪ ચળવળના દિવસોમાં હડતાળો પાડી સહકાર કરનારા દેશી કાપડના વેપારીઓની ઉપર અપમાનીત સેલ્સટેકસનો કાયદો.

૫ દેશી રાજ્યોની જેમ કોંગ્રેસીયન રામરાજયમાં કાકામામાના તથા લાગતાવળગતાને, આશ્રીતોને બીન લાયકાતવાળાઓ છતાં સારા હોદ્દાઓ આપી દીધા ના કૃત્યો!

## રામરાજ્ય કે દંભીરાજ્ય?

૬ રામરાજ્યની વાતો કરનારાં નામર્દો, પોતાની સેવાને માટે અંગરક્ષણને માટે સ્ત્રીઓની ફોજો ઉભી કરે જાય છે! પોતાની ઝુંપડી–તીર્થકુટીરની ચોકી–દેશ સેવીકાઓ મારફત કરાવે છે એ શું હિણપસ્તી નથી! સ્ત્રીઓની સભ્યતાનો આ કરૂણ અંત નથી? સ્ત્રીઓને આવા હલકા કામો સોંપનારાઓની મતિ ભ્રષ્ટ થઈ નથી? આવા પતિત કામો કરાવાય એ શું એમનો દરજ્જો વધારવાનું છે?

૭ રામરાજયમાં તો રામચંદ્રજી પોતાના ઝરુખામાં બેસીને, પ્રજાનો મુજરો સ્વીકારતા હતાં તેથી કરીને હજારો વરસો વિતવાં છતાં અત્યારે ગુણ ગવાય છે કે "રામ ઝરૂખે બેઠ કર

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦

સબકા મુઝરા લેત" ત્યારે અત્યારના નકલી રામ રાજાઓ તો શેગાંવની કુટીર પાસે આવનારાં ઘેલા-ઘેટાંઓને-પોતાના દીદાર દેખાડવાની ઉદારતા પણ રાખતા નથી !

એ નકલી રામચંદ્રોની અંગરક્ષીકાઓ પોતાના ડોળા ઘુર-કાવીને તાડુકે છે કે "બાપુજી સુતા છે, સ્નાન કરે છે, ખાય છે, કામમાં છે", એવા કર્કશીયા જવાબો દઇને એ ગાંધી ઘેલાંઓને વીલે મોંઢે હાંકી કાઢે છે ! જોઇ લ્યો એ લોકતંત્રના મુકુટમણીના ગર્વ ! આ તે કેવા રામરાજય ?

૧૦ રામરાજ્યની લાલચમાં પ્રજાને મૂર્ખી બનાવીને, પોતે બની બેઠેલાં એ ગર્વીષ્ઠ-રાવણો-પ્રજાને પોતાના દેદાર દેખાડવા કે મુજરા લેવાની વાત કરતાં નથી, તો અંગ્રેજોને હાંકી કાઢવા બાદ સંપૂર્ણ સત્તા આવશે ત્યારે એ કલિયુગી રામો પ્રજાની કેવી વ્યવસ્થા ને પ્રેમ વાત્સલ્ય રાખશે ?

૧૧ રામરાજ્યની લાલચો દઇ પ્રજાની વધુ મતી મેળવીને અત્યારે એ ગામઠી રાજાઓ-બોડકા માથાંવાળાં-બાવાઓ પરદેશીઓ તથા નવાબોથી પણ વધુ જોહુકમીઓના રાજતંત્ર ચલાવે છે એ શું ચલાવી લેવાય એમ છે? આવા સર્વે લક્ષણો તે શું લોક તંત્રના છે? પ્રજાપ્રિય સુખના સ્વરાજ્ય છે ? પોતાને હિંદુસ્થાનના ધણી બની જવાના કાવાદાવા નથી કે ?

## Substance of Congress Swaraj !

૧૯૩૦ માં અંગ્રેજો પાસેથી ગાંધીજી "સ્વરાજ્યનું સત્વ" i.e. Substance of Swaraj માંગતાં હતાં એઓના પ્રાંતીક સ્વરાજ્યના વહીવટોમાં પ્રજાને એઓએ આપેલાં અમર ફળો જુઓ!

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦



૧૯૩૦ માં પરદેશી હોટસનોના લાઠીમાર માટે – "હાય હોટસન હાય હાય" ના છાજ્યાં લેવાંતા હતાં.
૧૯૩૭ માં સ્વદેશી હોટસનોના લાઠીમારો માટે – કોના છાજ્યાં લેવાં ??

**મુનશી રાજાજી ભાચ:-** અરે! કોંકણના અમારા લાડકવાયાં પોલીસો? ધીરે રાખો દાદાઓ! આપણી લાઠીઓ તો ખાદીના તાંતણાંની છે. એ અહિંસક લાઠીઓથી હિંસા થતી નથી! ૧૯૩૦ ના પીકેટીંગ–સરઘસો તો અમારી સત્તા મેળવવા માટે હતાં. ગાંધી રાજ્યમાં એ બીનગાંધીઆઇટ શિવાજીઆઇટ–**ઘાટણોના**–સરઘસો ન જોઇએ!

# ગાંધી રાજ્યમાં બીનગાંધીવાદીઓના સરઘસો હિંસક છે!

૧૯૩૦ માં મજૂરોના સરઘસો તો ગાંધીરાજ સ્થાપવા માટે હતાં– મજૂરોના હિત માટે નહીં :



**ગાંધીજી**:—એ મરાઠા ક્ષત્રી–કામદારો ટ્રેડ ડી. બીલ સામે વીરોધના સરઘસ કાઢે એ તો **નરી હિંસા છે**! ઠાકે રાખો લાઠીઓ, હું વીરોધ નહીં કરૂં. ભલે એમના પૂર્વજો સ્વર્ગમાં કકળી ઉઠે !



ખેડુતઃ—હવે અમારાં હાંડલામાં ધાન્ય વધે માટે વીઘોટી કમી કરશો કે:- પ્રધાનજી ?
પ્રધાનઃ—અમે તો તાજમહાલમાં ખાઈએ છીયે ! તમારા હાંડલાની અમને શું પડી છે ?

**રેવન્યુ પ્રધાનઃ**—જુઓ ખેડુતો ! પારસીયોના દારૂના પીઠાંથી ગાંધીગુરૂનો દીકરો હરીલાલ વંઠયો તેથી દારૂ બંધી કરી છે ! હવે તો મહેસુલના સાંસાં છે ! વીઘોટી ઓછી નહીં થાય ! મતો આપેલાં તેથી શું ? ભોગ આપો ભોગ જાવ ! માળા ગાંડીયા ?

## (૩૨d) ચરખાથી તો બ્રીટનનું સીંહાસન ડોલાવવું છે !



ગાંધીજી:– અરે વલ્લભદા ! પેલી શીવાજી ભક્ત–મરેઠી–આપણો ચરખો બાળીને પાણી ગરમ કરે છે ! એ ગાંડીને ખબર કયાં છે કે હવે જયારે વાઇસરોય માનતો નથી તો મારે ચરખાના ચમત્કારથી બ્રીટનનું સીંહાસન ડોલાવવું છે – એના શીવાજીની માફક આપણે વીશ્વાસઘાત કે હિંસા કરીને સ્વરાજ્ય સ્થાપવું નથી ! !

# અમર ફળો!

અમર ફળ નં. ૧ મંદિરમાં અંત્યજ પ્રવેશ!
૨ પોલીસ કમીશનરને નવાબી સત્તા!
૩ જપ્ત જમીન જબરજસ્તીયે પાછી!
૪ કાપડ પરનો સેલ્સ ટેક્સ!
૫ પ્રોપર્ટી ટેક્સનું પજવણીયું બીલ!
૬ ફેરીયા પરના લાયસન્સો!
૭ પ્રોહીબીશનનું બેકારી બીલ!
૮ મજુરોને કાળરૂપ ટ્રેડડીસ્પ્યુટ બીલ!
૯ ઇલેક્ટ્રીક લાઇટપરનું અંધચક્ષુ બીલ!
૧૦ છુટા છેડાનું સ્વછંદી બીલ!
૧૧ એક પત્નીવ્રતનું ઇન્દ્રવરણું બીલ!
૧૨ ખેડુતોને ભુખે મારનારૂં ગણોત બીલ!
૧૩ શેઠ-નોકરના સદભાવ તોડક ગુમાસ્તા બીલ!
૧૪ રૂા. ૮૦ ની અંદરના ભાડાની આવકવાળા મધ્યમ ઘર ધણીઓને ભીખારી બનાવનારૂં રેન્ટ-બીલ!

કોંગ્રેસના સ્વરાજયનું આ સત્વ- Substance છે! એવાં તો લગભગ ૫૬ અમર ફળો પ્રજાને એમણે ૨૭ મહીનામાં સમર્પ્યાં છે!

લોક તંત્રના પ્રથમ શ્રાસેના આ મક્ષીકાપાતઃ છે! પ્રજાને હવે હાથના કર્યાં હૈયે વાગે છે!! અંગ્રેજોની આર્થીક ગુલામીને બદલે ગાંધીવાદીઓની લુંટારી ગુલામી શું હિંદનું દાળદર ફીટાડશે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦

## "આપકીતો લાપસો–પરાઇકી કુસકી"

૧ ચળવળમાં કોંગ્રેસે બૈરાંઓ પાસે પીકેટીંગો કરાવેલાં, અપમાનો કરાંવેલાં, સ્ત્રીઓની લાજો લેવરાવેલી અને એમ બૈરાંઓને આગળ ધરીને પ્રાંતીક સ્વરાજ્યની ગાદીએ બેઠાં છે! છતાં નકલી–મહાત્મા મી. મુનશીને, મરાઠા કામદાર સ્રીઓના સેક્રેટરીયેટપરના પીકેટીંગો હવે આંખમાં ખુંચે છે! નીર્દોષ સ્રીઓના પાક ધર્મની ખાના ખરાબી કરાવનારાઓને અત્યારે મજૂરણોના પેટ માટેના પીકેટીંગોથી પસીના કેમ છુટે છે? ચળવળમાં કોઇ નકટી ને "અવળચંડીકા–રણુચંડીકા (?) સેક્રેટરીયેટમાં જઇને, વર્ણસંકર વાવટો હલાવી આવતી ત્યારે તો એ શીખંડીઓ તાલીઓ પાડયે જતાં હતાં એ વાત વિસરી કેમ ગયા છે?

૨ ૧૯૩૦–૩૨ માં પત્રોપર તથા પત્રિકાઓપર પ્રતિબંધો મૂકનારા સામે કોંગ્રેસ કાગારોળ કરાતી અત્યારે એમની પોલ ખોલનારા પત્રોની ઉપર કોંગ્રેસ સરકાર કુચા કેમ મારે છે?

૩ ચળવળમાં જ્યારે ૧૪૪ મી કારમી કલમનો પરદેશી પંજો પડતો હતો ત્યારે ચળવળીયાઓ ચતુરાઇ ચુંથતાં હતાં એઓજ અત્યારે વાત વાતમાં પોતાના વિરોધીઓને કેમ એ કારમી કલમનો પરચો ચખાડે જાય છે?

૪ ક્રિમનલ લો એમન્ડમેન્ટ એકટ, ચળવળનાં દિવસોમાં કોંગ્રેસને–અફીણુ જેવો કડવો ઝેર– લાગતો હતો, અને કાછડી ઝાલીને કરાંજતાં હતા એજ ઢોંગીઓ અત્યારે એ કાયદાની છિંકા–છિંક કેમ ખાય છે?

૫ રાજા રજવાડાના ચારિત્ર માટે કુરકુર કરનારાંઓ, કોંગ્રેસ

પ્રધાનો અને નેતાઓ તથા નેતૃિકાઓના કલંકિત ચારિત્ર્યો માટે ચુપ કેમ છે?

૬ નાગપૂરના ધારા સભાના સભ્ય મી. એ. એન. ઉધોજી એ રાજેન્દ્રબાબુ ઉપર કોંગ્રેસ નેતાઓ તથા પ્રધાનોની પોલ નો પ્રકાશ પત્ર લખેલો તેનો જવાબ સત્ય ને અહિંસાના ઉમરાવો કેમ આપતા નથી? ગુજરાતી મહાસભાવાદી પત્રો-એ એ પત્ર કેમ પ્રસિદ્ધ કર્યો નથી?

૭ "**હડતાળ એ નિર્બળ પ્રજાનું અહિંસક શસ્ત્ર છે**" આવું વદનારા સગવડપંથી સંત ગાંધીજી અને એમના ચેલકાંઓ ૭ મી નવેમ્બેર ૧૯૩૭ની મીલ મજૂરોની હડતાળને ગેર-કાયદેસર તથા હિંસક હડતાળ કયા મૂખે કહે છે?

૮ એ નિર્બળ મજૂર–પ્રજાની હડતાળ ઉપર ગોળીબાર કરનારાઓ ચળવળ વખતે પરદેશી હોટસનના ગોળીબાર માટે કેમ રોંદણાં રોતાં હતા? અને તા. ૭–૧૧–૧૯૩૭ના મુંબઈના સ્વદેશી હોટસન મુનશીના ગોળીબારો માટે કોંગ્રેસીયન મહાત્માએ મઉન કેમ ધારણ કર્યું છે? ગાંધી અહિંસા તે કઈ બલાની જાત છે?

૯ ત્યારે શું કોંગ્રેસી હિંસા તે હિંસા ન ભવતી છે? કે શું એ કોંગ્રેસીયન સત્તાની બંદુકોમાં એઓ શું "અહિંસક બુલેટીનો વાપરે છે? કે એઓ એ બંદુકોમાં બુલેટીનોને બદલે શેગાંવના સંતની બકરીની લીંડીઓ વાપરે છે?

૧૦ રાજકોટમાં કોઇ મૂર્ખ રુતુમતિ (monthly course વાળી) બાઇ, ઠાકોરની ગાદી પચાવનારાઓની મદદે દોડી ગયેલી! એની પર લાઠી માર પડતાં–કોંગ્રેસીયન ઠાકોરનું ચારણીયું છાપું જન્મભુમિ ભડકી ઉઠયું કે–"રુતુમતિપર લાઠીપ્રહાર"

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

પણ એ અડકાયેલી બાઇને કહેલું કોણે કે શિખંડીઓની મદદે જાય? સ્રીઓના આવા ઉપયોગ કરનારાં શીખંડીઓ તેમજ તેના સરદારોની આવીજ પતિત મતી છે કે?

૧૧ કોંગ્રેસીયન ઠાકોરો તથા વીરાવાળાઓના પીળી પાઘડીઓની લાઠીઓ મીલકામદારો તથા મીલ મજુરોની ઉપર પડે જાય છે એ શું નામર્દાઇ નથી? કે પછી એમની લાઠીઓ ખાદીના તાંતણાંની બનાવેલી છે? આ લાઠી–પ્રહારો વખતે કોંગ્રેસીયન કબુતરો ઘુ–ઘુ–ઘુ કેમ કરી મુકતા નથી? એ પેટભરૂં પત્રકારોના અગ્રલેખોમાં એમની લુલીઓ (જીભો) કેમ લવારો કરતો નથી? શું એમની ઉદરપોષક મહાસભાના એ કલંકો હિંસક નથી?

૧૨ "સરદાર વગર રાજકોટની સમાધાની નહીં"–આવી ઘમંડી ધમકી વદીને, રાજકોટ ઠાકોરને, પદભ્રષ્ટ કરવાના સ્વપ્ના સેવનારાં કોંગ્રેસીયન–કબુતરો, અત્યારે–"નાવિકોના (ખલાસીઓના) ઝગડા સંબંધે કોંગ્રેસ સરકાર ક્રીમીનલ લૉ નો ઉપયોગ કરે છે તે માટે મી. પરૂલેકરે ટીકાઓ કરેલી તેનાથી કોંગ્રેસ સરકાર કેમ ખીજાય છે ને ગભરાય છે?

સત્ય અને અહિંસાના બેલી: મી. મુનશી કહે છે કે:–

"પરૂલેકર જ્યાંસુધી યુનીયનમાં હશે ત્યાંસુધી નવિકોની "માંગણી પ્રત્યે કોંગ્રેસ સરકારની સહાનુભુતિ રહેશે નહિં.

રાજકોટના સમાધાન માટે કોંગ્રેસીયન—પરૂલેકર ઉર્ફે વલ્લભદા–સિવાય સમાધાની નહીં અને એ વલભદાને લવાદ બનાવવાને ઠાકોરપર દબાણ કરાવાય અને અહીંયા કોંગ્રેસીયન–ઠાકોર મી. મુનશીને પરૂલેકરની દરમ્યાનગીરી ન ખપે!

સાધારણ બુદ્ધિના મનુષ્યો જેટલી પણ ચકોરતા કે

---

બુદ્ધિ કોંગ્રેસીયનોમાં નથી એ આ ઉદાહરણથી સીધ્ધ થાય છે અને દંભ તથા અભિમાનના એ કેવાં અજોડ પૂતળાં છે એ પણ આવા બનાવોથી સિદ્ધ થાય છે!

હિન્દની ગુલામી પ્રજાના ઉધ્ધારનો એકલો ઇજારો લેનારાં એ વલ્લભો–મુનશીઓ અને ગાંધી ભટ્ટોના વિકૃત અને વિકરાળ ભેજાંઓના આ બધા સળગતાં કૃત્યો અને છેતરપીંડીઓ છે એમ કોણ નહીં કહે?

સત્ય અને અહિંસાના ઢોંગ–ધતીંગ અને ધૂર્તતાના આવા નક્કર નમૂનાઓ અગણીત છે પણ કોંગ્રેસની એ "આપકી તે લાપસી અને પરાઇકી કૂસકી" આમ ટુંકમાં અત્રે પ્રસિધ્ધ કરી છે.

## પ્રોહીબીશન!

જપ્ત જમીન પાછુ અપાવનારૂં–લુંટારૂં બીલ અને એકજ ઝાટકે દારૂબંધી કરીને સ્વર્ગ આણવાના અખતરારૂપી પ્રોહીબીશન બીલોથી પારસી કોમને અને તે ઉપરાંત પ્રોપર્ટી ટેક્સ લાદવાથી મધ્યમ પ્રજા ઉપર ગંભીર અસર થઇ છે, પ્રજા ઉપર હડહડતો અન્યાય અને અણધાર્યો બેકાર બનવાનો પ્રસંગ ઉભો થયો છે.

આવા ઝેરી અને વેરી કાયદાઓ શું કોંગ્રેસ–સ્ટુપીડ–હાઇ કમાન્ડના ૨૦ વરસ પહેલાંના નવસારીના બકવાટનો પ્રતાપ નથી? બ્રહ્મચર્ય પળાવવાને સારૂં મરદોને ખસી કરવાં જેવો આ કાયદો નથી શું?

પરદેશી અંગ્રેજોને હાંકી કાઢવાને માટે લડત–લડનારાં લબાડો પરદેશીઓને–નજીવી પરમીટે–દારૂ પાય છે! છુટ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં.રૂા.૧–૪–૦

આપે છે! જ્યારે હજારો વરસોથી દારૂથી ટેવાયેલાં મીતાહારી પારસીઓ માટેના પરમીટોના ચુંથણા ઠોકાય એ શું અન્યાય નથી? દેશ પ્રત્યેની વફાદારીનો આવો ગુલામી બદલો છે કે?

ખરી રીતે તો કોંગ્રેસ સરકારે યુરોપીયનોને સ્પષ્ટ કહી દેવું જોઇએ કે:—"આ દેશમાં દારૂબંધી છે! તમારાથી આ દેશમાં દારૂ પીવાશે નહી, તમારે અમારા ધારાધોરણ મુજબ ચાલવું પડશે, અન્ય પ્રજાની સમાન રહેવું પડશે! તમને ફાવે તો હિન્દમાં રહી શકો છો, નહિતર શનિવારે અને સોમવારે યુરોપ પધારતી ઇંગ્લીશ યા તો ઇટાલીયન સ્ટીમરોમાં તમારા દેશમાં પાછા પધારી શકો છો ત્યાં તમારા મુલકમાં જઇને દારૂ ઢીંચી શકો છો! દારૂના પીપો મોઢે માંડી શકો છો"!

અંગ્રેજોને હાંકી કાઢવાવાળા, માયકાંગલા કોંગ્રેસવાળાઓમાં આવી વાત કરવાની જરાયે હિંમત છે? જે આગેવાનો પરદેશીયો ઉપર દારુબંધી ઠોકી શકવાની તાકાત ધરાવી શકતાં નથી. એ એો અંગ્રેજોના ગયા પછી સંપૂર્ણ સ્વરાજ સાચવવાની કે ઉત્તરના રાનટી હુમલાખોરોની સામે કેવી રીતે ટકશે?

## પારસીઓપર લુંટના આક્ષેપો!

કોંગ્રેસ સ્ટુપીડ–હાઇકમાન્ડો કહે છે કે–"પારસીઓ દારૂના ધંધા મારફત ગરીબોને લુંટીને માલદાર બનેલાં છે–માટે એમને પ્રોહીબીશન ગમતું નથી, ખાલી ધાંધલ કરે છે."

આવી નાપાયાદાર દલીલો કરીને, ઝેરી પ્રચાર કરવો એ સત્ય અને અહિંસાના–સરદારોને–શોભારૂપ છે? તો પછી એ દલીલ કરનારાઓને સીધા સવાલો એ છે કે:—

૧ ઇલેકટ્રીક ટેકસ નાંખવા અગાઉ પોતે ઇલેકટ્રીકના શેરો

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં.રૂા.૧-૪-૦

વાયદાના કે તૈયારના વેચીને ગરીબોનો અને વિશ્વાસુઓનો વીશ્વાસઘાત કર્યો નથી? શું એ લુંટ નથી?

૨ લાખો મીલ મજુરોના પસીનાથી પેદા થયેલી મીલોની કમાણીના ધરખમ ડીવીડંડો પચાવનારાઓ શું ગરીબ મજુરોના લોહી ચુસી રહેલાં નથી? શું એ લુંટ નથી?

૩ એ ગરીબ મજુરોના પસીનાથી પેદા થયેલી મીલ એજંટોની થેલીઓ—કોંગ્રેસ ફંડમાં આવે જાય છે એ શું મજુરોના લોહીના સિકકાઓ નથી! શું એ લુંટ નથી?

૪ સત્ય અને અહિંસાના ફીરસ્તાઓને પૂજનારા દાણાબંદરના ખાદીધારી—દાણા વેચનારાઓએ લડાઇ સળગતાંનેવાર દોઢા-બમણા ભાવો કરી નાંખ્યા એ શું ગરીબોને લુંટીને માલદાર બનવાની લુંટ નથી!

૫ **"આ ભાવે ડીફર્ડ ખરીદશો તો કમાશો"** એવો નફાનો પેગ—પાઇને—નફાના નિશામાં ઘરાકોને ચકચુર બનાવનારાં સટ્ટાના—પીઠાંવાળાઓ શું ગરીબોને લુંટીને મરીનડ્રાઇવપર હવેલીઓ બંધાવતાં નથી?

૬ **"રૂનું ભવિષ્ય ઉજળું છે"** એવું નફાનું મદીરા પાઇને ખાદીના સફેદ સાંચામાં સજ્જ થયેલાંઓ—રૂના પીઠાંઓમાં આવનારાં દ્રવ્યપ્રાપ્તીના—દારૂડીયાઓને લુંટીને આકાશ ચુંબન મહેલો બંધાવતા નથી?

આવી કૃપણ—કરણીવાળાઓની કરવતો દારૂવાળાઓથી જરાયે ઉતરતી છે?



વધુ માટે વાંચો **"સ્વરાજ્યનું પતન"** પેજ ૩૭૬ કીં. રૂા. ૧—૪—૦

# પ્રોહીબીશન ઠોકનારાંઓને ચેલેન્જ!

## કોંગ્રેસના બની બેઠેલાં સત્યવાદી હરીશ્ચંદ્રોને સીધા સવાલો!

કોંગ્રેસના નેતાઓ પોતે જાણે કે દેવના દીકરાંઓ હોય, પરમાર્થી હોય, જાણે કે ગરીબોના બેલિ હોય એવાં એવાં દેખાવો કરીને દારૂબંધીને માટે ઉપદેશો ઉચ્ચારી રહેલાં છે તો તેઓ નીચેની બાબતોના ખુલાસા કરશે કે?

૧ દારૂબંધી એ કોંગ્રેસના પ્રોગ્રામમાં ૨૦ વરસથી છે એ વાત તદ્દન જૂઠી ને બનાવટી છે! માનવ સમાજના સુધાર અને ઉદ્ધારને કાજે દારૂબંધીનું પીકેટીંગ કરીએ છીએ એવું કોંગ્રેસ મેનીફેસ્ટોમાં કદી કાંઇએ છપાયું છે?

૨ પણ સરકારને હેરાન કરવા, સરકારી આવકમાં ઘટાડો કરવાં, મહેસુલમાં ગાબડું પાડી સરકારને નમાવવાને માટેજ દારૂના પીકેટીંગો કરાવેલાં હતાં. જો માનવસમાજને સુધારવાની વાત હોત તો, અજ્ઞાન માણસોને દારૂ નહિ પીવાના સતત ઉપદેશો ૨૦ વરસ સુધી ચળવળ બંધ કરવા પછી પણ કેમ ચાલુ નહિ રાખેલાં?

૩ ચળવળો દરમ્યાન કોંગ્રેસના થાંભલા તથા થાંભલીઓ ઠસાઠસ દારુ પીતે જતાં હતાં અને અત્યારસુધી પીધે જાય છે એ શું બતાવે છે?

૪ કોંગ્રેસના થાંભલા થાંભલીઓ પારકે નામે પરમીટ લઈ દારુ નથી પીતાં?

૫ અમદાવાદમાં પ્રોહીબીશનની શરુઆતમાં કોંગ્રેસના એક વડા થાંભલાના બિસ્તરામાંથી દારુની બાટલીઓ પકડાએલી એ

---

ઉપર અંધારપિછેડો કેમ નંખાયો ? એ કોંગ્રેસના "ખાંની" ઉપર કામ કેમ નથી ચલાવાયું ?

૬ જો એ સત્ય અને અહિંસાના પૂજારીઓ લેખીત બાંહેધરી આપે તો, દારુબંધી છતાં કોંગ્રેસના મહાનુભાવો દારુ ઢીંચે જાય છે તેના નામો છડેચોક પ્રસિધ્ધ થશે ! એમનામાં એવી નૈતિક હીંમત હોય તો ચેલેંજ ઝીલી લેશે ?

દારૂ એ માનવીને મતી ભુલાવનારો માદક છે ! ખોરાક પણ માદક છે ખોરાકનો પણ અતીઆહાર જો કોઈ કરે છે તો એક યા બીજા રુપે માનવીને મારણરૂપ બને છે. **દારૂબંધી કરનારાઓ પોતેજ દારૂ પીએ પછી એમણે બીજાઓને સુધારવાની અવળ-ચંડાઇ કરવાની શી જરૂર છે ?** પોતે મન, વચન અને કાયાથી ઇશ્વરનો ડર રાખી દારુ પીતાં બંધ થયા વગર બીજા પર દબાણ અને જુલમ કરી બંધ કરાવવું એ કેટલો સમય ટકશે ! કોંગ્રેસની આ કલંકીત કરામતના આવાં કૃપણ કૃત્યોના ભેદો કયારે ફુટશે ?

## કોંગ્રેસની વિકાળ વૃતિ !

**"નારીઓના પતિવૃતરૂપી સુંદર સ્વરૂપોને વિકૃત અને વિકાળ બનાવનારી કોંગ્રેસ છે"** તેના એવાં ષડ્યંત્રો, કારસ્થાનો, કલં-કીતકૃત્યો છે અને એ કહેવાતી કોકિલ કંઠી કોંગ્રેસ, તથા જીભપર મધલાળ અને હૃદયમાં હળાહળ ઝેર ધરાવનારી કોંગ્રેસની સોનેરી ટોળકી, હરકોઇ રીતે "યેનંકેન પ્રકારેણ:" પોતાની જમાતનો પગદંડો, આખા હિંદુસ્તાનની ઉપર સન્તા ચલાવવાના મંથન અને મનોરથો સેવે છે ! પ્રજાને સુખી કરવાની તો એમને જરાયે પડી નથીજ !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭;–કીં. રૂા.૧-૪-૦

સંસ્થાનીક સ્વરાજ્ય કે સંપૂર્ણ સ્વરાજ્ય, આમ પ્રજાને વાસ્તે નહિ પરંતુ પોતાની જમાવેલી, સત્તાભિલાષિ, પેટભરૂ, ખીસ્સાંભરૂ, સ્વાર્થી સોનેરી ટોળીની સત્તા સ્થાપવાના છુપા હેતુઓ છે છતાં અખીલ હિંદી પ્રજાને નામે અને બ્હાને બ્રીટનને પડકાર કરાય છે!

## લઘુમતિઓને સાચી ચેતવણી!

બ્રીટન સાથેની કોંગ્રેસની વાટાઘાટ અને દમદાટી સાથે ૨૫ કરોડ હિંદુઓને, કે પારસી કોમને, કે મુસ્લીમોની ભીન્ન ભીન્ન શાખાઓને કાંઇ લેવા દેવા નથી.

હિન્દુઓને તો કોંગ્રેસની ટીકીટ મારફત સંસ્થાનીક સ્વરાજ્ય જોઇતું નથી! કારણકે કોંગ્રેસીયન, આપખુદ, અનાડી, ઘમંડી પ્રાંતિક સરકારોએ, પ્રજાને નિરાશી છે! ત્રાસ અને ત્રાહ્ય પોકરાવેલ છે! દમનના દોર દમામથી પ્રજાને જેર કરી નાંખી છે! એ ગાંધી–વલ્લભના સામ્રાજ્યમાં ભારતમાં ઠેરઠેર ઉત્પાત, કંકાસ અને ઉલ્કાપાત ઉભર્યાં છે.

## સદંતર નાલાયકો છે!

સત્ય અને અહિંસાના તથા વિશ્વપ્રેમના દંભી–બુરખામાં મદાન્ધ, મત્સરી, માયાવીક અને મોહાન્ધો મહાસભામાં જમા થયાં છે! હિન્દમાં પ્રમાણિકપણે, તટસ્થ વૃતિએ તેમજ પક્ષપાત વગરનું ન્યાયી રાજ્ય ચલાવવાને એક કોડી જેટલી પણ લાયકાત એઓ ધરાવતા નથી! એમનામાં સંસ્કાર કયાં છે? એમનામાં ગંભીરતા કયાં છે? એમનામાં પ્રમાણિકપણું કયાં છે? એમનામાં ઉદારતા કયાં છે? એમનામાં સહનશકતી કયાં છે? ત્રણ ત્રણ

---

બદામના બેકારો, ચળવળમાં ઘુસી જઇને મહંતો બની બેઠેલાં છે! એવા સદંતર સોળે સોળ આના નાલાયકો શું હિન્દ જેવા મોટા ખંડની વ્યવસ્થા, સુલેહ અને નિષ્પક્ષપાતપણે રાજ્ય ચલાવવાને જરાયે લાયક છે?

## સેતાન બાઇબલ બતાવે છે?

એક પત્નીવૃતના કાયદાની પીઠ થાબડતી વખતે શાસ્ત્રોની અને સંયમની ભાટાઈ થાય છે! "**રામચંદ્રજી એક પત્નીવૃતધારી હતાં માટે અત્યારે પૂજાય છે**" આવા રદીયા એ તો "સેતાન બાઇબલનો રદીયો દેય છે એના જેવું છે"! કારણકે કોંગ્રેસીયન રામરાજ્ય ઉત્પાદકોની ટોળીમાં અને છાવણીઓમાં બધુ બ્રહ્મમય, ગોળાકાર, ખાનાખરાબી, નિતીભ્રષ્ટતા અને અનેક પત્નીવ્રતા-પરાક્રમીઓ તથા અનેક પતીવતી–પરાક્રમણીઓ–આંગળીએ અને જીભે ચીંધાઈ રહેલી છે! નિલા નાગીણીની કર્મકથા તો કોંગ્રેસના કીર્તીપર કલંકીત કલશરૂપે કલિકાલ પર્યંત ડાઘ સમાન રહેશે!

## મનુસ્મૃતિના આદેશ મુજબ અત્યારના મહાસભાવાદી શાસકો રાજ્ય કરવાને લાયકજ નથી!

મનુ ભગવાનના કહેવા પ્રમાણેના ગુણ કર્મ સ્વભાવના મનુષ્યો તો કોંગ્રેસ સરકારની રાજસભા કોઇ છેજ નહીં.

(१) **आन्वी त्तिकी चात्मविद्या वार्तारम्भोंश्च त्तोकतः** (મનુ)
અર્થ: પ્રજાની સાથે વિવેકભરી વાતચીત કરવામાં પૂર્ણ લાયક હોય એવાં પ્રધાનો જોઇએ.

(૧) પ્રોપટી ટેક્સની રાહત માંગવા જનારાં પરાંના પ્રતિ-

---

વધુ માટે વાંચો "**સ્વરાજ્યનું પતન**" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

નિધિઓની સાથે પ્રધાનોએ કેવી વાતચીત કરેલી? "પૈસાદાર બકરાંઓને રહેંસવા છે" એવીવાતો વદનારાં-ઓના અંતઃકરણો કેવા હશે ? એ પ્રધાનો કેવા કહેવાય ?

(૨) નસકોરાં ફુલાવીને "શાસ્ત્રો બાળી નાંખો" વદનારા પ્રધાનો કેવાં હશે ? ઔરંગઝેબને હિંદુ શાસ્ત્રોમાં કુરાન વિરૂદ્ધ ગંધ આવેલી તેથી ગ્રંથો બળાવેલાં. આજના કોંગ્રેસીયન ઔરંગઝેબને હિંદુગ્રંથોમાં અસ્પર્શની ગંધ આવતાં એ બાળવાની વાતો વદે છે!

(૩) વીરમગામ પાસેના દેત્રોજના ૧૨ ગામના ખેડુતોએ ૧૯૩૦-૩૨ માં હીજરત કરી કોંગ્રેસને મદદ કરેલી. એજ ખેડુતોના પ્રતિનીધીઓ અનાવારી ઘટાડવાની અરજ કરવાને મી. મોરારજી દેસાઇની પાસે સેક્રેટરી-એટમાં ગયેલાં ત્યારે એમણે કેવી તુંડમીઝાસી વાતો કરેલી ? ગાયકવાડી હદમાંથી ખેતીના બીજ માટેની જુવારની મંજૂરીની ચીઠી લેવા જનારાં એજ ખેડુતોને મી. અરજુનલાલાએ કેવા ધુતકારવાના-કઢંગી ભાષાના જવાબો આપેલાં હતા ? ખેડુતોને સ્વર્ગ દેનારાં આ તકસાધુ મહાત્માઓનાં કેવાં લક્ષણ છે?

(૨) **इन्द्रीयाणां जये योगं समातिष्ठे दिवा निशम्**
**जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजा** ॥ (મનુ)

અર્થ: રાજસભાસદ તથા સભાપતિનું મુખ્ય કર્તવ્ય છે કે ઇંદ્રીયોને જીતીને વશ રાખવી, અધર્મને દુર કરી ધર્મમાં સર્વદા પ્રવૃત રહેવું, યોગાભ્યાસ રાખવો, જે જિતેન્દ્રિય છે તેજ પ્રજાને વશ રાખી શકે છે!

(૧) સત્ય અને અહિંસાનો પૂજક કોંગ્રેસી પ્રધાન દીલ્હીમાં

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂ.૧-૪-૦

સીનેમા નટીને ત્યાં કયા કારણે જાય છે? કોઇ પ્રધાન સીનેમા નટીનો પ્રેમી કેમ બને છે? દેશનાયીકાઓ પાંચ પાંચ આશકોની પ્યારીઓ હોય છે! આવી વ્યકતિઓ શું રાજ્ય ચલાવવાને લાયક છે?

(૨) એથી વધુ એ સર્વેના બેતાજ સંત-બાદશાહ ગાંધીજીને પોતાને જાગૃતાવસ્થામાં સ્ત્રી સંગની ઇચ્છા થાય છે! (વાંચો પ્રસાદદીક્ષા પત્ર ૮૫) આવા નિર્બળ મનોવૃત્તિના અને ચંચળવૃત્તિના મનુષ્યો શું રાજશાસન ચલાવવાને લાયક છે?

આતે એક પતિ-પત્નિ વૃતધારી સીતા-રામજીનું રાજ્ય કે કામાન્ધોનું શાસન છે?

(૩) **मृगयाक्षो दिवास्वप्नः परीवादः स्त्रीयो मदः**
**तौर्य्य त्रिकं वृथाट्याच कामजो दशकोगणाः** (મનુ)

અર્થ: શિકાર, જુગાર, દિવસે ઉંઘનારાં, બીજાની નીંદા કરનારાં, સ્ત્રીઓના સંસર્ગીઓ, માદક દ્રવ્યના સેવનારાં, નૃત્યો, ગીતો, વાજીંત્રોનું સેવન, ફોગટ જ્યાં ત્યાં ફરનારાં, એ દશ વ્યસનો કામથી ઉત્પન્ન થાય છે!

નોંધ: શ્લોક નં. ૨ માં બતાવેલા કામાન્ધોને, ઉપરના દશ વ્યસનો ઉત્પન્ન થાય છે!

(૧) કોંગ્રેસ પ્રધાનો પોતાના વિરોધીઓપર ગોળીબાર કરે છે, પોલ ખોલનારાઓને સજા ઠોકાવે છે! જપ્તીઓ લાવે છે! પત્રકારોને મોઢે ડુચા મારે છે! આવી જાતના વિચિત્ર હિંસક શિકારો કરનારાઓ શું રાજ્ય ચલાવવાને લાયક છે?

(૨) સટ્ટાબજારમાં જુગાર ખેલનારાં પ્રધાનો, હિંદુ મહા-

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧-૪-૦

સભાની, સનાતનીઓની, મુસ્લીમ લીગની, પારસી-કોમની, હૈદ્રાબાદ સત્યાગ્રહની નીંદા કરનારાં પ્રધાનો! દેશસેવીકાઓનાં ઝુંડ ઉભા કરીને સદાયે સ્ત્રીઓના રંગમાં રંગાઈ જનારાં પ્રધાનો! દારૂબંધીના કાયદા ઠોકનારાં છતાં પારકે નામે પરમીશન લઇને દારૂ ઢીંચનારા પ્રધાનો, આઠ ટકા આલકોહલવાળો નીરો-તાડી પીનારા ગાંધીજીનાં ગુલામ પ્રધાનો! બુદ્ધિના બેકાર પ્રધાનો! નૃત્યકળા અને સંગીતકળાના બહાના તળે પરસ્ત્રીઓના સદાયે સંસગીં રહેનારાં પ્રધાનો! જ્યાં ત્યાં ફોગટ ફરીને દંભના ફડાકા મારનારા પ્રધાનો! મનુભગવાનના મત પ્રમાણે રાજ્ય શાસન ચલાવવાને જરાયે લાયક છે?

(૪) यं वदन्ती तमो भूता मूर्खा धर्ममत द्विदः
तत्पापं शतधा भूत्वा तद्वक्तृननुगच्छतिः (મનુ)

અર્થ: અવિદ્વાન, મૂર્ખ, વેદોને નહીં જાણનારા મનુષ્યો જેને ધર્મ કહે તેને કદિપણ ધર્મ માનવો નહીં જેઓ (એવા) મૂર્ખાના કહેલાં માર્ગ ઉપર ચાલે છે તેમને સેંકડો દુઃખો ભોગવવા પડે છે!

(૧) વેદોને અર્ધસત્ય માનનારાં, રૂષીમુનીઓને શયતાન કહેનારા, શ્રી મોહનદાસ ગાંધીના અસ્થીર અને ન-ધર્મી માર્ગીપંથ પર કોંગ્રેસ પ્રધાનો ચાલે છે! જેથી પ્રજા ત્રાસ પામી છે!

આખા ભારત વર્ષમાં જ્યાં ત્યાં કોંગ્રેસના અમલથી ઉત્પાત મચી રહેલાં છે! ગાંધીજી કહે એ ધર્મ, એમના

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

અંતરના અવાજમાં આવે એનો અમલ ગાંધીગુલામ પ્રધાનો કરે જાય!

☞ મુસ્લીમો અને પારસીઓ ટીકા કરે છે કે કોંગ્રેસરાજ્ય હિન્દુ રાજ્ય છે--વાણીયા રાજ્ય છે પરંતુ ઉપરના રદીયાથી એ ભાઇઓ સમજી શકશે કે કોંગ્રેસના હિન્દુઓ હિન્દુ નથી પણ નાસ્તીકો છે! નધર્મી છે! હિન્દુ નામના બુરખામાં છુપાયેલાં એ બધા રશીયનમતવાદીઓ છે! નંહીતર હિન્દુ શાસ્ત્ર મુજબ એઓ રાજય કેમ ન ચલાવે?

## સ્વરાજ્યનો હેતુ શું?

પ્રાંતિક સ્વરાજયનો હેતુ તો રાજવ્યવસ્થાને માટે છે, પ્રજાની પીડ મીટાડવાને માટે છે! ખેડુતોની હાડમારી ટાળવાને માટેછે, મધ્યમ વર્ગની પ્રજાની જીવન પીડ દફનાવવાને માટેછે! દેશની સમસ્ત પ્રજાને સંપથી સુલેહથી રાખવાને માટેછે! સ્વદેશી હુન્નર કળાને પગભર કરવાને માટેછે! દેશની સુવ્યવસ્થાને માટે છે! પરદેશી સ-તાથી દબાઈ ગયેલી પ્રજાને ઉન્નત કરવાને માટે છે! કરવેરાથી ત્રાસ પામેલી પ્રજાનો કરથી છુટકારો કરવાને માટે છે!

આવા અગત્યના મુદ્દાઓ અને સુધારા કરવાને બદલે એ કોંગ્રેસીયન પ્રધાનો લોકોને શું ખાવું ને શું પીવું એ શીખવવા બેસી ગયાં! અંત્યંજોને ગંદા મટાડવાને બદલે મંદીરોથી સ્વર્ગ અપાવવાં બેસી ગયાં! દારુડીયાઓને દારુ તાડીને બદલે મેથીલેટેડ સ્પીટ પાવાને બેસી ગયાં! ઢેઢાઓને સુઘડ અને સંસ્કારી બનાવવાને બદલે ગંદા કપડા તથા સાવરણી સાથે હોટલમાં નાસતા–પાણીના ખરચા કરાવવા બેસી ગયાં! પતિઓને રખડતા મૂકવાના ઉ-તેજનરુપે છુટાછેડાં કરાવવા બેસી ગયાં! વારસના અભાવે બીજી પત્ની કરતાં અટકાવવાના કાયદા ઘડવા બેસી ગયાં!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦

આ બધી એમની નરી મૂર્ખતા નથી? શું અંગ્રેજોએ પ્રાંતિક સ્વરાજ્યની સતા–પારકા ધર્મમાં, રહેણીકરણીમાં, ગૃહ-સંસારમાં હાથ ઘાલવા માટે આપી છે?

આવી જોહુકમીઓ ચલાવનારાં પ્રજાને દુખરૂપ નથી થઈ પડયાં?

મનુ ભગવાને બતાવેલાં નિયમ મુજબના રાજ્ય ચલાવનારાં તો માત્ર ઇંગ્લંડની પાર્લામેન્ટમાં છે! ત્યાંનું બંધારણ મનુમહારાજના આદેશ મુજબ ચાલી રહેલું છે એને અંગે બ્રીટનનું સામ્રાજ્ય સ્થિત છે!

જો કોંગ્રેસે દ્રઢ અને મજબુત થવું હોય તો—ગામના ઘર-સંસારોમાં હાથ ઘાલવો છોડી દેય! ઢેઢાઓને મંદીરમાં પૂજા કરાવીને સ્વર્ગ અપાવવાના દંભો છોડી દેય! અને જેમ **અંગ્રેજ સીવીલીયન–અધીકારીને ગુરૂમંત્ર અપાય છે કે "હિન્દના ધર્મપર તથા હિન્દની સ્ત્રી જાતીપરની તરાપથી સદાયે અલગા રહેજો**—તો બ્રીટીશ સૂર્ય સદાયે દુનિયા પર પ્રકાશિત રહેશે"

આવોજ મંત્ર જો કોંગ્રેસ પ્રધાનો પાળશે તોજ દેશની ઉપર રાજ્ય ચલાવી શકશે! પણ આવા સત્ય આદેશો વિરૂધ્ધના તેમજ મનુમહારાજનાં આળેખ્યા નિયમો વિરૂધ્ધના અત્યારે કાંગ્રેસીયન પ્રધાન મંડળો રાજ્ય ચલાવવાને જરાયે લાયક છે?

પરંતુ એ મોહન–માર્ગીઓને, મનુભગવાનના આદેશો કયાં માનવા છે? એમને તો મનુ, ભૃગુ, વ્યાસ. જૈમિની વિગેરે પ્રાચિન જ્ઞાનદાતા–મહાત્માઓને મીટાવીને, ભુલાવીને, સગવડપંથી મહાત્મા મોહનદાસની મોહનસ્મૃતિ રચવી છે! એ મોહનસ્મૃતિમાં અમન ચમન–એશઆરામ, ગોળાકાર સબ બ્રહ્મમય મનાય છે! જર, જમીન અને જોરૂ અપાવનારી એ ગાંધી સ્મૃતિના ભકતોની

સંખ્યા એ કારણે તો કીડીયારાની જેમ ઉભરાઈ ચાલી છે! કોંગ્રેસના ભૈરવી ચક્રમાં સર્વે વર્ણો એકાકાર કર્યા છે!

ગાંધીજીના અગણીત ભકતો શાથી વધ્યા છે? એવો પ્રશ્ન વારંવાર થાય છે એનો જવાબ એછે કે ગાંધીજીએ સર્વ પ્રકારની છૂટ આપી છે! ધાર્મીક–સામાજિક નૈતિક સ્વચ્છંદતાને આંખ આડા કાન કરીને દીધે રાખી છે! તેની સાથે સ્વરાજય લાવી આપવાની લાલચ આપી છે એટલે સ્વરાજયની સાથે ગાંધીજી લાડી–વાડી–અને ગાડી આપનારા કલિયુગી મનુભગવાન બનવાથી એના અસંખ્ય ભકતો ઉભરાઈ ગયાં છે! એમનો વાડો એ રીતે વધતો ચાલ્યો છે!

## ખરું માહત્મા પણું કયારે?

સ્વરાજયના ઉપવાસોને બદલે ગાંધીજી પ્રજાને સદાચારી, સંયમી અને પવિત્ર તથા સંપીલી બનાવવાની પ્રતિજ્ઞાઓ એમના ચેલકાઓની પાસે લેવરાવે ને જો એ ભકતો પવિત્ર રીતે વર્તે નહી તો તેમને સુધારવાને–જનતાની નીતિ સુધારવાને ઉપવાસો આદરે અને તેપણ–આમરણ–અંતસુધીના ઉપવાસો ચાલુ રાખે તોજ–આ દેશની સ્થીતી ઉન્નતીયે ચઢે એમ છે!

ગાંધીજીનું ખરું મહાત્માપણું તો પ્રજાને સ્વરાજય ભક્તને બદલે દેશભકત બનાવવાથી સિધ્ધ થઇ શકે એમ છે, છટકેલાં, રખડેલાં અને સ્વરાજયને નામે સ્રીઓ અને નીર્દોષ બાળાઓના શિલ અને પવિત્રતાના ભંગ કરનારાં ભકતોની વધુ સંખ્યાથી મહતાત્માપણું કાંઇ સિધ્ધ થતું નથી!

—:x:—

# યુરોપીયન સંગ્રામ અને ગાંધીજીની–અહિંસાનું–નગ્ન-સ્વરૂપ !

સત્યના પાયાઉપર સ્થિત હોવાનો જેનો દાવો છે એવી અને અહિંસાના "બણુંગા ફુંકનારી કોંગ્રેસ અત્યારે બ્રીટનની સાથે, જર્મનોની હિંસા કરવાના–જર્મનોને રહેંસવાના બદલામાં સંપૂર્ણ યા તો ડુમિનીયન સ્વરાજ્યના સાટાં કરવાને નિકલી પડેલી છે એ શું અહિંસાનું નયું નગ્ન સ્વરૂપ નથી ?

પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ,–દયા, અહિંસા અને વિશ્વપ્રેમનું ડમરૂં ડમડમાવનારા **મોહનદાસની મોરલીના સૂરો** અત્યારે આવા હિંસક સોદા કરવાના આસૂરી સુરોમાં કેમ પલટાઇ જાય છે ?

શ્રી મોહનદાસના ઢોકી-ઢોકાને ઢોકાયલાં સત્ય તથા અહિંસાના ધ્યેયો આમ ધુળ ફાકતાં કેમ બને છે ?

સત્તાની પ્રાપ્તીની પીપાસા અને સત્તાના સુરાના ઘેનમાં એ શું ચોકખી નિર્લજતા, નફટ્ટાઇ અને નાગડદાઇ નથી ?

સત્તાના સ્વાર્થની લોલુપ્તામાં, લાખાગૃહમાં પાંડવોને ભસ્મીભૂત કરવા જેવું કોંગ્રેસીયન-કૌરવોનું આ શું કરાળ કાવતરૂં નથી ?

કોંગ્રેસી અહિંસાના મૂલ્ય શું આવાજ અંકાશે કે ?

"સંપૂર્ણ સ્વરાજ્ય" ના સીંહાસનોએ ચઢીને આવતી કાલે એઓ, ભારતની ધાર્મિક પ્રજાને તથા લઘુમતીઓને આવા લાખાગ્રહોમાં ભસ્મ નહિં કરે એની કાંઈ બાંહેધરી છે ?

કોંગ્રેસીયન અહિંસાની કરામતના કાગળના કિલ્લાઓ આવી રીતે સંપુર્ણ સ્વરાજ્યના સાટામાં ફુંકાઇ જશે ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂ.૧-૪-૦

અહિંસાના ઓઠા નીચે આમ પ્રજાને ત્રાહી ત્રાહી પોકરાવનારાઓ, ખાદીના સફેદ સ્વાંગમાં સજાયેલાં અત્યારે હિંદી પ્રજાને નામે- ગાંધી-વલ્લભ-બજાજની સત્તા જમાવવાને સંસ્થાનિક સ્વરાજ્યના પાસા ફેંકી રહેલાં નથી ?

નહિંતર, "અહિંસા-અહિંસા" ની કાંખલી કુટનારાં કોંગ્રેસીયનો સંસ્થાનિક સ્વરાજ્યની હાય-હાયમાં જર્મન પ્રજાના લોહી ચુસવાને કેમ તૈયાર થાય છે ? કયાં ગયો વિશ્વપ્રેમ ?

એમના સત્ય અને અહિંસાનો એ મૃત્યુઘંટ નથી ?

## સ્વતંત્રતાની ભીખ શામાટે ?

બ્રીટનની યુરોપની રોકાણુની નબળાઇના અંગે અત્યારે કોંગ્રેસીયનો દમદાટી દેવાને નીકળી પડયાં છે ! પોતાના ૨૭ મહિનાના રાજકારભારમાં અંધાધુંધી ચલાવનારાં અને પ્રજાને પીડનારાઓ બ્રીટનને દબાવવાને "જંગેબહાદુર બની બેઠાં છે અને જો નહિં આપો તો આમ કરીશું ને તેમ કરીશું" એવી દમદાટી દેવાને બેસી ગયાં છે ! પણ જો કોંગ્રેસ લાયકાતવાળી હોય ! નિષ્પક્ષપાતી હોય તો પછી ભીખ શા માટે મંગાય છે ? પરંતુ

## કોંગ્રેસમાં દયા-ક્ષમા કયાં છે ?

ભારતની સમસ્ત પ્રજાની ચાહના કોંગ્રેસ પ્રત્યે કયાં છે ? કોંગ્રેસમાં ક્ષમા કે ન્યાય દેવાની લાયકાત કયાં છે? જો હોય તો બંગાલ, પંજાબ, ગુજરાત, મહારાષ્ટ્ર અને મદ્રાસની ધાર્મિક અને સનાતની તથા લઘુમતિઓથી અત્યારે કોંગ્રેસ કેમ હડધૂત થઇ ગઈ છે? જગતવંદનીય ગણાતા-ગાંધીજીને કાળા વાવટાથી

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં.રૂા.૧-૪-૦

વધાવાય ! વલ્લભદાની ઉપર સડેલાં ઈંડાનીં વૃષ્ટી થાય એ શું એમનું પતન નથી?

ભારતની સમસ્ત પ્રજાને રક્ષિત અને સુખી તથા ન્યાય આપવાને લાયકાત તથા શકિત કોંગ્રેસમાં છે? એની એકપણુ સભા, ઉત્સવો તથા સરઘસોમાં જરાયે સંયમ અને નીયમન છે? માત્ર પરદેશી સત્તાની સામે પ્રજાને ઉશ્કેરવાના ઉપદેશો અપાય છે પ્રજાને "દેશભકત" બનાવવાના છે? પણ એમ હોય કયાંથી? કોંગ્રેસ કાંઈ ગરીબો કે મધ્યમ મનુષ્યોના હિતો કે સુખો માટે અથવા તો ભુખ્યાઓની ભુખ ભાંગવાને કે નગ્નમનુષ્યોના અંગ ઢાંકવાને માટે કાંઈ બ્રીટન પાસેથી સ્વરાજય માંગતી નથી! પરંતુ એ રાજકિય સોનેરી ટોલીની સત્તા સ્થાપિત કરવાને માટેજ છે! પ્રજાની ગરીબીની એમને કશીયે પરવા છેજ નહીં. લાખો ગરીબો ભૂખે મરે છે તેની કાંઈ યોજના છે? માત્ર ગાંધીજીના કોરોનેશન દરવરસે ભરવામાં નાણું બરબાદ કરવાના છે ને?

## ડુમિનીયન સ્ટેટસ કોને માટે?

પ્રજાને ફોસલાવીને, ભોળવીને, અંગ્રેજોને બદલે એઓ બધા પોતાની એટલે "ગાંધી–વલ્લભ–બજાજ–જવાહર" જેવા સત્તાભિલાષીઓની ટોળીની સત્તા જમાવવા આ બધા કારસ્થાનો રચાય છે!!

પ્રાંતિક સ્વરાજયની સત્તાનો અનુભવ અને સંપલ એઓએ પ્રજાને કેવો ચખાડયો છે? એ એમની લોકશાહી નહિ પણ વીરાવાળાશાહીને પણ વટાવે તેવી ગાંધીશાહીનો–નાદર નમુનો નથી?

રાજસ્થાનોના વીરાવાળાઓ તથા સી.પી. આયરો–એમને ગમે નહિં અને એમને પોતાને તો એ બધાઓને વટાવે એવાં

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

ઉત્પાતો મચાવવાં છે! ખિસ્સાં ભરવાં છે! માલદાર બનવું છે! એ અઢી વરસનો અનુભવ કાંઈ પ્રજાથી અંધારામાં છે? દીવા જેવાં દ્રષ્ટાંતો તથા જુલમોની ઝડીઓ ઝાડનારાઓ સંસ્થાનીક સ્વ-રાજયની સત્તા હાથ કરીને–આમ પ્રજાને વધુ આફતમાં ઉતારશે નહિ એની કાંઇ ખાત્રી છે?

## સત્તાના અંકરાંતીયાઓ!

અઢી વરસના અમલ દરમ્યાન, વિરૂદ્ધ પાર્ટીઓને, ધારા-સભામાં, વધુમતિવાળા કોંગ્રેસીયન વાંસડાઓએ તિરસ્કાર, મશ્કરીઓ, ઠઠ્ઠાઓ અને અપમાનજનક જોહુકમી–ભાષાથી–પજવ-વામાં કાંઈ પણ બાકી રાખી છે?

સત્ય અને અહિંસાના ઢોંગની સચ્ચોટ ટીકા કરનારાં મી. જમનાદાસ મહેતા, પૂનાના મી. કરંડીકર અને મી. આંબેડકરના વાકબાણો સહન નહિ થતાં–ઔરંગ્રેબીને હાથમાં લઇને "પાર્લામેન્ટરી ભાષાના" સ્વાંગ નીચે તેમજ શીસ્ત અને અહિંસાની–શીખંડી ઢાલ આગળ કરીને, અપમાન કરવામાં, ઉતારી પાડવામાં અને હડધુત કરીને સભાની બહાર કાઢવામાં, હસાહસ કરીને ઠેકડી કરવામાં, એ સત્ય અને વિશ્વપ્રેમની વાતો વદનારાઓએ કાંઇપણ કચાશ રાખી છે? સત્ય, વિશ્વપ્રેમ અને અહિંસાની સુપ્રીયાણી વ્યાખ્યા શું આવીજ છે?

એમની છિંકે–છિંક ખાવીજ જોઇએ! એમની મુંડીએમુંડી હુલાવવીજ જોઇએ! એમની હાએ હા! ભણીને, મીંયા છન્નીની માફક જીલબ્બે! ઝીલવીજ જોઇએ!

એ છે એમનો મુદ્રાલેખ! એ છે એમનો શિસ્ત! એ છે એમનું લોકશાહી સ્વરાજય!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂ.૧-૪-૦

જયારે આમ છે ત્યારે શું સંપૂર્ણ સ્વરાજય લઇને પ્રજાને એવી રીતે વધુ ફસાવવી છે કે શું ?

કોંગ્રેસને બ્રીટન પાસેથી સંપૂર્ણસ્વરાજય માંગવાનો કશોય હકક નથી. કોંગ્રેસ કાંઈ સમસ્ત પ્રજાની પ્રતિનીધી નથી !

## અમને તો પ્રજાકિય રાષ્ટ્ર જોઇયે છે !

હજારો વરસોથી આ ભારતવર્ષ આર્યોનું છે ! હજારો વર્ષોથી આ હિંદુસ્થાન હિંદુ રાજાઓનું છે ! ! અત્યારે પણ હિંદમાં વધુમતિ હિંદુઓનીજ છે ! અન્ય પ્રજા પરદેશથી મહેમાન તરીકે આવેલી છે; જબરજસ્તીથી ધર્મ ભ્રષ્ટ થયેલાં હિંદી મુસ્લીમ બીરાદરો પણ મુળ અહીંનાજ વતની છે ! એ ઓ કાંઇ અરબસ્તાનથી આવેલાં નથીજ.

હિંદુની ૨૫ કરોડની વિરાટ વસ્તીના હકકો સાચવનારી એકજ વિરાટ સંસ્થા તે, "હિંદુમહાસભા છે" આવી મહાન સંસ્થા ૨૫ કરોડાનો અવાજ અને હિત સાચવનારી સંસ્થાને, કોંગ્રેસ, સાંપ્રદાયિક ( કોમ્યુનલ) સંસ્થા કહેવાની શરમ ભરેલાં શેખી કરે છે ! કોંગ્રેસની નાલાયકીનો એ નફ્ટ નમુનો નથી ?

સંસ્થાનિક સ્વરાજ્યની પ્રાપ્તિમાં હિંદુમહાસભાનો અવાજ પહેલો હોવો જોઇએ. બ્રીટનના મુત્સદ્દીઓ અને મહાસભાના બિન અકલી મુત્સદ્દીઓયે, એ વાત ભુલી જવાની નથીજ. એની અવગણના કરવામાં આવશે તો બ્રીટન તથા કોંગ્રેસની મુરાદો માટીમાં મળી જશે, અને તે કેમ અને કેવી રીતે ?

## બ્રીટનને કોંગ્રેસ કઈ રીતે મદદ કરશે ?

બહુ તો કોંગ્રેસ પોતાના સટ્ટોડીયા સહાયકો અને માલે-

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ – કીં. રૂ. ૧-૪-૦

તુજાર માલદારો પાસેના નાણુંથી વોરલોન ભરાવીને બ્રીટનને મદદ કરાવી શકશે એમાં જરાય શક નથી!

## શું અહિંસક કોંગ્રેસ પાસે લડવૈયાં છે?

પણ કોંગ્રેસની પાસે ક્ષત્રીય લડવૈયા ક્યાં છે? એ લડવૈયા તો ડૉ. મુંજે અને ભાઈપરમાણંદ તથા વીર સાવરકરની હિંદુ મહાસભા પાસે છે!! આર્યસમાજ અને રાજસ્થાનોના રાજાઓ પાસે છે!

કોંગ્રેસના માયકાંગલાં, કેડોમાંથી વળી ગયેલાં સૈનિકો કે ખદરના સ્વાંગમાં સજાયેલાં અહિંસક વૈશ્ય વૃત્તિના ખીસ્સાભરૂ વેવલાંઓ શું યુરોપની ભુમીપર જઈને જરમનોના ગોળા ઝીલવાના છે કે!

હિદમાં કે મુંબઈમાં એક પણ જર્મન ધડાકો હજુ આવ્યો નથી એટલાંમાં તો એમના હાજાં ગગડી ગયાં છે! અને ગાંસડા પોટલાં બાંધીને–ગુજરાત મેલમાં–ભાગી રહેલાં છે,

કોંગ્રેસના એવા અહિંસક "અહો ભવાનીમા" વાળાઓ શું પોલાંડ કે ફ્રાન્સની ભૂમિપર જઈને જરમનોને મારી હઠાવવાના છે કે!

રણભૂમિપર તોપના ધડાકા અને ધરૂજારા સહન કરવાની પણ એ અહિંસક–બહાદુરોમાં હિંમત છે?

જેઓએ સ્રીઓને આગળ કરીને, સંપૂર્ણ સ્વતંત્રતા લેવાની બાંગો મારી હતી છતાં અત્યારે માત્ર બ્રીટને આપેલાં પ્રાંતિક સ્વરાજ્યના તુકડાને ચાટી રહેલાં છે એવા શીખંડીઓ શું બ્રીટનને લડવઇયા દેવાના છે કે?

---

## સ્ત્રી ફોજોને માટે ખુલ્લી ચેલેંજ !

સંસ્કૃતિમય-અંગ્રેજ અમલની સામે બઇરાંઓના ઝુંડ મોકલીને વિજયમદે ચઢવું સહેલું છે ! પરંતુ એવા હિંમતે-નામર્દો-નારીઓને લડાઇના ઉંટો બનાવનારાઓને-એક ખુલ્લી ચેલેન્જ છે કે ૧૯૩૦-૩૨ માં બ્રીટીશ રાજ્યોમાં સ્ત્રીઓ પાસે સત્યાગ્રહો અને પીકેટીંગો કરાવેલાં એવી રીતે હેદ્રાબાદ, જુનાગઢ, રામપુર, પાલણપુર અને ભોપાળમાં જઇને સત્યાગ્રહો કરાવી તો જુઓ ?

રાજકોટના રાજકિય દેડકાંને ડુબતાં બચાવનારાઓ ! ઋતુમતિ સ્ત્રીઓને આગળ કરનારાં નામર્દો ! મુસ્લીમ રાજ્યોમાં ગાયો અને હિંદુઓને ડુબતાં બચાવવાના સંપલો જરા ચાખી જોશે કે ?

– ત્યાં જનારી નલિનીઓ નુરબીબીઓ બનશે ! હંસાઓ ત્યાં હસીનાઓ થઇ જશે !! અનસુયાઓ ત્યાં અયશા-બીબીઓ બનશે ! માણેકો ત્યાં મરીયમો બની જાશે !!

હા-હા-પણ તેમને તેની કયાં પરવા છે ? સ્વરાજ્યને સાટે એઓ એવાં સાટાં અને સોદા કરવાને કયાં તૈયાર નથી ? એ તો રાજ્યસત્તાની પ્રાપ્તિ કરવાનો એમનો મુદ્રા લેખ છે. સ્વતંત્રતા મેળવવાને સારૂં સ્ત્રીઓની લાજ-મર્યાદા-સંયમના ભોગ ને લિલામ કરવાને તેઓ કયાં તઇયાર નથી ?

## ૧૯૩૯ નો નામર્દાઇનો કલંકીત નમુનો !

૧૯૩૯ ના રાષ્ટ્રપતિ શુભાષ બોઝને હરખમાં હજારોની સંખ્યામાં સાંભળવા સારૂ આઝાદ મેદાનમાં હર્ષઘેલી ઘેલીઓ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

ગયેલી હતી ત્યાં કૌરવો જેવા આતતાયીઓથી સ્ત્રીઓના ચીરો ખેંચાયા? પાકદામન લુંટાયા! સ્ત્રીઓની લાજો લેવાઇ! રગદોળાઇ! જ્યારે જુના રાષ્ટ્રપતિ-બ્રીટનને હાંકી કાઢનારાં-નરેબહાદુર જવાહર અને બ્રીટનદ્વેષી નવા રાષ્ટ્રપતિ શુભાષ બોઝ બન્ને પ્લેટફોર્મ છોડીને નાશી ગયેલાં!

સ્વરાજ્યને માટે ભેગી થયેલી એ નારીઓ ઉપર નરપીશાચોના બલાત્કારો તથા અત્યાચારો ગુજર્યા! સ્રીઓને નિરાધાર મુકીને—અંગ્રેજોને હાંકી કાઢવાની વાતોવાળા-બહાદુર રાષ્ટ્રપતિઓ મુંઠીઓવાળીને ભાગી ગયાં! અફસોસ, શરમજનક અને નામર્દાઇનો આવો કલંકીત નમુનો-ભારતવર્ષના ક્ષત્રીય શાસનોના ઇતિહાસમાંથી કોઇ દેખાડશે? મા-દીકરીઓ-અને બહેનોને આતતાઇઓના પંજામાં મુકીને બહાદુરો કદી ભાગી જાય કે શું?

લડાઇમાં બ્રીટનને મદદ નહિ કરવાની વાતો કરવાવાળાં ખાદીધારી, સ્વરાજીસ્ટ નમુંછીયા - સ્વદેશી સોલજરો અને તેમના સરદારો તથા સેનાપતીઓ પોતાની બહેનોની લુંટાતી લાજોને બચાવવાને એ સમયે કયાં ઊંઘી ગયા હતા? આવા શીખંડીઓ શું સંપૂર્ણ સ્વરાજ્યને નામે દેશની વ્યવસ્થા કરવાને લગીરે લાયક છે?

## અહિંસક આણુસીયાઓ!

ડૉ. આમ્બેડકરનું નામ સાંભળતાને જેને "અત્યંજ ફીવર" ચડી જાય છે! જેને સુભાષ બોઝનુ નામ સાંભળતાને "બ્લડ પ્રેશર" વધી જાય છે! જેને નરીમાનનું નામ સાંભળતાને "નવર્સનેસ" આવી જાય છે? જેને ડૉ. ખરેનું "રાજકીય મૃત્યુ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂ.૧-૪-૦

પત્ર" યાદ આવતાને "**ખીસીયાણાપણું**" **આવી જાય છે, જેમને** હિંદુ ટેકી વિનાયક **સાવરકરના** સનસનાટી ભરેલાં શબ્દો સાંભળતાને "**મૌનતાની**" મૂર્છા આવી જાય છે! જેને **આર્યસમાજના** હૈદરાબાદ સત્યાગ્રહનો વિજય સાંભળતાને શરમ છુટે છે! જેને હિંદુ મહાસભાનું વિરાટ સ્વરૂપ ભાળતાં ભમરી ચઢે છે! એવાં નિર્બળ-હિંમતે-હિન સેનાધિપતિના માયકાંગલા સેનાનીઓ, યુરોપની ભૂમિપર જઇને કઈ રીતે જરમનોને જીતી લેવાના છે!

જરમનોના બોમ્બ ગોળાની સામે એઓ "અહિંસાના" અનુષ્ઠાનો કરી નાંખવાના છે? કે વૈષ્ણવ જનના ગીતથી દુશ્મનોને હંફાવવાના છે?

**મી. જમનાદાસ મહેતાના** પ્રશ્નોથી ધારાસભામાં જેમને **તમ્મર** ચઢી જાય છે! જેમને **ડૉ. આમ્બેડકરના** વાકબાણોથી ધુજારી છુટે છે! જેમને **ત્રિકાળકારના** કાતીલ કીત્તાથી કમકમાટી થાય છે? **સાવધાનકારના** શબ્દ શરોથી જેમના ગુરૂના ગાત્રો શિથીલ થાય છે! વિવિધવૃતના **આલમગીરના** દુરબીનથી જેમના કાળ મીંઢ કૃત્યો ફીલમની જેમ દૃષ્ય પડતાં જેઓના દમ છુટી જાય છે! અને જેમને લગાર આંગળીઓ કચરાંતાને બેશુદ્ધિ આવી જાય છે! એવાં વાતોએ ભડવીરો! અને વાકયોએ બહાદુરો-બ્રીટનને મદદ કરવા સારૂં જર્મનીને હંફાવવાને શું યુરોપની રણભૂમિપર જવાના છે કે? ત્યાં જઇને એઓ શું જરમનોના શસ્ત્રોને અહિંસક તપથી બુંઠા કરશે?

જેઓ ક્ષણે-ક્ષણે અહિંસા-અહિંસાના ઉન્માદે ચઢે છે! જેઓ હિંસા નામથી હાંફી જાય છે! પ્રતિસ્પર્ધીઓના કલમના તીરો અને શબ્દબાણોથી જેઓના ગાભો ગલીત થાય છે! એવાં હિંમતે-નામર્દ અને હિંમતે-બેકાર બહાદુરો યુરોપની ભૂમિપર

---

જઇને બ્રીટનને કેવી રીતે મદદ કરવાના છે? જર્મનોના બોમ્બની સામે શું એઓ ચરખાને ધરશે?

એઓ બધા કયી ક્ષત્રિયતાયે "સંસ્થાનિક સ્વરાજ્યના સાટામાં"—જર્મનોને હંફાવવાને, બ્રીટનની સાથે સોદા કરી રહેલાં છે?

બ્રીટન નમતું નહિં આપે તો બહુ તો એઓ બધા હિંદમાં અહિંસક ઉત્પાદ કરાવશે! હડતાળો પડાવશે, સરઘસો કાઢશે! દેશસેવિકાઓ દોડાવશે, પ્રભાત ફેરીઓમાં કામ-પીડપરાઈ કરાવશે! અને ભોંય પત્રિકાઓમાં ગાંધ્યાન્ધ-મત વિરોધીઓને બહુતો ભંડાવશે!!

પરંતુ પ્રાંતિક સરકારોએ અઢી વરસમાં પ્રજાને આપેલાં સરપાવોથી એવું પણ બનશે કે કેમ? એ પણ એક અણઉકેલ પ્રશ્ન રહેશે!!

## કોંગ્રેસની સામે ખુલ્લી ચેલેંજ!

૨૫ કરોડ હિંદુઓની રક્ષક-હિંદુમહાસભાએ કોંગ્રેસને ખુલ્લી વાત કહી દેવાની રહે છે કે "જેમ બ્રીટનને મદદ કરવાના બદલામાં કોંગ્રેસ સંસ્થાનિક સ્વરાજ્યના સોદા કરે છે" તેવીજ રીતે સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાની ચળવળમાં મદદ કરવાના બદલામાં હિંદુ જાતિએ કોંગ્રેસની સાથે સખ્ત હાથે અને વાટાઘાટે તથા શરતે કામ લેવું ઘટે છે. મુસ્લીમ લીગથી વધુ દ્રઢતાએ પોતાના હકકોને માટે લડવું જોઇએ.

કોંગ્રેસના એ વચન ફોકીયાં વૈશ્યવૃતિના "કાળાં અંગ્રેજો" કાંઈ હરીશ્ચંદ્રના અવતારો નથી, વચન પાળકો નથી! કેમકે અઢીવરસની એમની કારકીર્દીમાં એમણે અનેક પ્રકારના વચન-

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂ. ૧-૪-૦

ભંગો કરી દેખાડયાં છે! દગલબાજી કરી છે! વિશ્વાસઘાત કર્યો છે–હિંદુઓને હડકયાં છે!

હિંદુ ધર્મ, હિંદુસમાજની વર્ણવ્યવસ્થા, ગૃહસ્થાશ્રમ, લગ્નબંધન, હિંદુ સંસ્કૃતિ અને હિંદુ ધર્મના તીર્થો, સ્થાનો અને હજારો વરસોથી ચાલી આવતાં હિંદુઓના ધાર્મિક–સામાજિક–નૈતિક હકકોની સંપૂર્ણ સલામતી, રક્ષા અને સાચવણીના અખંડિત વચનો અને દ્રઢ બાંહેધરીઓ જો કોંગ્રેસીયન નહિંદુઓ આપવા બંધાતા હોય તોજ હિંદુમહાસભા અને આર્યસમાજ કોંગ્રેસની એ આવતીકાલની લડતમાં ભાગ લઇ શકે છે!

અમારી સંસ્કૃતિની સલામતી!
અમારી ભાષાની સલામતી!
અમારા મંદિરો અને સરઘસોની સલામતી!
અમારા સ્વર્ગવાસી વીરોની કીર્તિની સલામતી!
અમારી વીરાંગનાઓની કીર્તિની સલામતી!

આવી અગત્યની સલામતીઓ અને રક્ષણ સારૂં અમારે સ્વરાજ્ય જોઇએ છે! એનો નાશ કરનારૂં નકટું નફ્ફટ સ્વરાજય, અમને–હિંદુમાંથી અહિંદુ બનાવનારૂં–ભ્રષ્ટ સ્વરાજય–અમને જોઇએ નહિં.

—કોંગ્રેસીયન ટીકીટ ઉપર ઉભા રહેવાને માટે અમારે અમારા ધર્મને અને જાતિને વેચવા નથી!

—અમારા હિંદુત્વને વેચીને કે લિલાઉ કરીને હિંદુત્વ–હણાવીને, અમારે કોંગ્રેસનું સ્વરાજય જોઇતું નથી!

—આર્યકુલોત્પન્ન મટીને–અરબ કુલ્લોત્પન્ન બનવાના કે અમારી મહિલાંઓને બીબીઓ બનાવવાનું અમારે કોંગ્રેસીયન કુરાજ્ય નથી જોઇતું!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

એવું કનિષ્ટ અને પતિત સ્વરાજય તો અમને અલાઉદ્દીન અકબર અને આલમગીરો આપવાને ખુશી હતાં—

## પરંતુ અમારા આર્યખમીરવાળા,

બાપદાદાઓ એવાં ભ્રષ્ટ સ્વરાજ્યપર થુંકયા હતા! ઠોકરો મારી હતી! લતા પ્રહાર કરેલાં હતા! હિંદુત્વને માટે, જનોઈ અને ચોટ્ટીઓને માટે લાખો હિન્દુઓએ પોતાના માથાંઓ ધડથી-ધડાધડ કુરબાન કરી નાંખીને-ઢગના ઢગ કરી મૂકેલાં હતાં!

— હિન્દુત્વ અને શિલને માટે રાજપુતાણીઓએ પોતાનાં સુંદર, કોમળ અને સોહામણા શરીરો જૌહર કરીને ભયંકર જ્વાળાઓમાં ભસ્મિભૂત કરી નાંખેલાં હતાં!

## જાતિ અને સંસ્કૃતિ માટે સ્વરાજ્ય જોઇએ!

—સ્વરાજ્ય એ સ્વધર્મ અને જાતિની રક્ષા માટે હોવું જોઇએ! સ્વરાજ્ય એ આપણી સ્ત્રીઓના પાકદામનના રક્ષણ માટે હોવું જોઇએ! સ્વરાજ્ય માટે સંસ્કૃતિ, સ્વધર્મ, જાતિ અને સ્ત્રીઓના શિલના નાશ ન હોય! જાતિ અને ધર્મની રક્ષા માટે, સ્ત્રીઓના શિલની કીમતને માટે આર્ય જાતિએ વિધર્મીઓની સામે હજારો વરસથી કુરબાની આપી છે! રાજપાટ લુંટાવી દીધા છે! ખુવાર થઈ ગયાં છે! જો અમારા બાપદાદાઓને જાતિ અને સ્વધર્મ વહાલાં ન હોત તો એટલાં ભોગો કેમ આપત? હિન્દુ જાતિ પોતાના ધ્યેયમાં ધ્રુવસમાન સ્થીર છે અને રહેશે!

—વીર અને ધીર જાતિની વારસ હિંદુ કોમ છે! સતારાથી તે દીલ્હીના સિમાડા સુધી હિન્દુ ઝંડો ફરકાવનારાં પેશવાઓ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

અને મરાઠાઓના પરાક્રમોની જીવંત અને અમર જાતિ તે આ હિન્દુ જાતિ છે!

અમારા સુષુપ્ત રૂધીરને તપાવનારાં તપસ્વીઓ, ધર્માચાર્યો અને સન્યાસીઓ અત્યારે ખળભળી ઉઠયાં છે! જેઓ અમારા છીન્ન ભીન્ન સમુદાયને સંગઠન કરીને રાષ્ટ્ર રુપે રચી નાંખશે!

અમારા વૈશ્ય વૃતિના માત્ર ખીસાં તરકરૂં હિંદુ ખમીર ખોનારાં કોંગ્રેસના મોવડીઓ, અમારી જાતિને, ધર્મને, અમારા હિન્દુત્વને વેચીને સ્વરાજ્ય અપાવવા નિકલી પડયાં છે એ અમને મંજૂર નથી!—હજારવાર અમોને હરગીઝ એ હરામ છે!

## ભારતી—વસુંધરા વીરોની જનેતા છે!

ભારતવર્ષની આ પવિત્ર ભૂમિ આર્યોની હતી અને રહેશે, હિંદની આ અલૌકીક વસુંધરા વીરોની ભૂમી હતી અને રહેશે, હિંદની આ ભૂમિ એ આર્યોની મિલ્કત હતી અને રહેશે, હિંદની આ ભુમિ સૂર્યવંશી અને ચંદ્રવંશીઓના વીર વારસોની હતી અને રહેશે!

—પંચનંદ–પંજાબના ભાઇ પરમાનંદ અને મહારાષ્ટ્રવીર સાવરકર સવેળા ચેત્યાં છે! સનાતનધર્મી–ધર્માચાર્યો પણ જાગ્યા છે! અને મહર્ષી દયાનંદની આર્યસંસ્થાઓ તો લાલબત્તી લઇને સદાયે સાવધાનજ છે! એ સઘળાઓની ચેતનાથી હિંદુરાષ્ટ્ર–ભુમિ પર અંગારા ધુંધવાઈ રહેલાં છે! ચીનગારી મુકાઇ ગઈ છે! હિંદુમહાસભા રૂપી ડાયનેમાંથી–ધર્મધ્વંસકોના ધતીંગો અને ધીંગાણા ધડાધડ ફુટી જશે!

—હિન્દમાં આવેલાં પરદેશી વિધર્મીઓએ અગર હિંદુ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

સંસ્કૃતિ ભ્રષ્ટ પામેલાં અહિન્દુ ભાઇઓએ અહિંયા ભાઇચારાથી રહેવું ઘટે છે! આ ભુમિના અન્ન-પાણીથી પોસાયેલાં અહિંદુ-ઓએ આ ભુમિનેજ વફાદાર રહેવું ઘટે છે! પોતાની ઇચ્છાનુસાર પરમાત્માને મેળવવાને પોતે સદાયે સ્વતંત્ર છે! પણ આ એમની જન્મભુમિને સદાયે પાકભુમિ-પાકસ્તાન સમજીને રહેવાની નિયત રાખવી જોઇએ! એમનો જન્મ આ હિન્દભુમિમાં થયો છે અને એમાં ઇશ્વરનોજ સંકેત છે એવા પ્રત્યક્ષ પુરાવાથી સંતોષ માનીને પણ હિન્દને પાકસ્તાન માની લેય!

## કર્કશ-કંઠી-કોંગ્રેસ!

**"સમસ્ત હિંદની આઝાદીને માટે મહાસભા બ્રીટીશ શાહીવાદનો સામનો કરી રહેલી છે"**—કોંગ્રેસની સત્તાભિલાષી ટોળીનો એ સ્વર દેખીતો કોકિલકંઠી છે પણ એ ખરી રીતે તો કર્કશકંઠી સૂર છે!

પ્રાંતિક સ્વરાજ્યના સત્તાના તૂકડાના-તનકારા અને તાનમાં સમસ્ત હિંદી પ્રજાને એ સંતોષ આપી શકેલ છે? અઢી વરસના એમના ઉત્પાતો કાંઈ અંધારામાં છે? પોતાના ચક્રમ ભેજાંની ધૂનમાંથી એઓએ કોઇને પણ છોડયાં છે? આમ છતાં એઓ આખા હિન્દની આઝાદી કયા મુખે માંગે છે? એ આઝાદી હિન્દની નહી પરંતુ-હિન્દ પર સત્તા જમાવવાને કાવતરૂં કરનારી-શેગાંવની રાજકિય સોનેરી ટોળી માટેની એ આઝાદી છે! આવી રીતે એ કોંગ્રેસનું કર્કશ સ્વરૂપ પ્રકટે છે!

——— ૦૦ ———

---

## સામ્રાજ્ય મીટાણહારા મોહનદાસ !

અંગ્રેજી શહેનશાહતનો નાશ કરવા નીકળેલાં શ્રી મોહનદાસ ગાંધીની અસ્થિર મનોવૃતિ, અને મનસ્વી મોરલીએ માત્ર મહાસભા અત્યારે નાચી રહેલી છે ! એનો સામનો કરનારાં ભલા ભલા દેશભકતોને દફનાવાયાં છે ! કોંગ્રેસીયન વીરાવાળા વલ્લભદાની ઘમંડીવૃતિથી જ્યાં ત્યાં ઉત્પાતો મચી રહેલાં છે ! અંગ્રેજી શાસન મીટાડીને એઓ પોતાનું શાસન હિંદપર લાદવા માંગે છે ! હિન્દને એ કહેવાતું ગાંધી–આઇટ લોક–શાસન ઝેર સમાન બન્યું છે ! હળાહળ ઝેર સમાન નિવડયું છે !

## લોકતંત્ર કે મોહનતંત્ર ?

હિન્દની ચારે દિશાઓ અને ખૂણાઓમાંથી પ્રજાએ એકકે અવાજે ચુંટી કાઢેલાં રાષ્ટ્રપતી–સુભાઝ બોઝને–"હાઇકમાન્ડ મોહનસીંઘની" મરજી નહીં માટે તેને ઉખેડી નાંખવામાં આવે છે ! ૧૦૫ ડીગ્રીના તાવવાળા કોંગ્રેસ પ્રમુખના કમકમાટભર્યાં સમયે એનાજ પ્રમુખપદે, ગાંધીની સંમ્મતીના નામે–ગોવિંદપંત જેવા અકકલના અંધા–એજ પ્રમુખની વિરૂધ્ધ ઠરાવ લાવે છે ને વધુમતીની બાયલી મર્દાઇએ ઠરાવ પાસ કરાવાય છે ! નીચતાઇનો આથી નાચીઝ નમુનો કયાંય ભાળ્યો છે ?

ઇંગ્રેજી શહેનશાતને દફે કરનારાં આવા ઝેરીલાં અને વેરીલાં મનુષ્યો લોકતંત્ર લેવા નીકળ્યાં છે એ શું સલામતી ભરેલું પગલું છે ? પ્રજાને ફસાવવાની એ વાત નથી ? પ્રજાકિય વહીવટને નામે ઇન–મીન અને સાડેતીનોએ ૩૩ કરોડ ઘેંટાઓના–શહેનશાહ બનવું છે ને ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦

His Majesty the King Mohandas-Singh
The Emperor of the Voiceless Congress of
Thirty Lacs-[30,00,000] Indian Sheep !



Mohan the Juggler of Shegaon ! The Conjurer of Wardha ! The Mountebank of Swaraj ! The Pretender of the Truth, Discipline and Non-Violence !

The Monarch of the Eight-Provinces of Congressian India ! The Defender of the Untruth, Undiscipline and Violence !

Non-Member of the Voiceless Congress of Indian-Sheep and Goats-Yet with a Congress Crown on his head !

**Seen on the Top !**

## અહિંસાના—"અ"—નો હૃદય પલટો!

## એટલે

# અસત્ય અને (અ)હિંસા!

RHP.

જયારે કોંગ્રેસના સત્ય અને અહિંસાના મુદ્રાલેખમાંથી અહિંસાના—અ—નો હૃદય પલટો થાય છે ને તે—અ—ઉપર બતાવ્યા પ્રમાણે સત્ય શબ્દની આગળ આવીને ઘુસી જાય છે-

## ત્યારે—અસત્ય અને હિંસા—પ્રકટે છે!

પછી એ શેગાંવેશ્વરી માતાને—દેશના બત્રિસ લક્ષણાઓના રાજકીય બલિદાનો દેવાય છે! એ સમયે તેત્રીસ કરોડનો તારણહાર શેગાંવેશ્વરી માતાના મંદિરનો- તેત્રીસ લક્ષણો મહા મહંત આડી આંખે અટ્ટહાસ્ય કરતો ત્યાં આજના ચિત્રમાં અને અહીં નીચે મલકાતો દેખાય છે!



# અસત્ય અને હિંસા !




સત્ય ને અહિંસા દેવી જ્યારે વિકરાળ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે અસત્ય વ હિંસા દેવી બને છે ને તેને કોંગ્રેસના બત્રીશ લક્ષણાઓના રાજકિય બલીદાનો દેવાય છે !

## શ્રી શેગાંવેશ્વરો વિજયતે !

**શ્રી બકરૌ–અંત્યજ પ્રતિપાલક શ્રી ૧૦૦૭॥**

**શ્રી મહારાજાધિરાજ, સમ્રાટે મહાસભા ! બાદશાહે**

**ત્રીસ લાખ મેંઢા–બકરાં મતદારોની કોંગ્રેસ !**



શ્રી મોહનદાસ–સીંધજી તે મદારી યે શેગાંવ ! જાદુગરે વરધા ! ડોળઘાલું યે સત્ય, શિસ્ત અને અહિંસા ! ઉંટવૈદે આઝાદી ! પાદશાહે આઠ પ્રાંતિક સ્વરાજ્ય !

અસત્ય, અશિસ્ત અને હિંસાના સંરક્ષક ! અવાચક હિન્દી મેંઢા–બકરાંઓની કોંગ્રેસના ન સભ્ય છતાં મસ્તકે–કોંગરેસીયન મુકુટ ધારી ઉપર દેખાય છે !

धर्मध्वजी सदा लुब्ध : छाद्मिको लोकदम्भक : ।
अधो दृष्टिर्नैष्कृतिक : सत्ता साधन तत्पर : ॥

બંધારણવાળી મહાસભાનો મહાનાયક પોતે સભાસદ પણ હોય નહી-એજ બતાવે છે કે એ કોંગ્રેસ એ મોહનદાસની ગુલામી સંસ્થા છે ! એ તે લોકતંત્ર છે કે "મોહનતંત્ર છે?"

શું હિન્દની પ્રજા-સભ્ય બ્રીટીશ હુકુમતને બદલે ત્રણત્રણ બદામના-રાજકોટીયા-ટીનપોટ વીકટર્સની હુકુમતને પસંદ કરશે કે ?

## વર્ધાનું વિકૃત અને કોંગ્રેસનું કદરૂપ સ્વરાજ્ય નહિં જોઇએ!

૧ હિન્દી લિપિને દફનાવનારા અને લેટીન લિપીનો લવારો કરનારાં નામધારી હિંદુ પંડિત જવાહરનું સ્વભાષા ભ્રષ્ટ કરનારૂં સ્વરાજ્ય નહિ જોઇએ.

૨ શિવાજીને વિશ્વાસઘાતી કહેનારાં હિન્દુ જાતિ દ્રોહી જવાહરનું નકટું સ્વરાજ્ય અમને ખપે નહી.

૩ શુધ્ધ નાગરીમાં ઉર્દુ ઘુસાડવાનું વદનારાં અર્ધહિન્દુ "રાજેન્દ્ર મીંયાનું" વર્ણશંકર સ્વરાજય મટ્ટી તુલ્ય છે.

૪ સુભાષના તાવને "રાજકિય ફીવર" કહેનારાં-મોહન મજનૂની લયલાં બનેલાં મોહનઅંધા-ગોવિંદપતની-પતન-બુધ્ધિનું શાસન અમને પતિત છે!

૫ મીરતમાં મુસ્લીમોના ડરથી સાવરકરના સન્માનના સરઘસને અટકાવી દેનારાં ચુડીધારી પાવૈયા પંત પ્રધાનનું પાવયું તંત્ર અમને પ્રાણઘાતક છે.

૬ મુસ્લીમ ત્રાડ તથા ધાકથી ત્રાસી જનારાં "લો એન્ડ ઓરડર"ની રક્ષા માટે કાછડી ઝાલીને કરાંજનારા, તથા સોલાપુરની આર્ય

---

સત્યાગ્રહની છાવણીઓને છીન્ન ભિન્ન કરનારાં સ્વધર્મ ઉચ્છેદકોનું સ્વરાજ્ય નહીં જોઇએ.

૭ પોતાની દીકરીઓ અને બ્હેનો—"બીબીયાં" બને તેમાં પણ એકતા અને આઝાદીની ગંધ—સુંઘનારા તમાચો મારીને લાલ મોઢું રાખનારા અહલાબાદી લાલાઓનું સ્વરાજ્ય અમને ખપતું નથી.

૮ કુમારિકાઓને, શિષ્યાઓને વંઠાડનારા, હમેલ રાખનારાં રાષ્ટ્રશાળાઓના સ્વરાજ્યભકત—ગાંધીભકત સ્વચ્છંદી શિક્ષક—સૈનિકોની સ-તાવાળુ મહાસભાનું કલંકિત સ્વરાજ્ય અમોને કયા કામનું ?

૯ સ્વરાજ્યની ઘેલછામાં મહાસભાનું કામ કરનારી સન્નારીઓને, ભોળવીને ભ્રષ્ટ કરનારાં ગાંધીવાદી ભ્રષ્ટાચારી ભામટાઓથી ખદબદેલી કોંગ્રેસનું સ્વરાજ્ય સર્પ સમાન છે !

૧૦ વટલેલાઓની શુધ્ધિને—"શુધ્ધીપ્લેગ" કહેનારાં "રશિયન પ્લેગજંતુ" જવાહરનું ભ્રમિત બુધ્ધિનું શાસન અમને નહિ જોઇએ.

૧૧ ગોવધ કરનારાઓને છુટછાટ દેનારા ઉતરી ગયેલાં, હિન્દુત્વહિન દાનવોનું "દઈત્યુ" સ્વરાજ્ય અમને નહિ જોઇએ.

૧૨ ૭૫૦ વરસથી માત્ર પરાણે વીધર્મી બનેલાઓને રાજી રાખવાને, દસ હજાર વરસોથી, ધર્મસ્થાનોમાં થતી આરતિઓ તથા વાજીંત્રોના હકકો ડુબાડનારાં અહિંદુ કોંગ્રેસીયનનું કદરૂપુ સ્વરાજ્ય અમને હરામ છે.

૧૩ શ્રીરામ, કૃષ્ણચંદ્ર અને શૂર શિવાજીના કરતાં ખલીફા ઉમર વધુ સારાં હતાં એવું વદનારા હિંદુકુલ કલંકીત મોહનમીંયાનું મ્લેચ્છ પ્રશંસનીય શાસન ન જોઇએ.

૧૪ ગોવધ માટે અંગત દુઃખ નહિં ધરાવનારા અને મસીદને એકપણ ઇંચ ધકકો પહોંચતા—પ્રાણ આપવાની બડાઇ હાંકનારાં શ્રી કૃષ્ણનું,

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂ.૧-૪-૦

નામ બજાવનારાં—બીહારના કૃષ્ણસિંહનું હિન્દુ—દ્રોહી શાસન અમને હરામ છે !

૧૫ દરભંગામાં ગોહત્યા સામે વિરોધ કરનારાં હિંદુઓના ટોળાં ઉપર ગોળીબાર કરનારાં કોંગ્રેસીયન ગોઘાતકોનું હિંસક સ્વરાજ્ય હિંદુઓ કઈ રીતે કબુલ કરે ?

૧૬ કતલ માટેની ગાયોના સરઘસને માટે "છાના મરો" તોજ રથ-યાત્રાની મંજુરી મળશે એવું ભાગલપુરની પ્રજાને વચન સુણાવનારાં હિંદુદ્રોહી—દમથી દબાયેલાં—રાજેન્દ્રમીંયાનું સ્વરાજ્ય અમને હજારો-વાર હરામ છે !

૧૭ કેશ્મીરમાં ૬૦ ટકા મુસ્લીમો હોવાથી—બાકીના ૪૦ ટકા હિંદુઓએ, મુસ્લીમ ધર્મ સ્વીકારવો, ([redacted] નહેરૂ બીબી બન્યાં માટે ?) એવું વદનારાં "નધર્મી"—હિંદુધર્મદ્રોહી જવાહરનું પતિત બુધ્ધિનું શાસન હરામ છે !

૧૮ કેશ્મીરમાં ૬૦ ટકા મુસ્લીમોને સંતોષ ન અપાય તો કાશ્મીર નરેશને ગાદીત્યાગ કરવાનું કહેનારાં સાધુ કહેવાતાં કોંગ્રેસ નરેશ—ગાંધીજીની "કુમતીનું" સ્વરાજ્ય નહીં જોઇએ.

૧૯ હૈદ્રાબાદ આર્ય સત્યાગ્રહ માટે મદ્રાસના હિન્દુઓની સહાનુભુતિની સભાઓ ઉપર ૧૪૪ કલમ ઠોકનારાં વણીકને દિકરી દેનારાં વર્ણા-શ્રમ વિમૂખી—ભ્રષ્ટ—બ્રાહ્મણ રાજગોપાળનું ભ્રષ્ટ—મતિનું સ્વરાજ્ય નહિં જોઇએ.

૨૦ ગાંધી—વલ્લભની ગુલામી સામે માથું ઉચકનારાં નાગપૂરના પંત-પ્રધાન ખરેને ખોટાં બહાના તળે નાલાયક ઠરાવનારા—"નાલાયકોનું" નાલાયક શાસન નહિં જોઇએ.

૨૧ ૧૩૦૦ વરસથી હિંદને માતૃભૂમિ માનનારી પારસી કોમના સ્વતંત્ર વિચારના દેશભકત—નરીમાનને—પ્રધાનમંડળમાંથી બકાત કરીને,

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

દેશભકતીની–ગીલીટવાળા–ગીલ્ડરને, કોંગ્રેસીયન વાંસડો–બનાવનારા કારસ્થાનીઓનું તંત્ર નહીં જોઇએ.

૨૨ મ્યુનીસીપાલ શાળાઓમાં–જબરજસ્તીથી–ગાંધી જયન્તીની રજા પડાવનારાં, ગાંધી–ગુલામોનું ગુલામી પ્રવર્તક શાસન નાપાક છે !

૨૩ ગાંધીજીને "ગૌતમબુધ"થી પણ વધુ બુધ્ધિશાળી માનનારાં–બુધ્ધિના બેકારોનું–ચક્ષુ અંધાઓનું રાજય અમારે–અછુત છે !

૨૪ ગાંધીજીને મહાવીરની ઉપમાં આપનારાં અકકલના ઓથમીરો તથા ઉલ્લુઓનું–"ધુવડીયું" સ્વરાજય નહિ જોઇએ.

૨૫ મ્યુનિસીપાલ શાળાઓમાં છોકરાંઓને હલાલખોર, ખારવા અને રેલ્વેના ભંગીઓના જેવાં વાદળી–વાધા ઘલાવનારાં ઢેઢગુરુ ગાંધી-ગુલામોનું ગુલામી શાસન નહીં જોઇએ.

૨૬ શાળાઓની કન્યાઓને, બાલવૃધ્ધા અને બાલવિધવાને બરના, કાળી કીનારવાળા "ધોળાછાયલા" પહેરાવનારાં છોલેલ-બુદ્ધિના નિર્બુદ્ધિ-ઓનું–વિકૃત બુધ્ધિનું સ્વરાજય નહીં જોઇએ.

૨૭ પ્રોપર્ટી ટેકસ નહિં ભરનારાઓને, જેલમાં ધકેલવાની ધમકીઓ અને ધાકો દેનારા દાનવીઓનું અને ઢોંગી-અહિંસકોનું હિંસક સ્વરાજય નહિં જોઇએ.

૨૮ શાંન્ત હડતાળોની ઉપર ગોળીબાર કરનારાં ઢોંગી અહિંસક અને કૃપણુ તથા ક્રુરતાવાળું સ્વરાજય તે શું પ્રજાને પસંદ પડે ?

આવા આવા વિકૃત, ચક્રમ, વંઠેલા અને કુંભાડી–કાયશેથી ચાલનારા–૨૭ મહીનામાં ૫૬ જાતના કાયદાઓ ઘડનારાં કારસ્થાનીઓના સ્વરાજ્ય શાસનો, હિંદુઓ, પારસીઓ કે અન્ય લઘુમતિઓને કઇ રીતે કબૂલ હોઇ શકે ?

કોંગ્રેસની ન હિંદુ–ન મુસ્લીમ એવી વિકૃત સંસ્કૃતિનું, દહિંદુધમાં ડુબકા મારનારૂં, વિચિત્ર વૃતિનું દેશને દોઝકમાં

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૩૭૬ કી. રૂા. ૧–૪–૦

નાંખનારૂં, બેકારી વધારનારૂં, પારસીઓના પરાપુર્વના ધાર્મિક ક્રિયામાં દારુના વપરાશના હકકો ડુબાડનારૂં,—અધોગતિયું રાજતંત્ર—પ્રજાને કદીયે સુખશાંતી કે હિંદની પ્રજાને એક સંપીલી બનાવનારૂં નથી—નથી અને નથી.

અમને એ ચારિત્ર્યચોરોનું, હિન્દુત્વ હણાવનારૂં, હિંમતે નામર્દોનું, હિંદુ જાતિને ભ્રષ્ટ કરનારૂં, હિંદુ સંસ્કૃતિને વિકૃત કરનારૂં, હિંદુઓને બદલે અરબસ્તાની બનાવનારૂં, હિન્દુ બુનિયાદ બીગાડનારૂં, હિન્દુ તથા અન્ય જાતિની નારિઓને નર્તકીઓ બનાવનારૂં, પારસી કોમને પજવનારૂં, નકટું-નટખટીયું, નિર્લજ કદરૂપું કોંગ્રેસનું વિચીત્ર સ્વરાજ્ય સદાયે—હરામ છે! હરામ છે! હરામ છે!!

ડુમીનીયન સ્ટેટસ માંગનારાઓના આવા સ્વાર્થિ કૃત્યો છે! એમના દંભી દેદારો છે! એમના કલંકીત કાવતરાંઓ છે! છતાં એ દંભીઓ—બ્રીટનને દંભી કહેવા કેમ નીકળી પડયાં છે!

## નિસ્વાર્થીઓનું સ્વરાજ્ય જોઇએ છે!

૧ રાવણનો નાશ કરીને—રાવણની ગાદીયે પોતે ચોંટી નહિં બેસનારાં, વિભીષણને ગાદી સોંપનારા **શ્રી રામચંદ્ર જેવા**—નિસ્વાર્થવૃતિના આગેવાનોનું સ્વરાજય જોઇએ છે—જાતેજ ગાદીએ ચઢી જનારાં ગૃહમંત્રી કે વડા પ્રધાન બનનારાં તકસાધુઓનું નહી!

૨ શિશુપાલ, કંસ અને કુંભાડી કૌરવોના કાસળ કાઢનારા, આતતાયીઓનું નીકંદન કાઢનારા, અને પાંડવોને રાજય સોંપનારા નીસ્વાર્થવૃતિવાળા **શ્રીકૃષ્ણ ચંદ્રની** વૃતીવાળું સ્વરાજય જોઇએ છે!

૩ સૈરેન્દ્રી (દ્રૌપદી)ના સૌંદર્યને તથા શીલને લુંટનારાં કીચકનો કચડઘાણ કાઢનારા **વૃકોદરનું** રાજય જોઇએ છે—દેશ સેવિકાઓના

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

શીલ અને સૌંદર્યને લૂંટનારા કોંગ્રેસીયન કીચકોનું નહિં જોઇએ !

૪ શાહબુદ્દીનનો શબ્દવેધથી નાશ કરનારાં **પૃથ્વીરાજનું** પરાક્રમી રાજ્ય જોઇએ છે ! શબ્દ પ્રહારોથી કંપી જનારાં—મુનશી—લઠ્ઠે-ખેરોનું નહીં.

૫ યવનોને ઉભી પુંછડીયે ભગાડનારાં હિમતવાન **હમીરની** હિમતવાળુ રાજ્ય જોઈએ છે—યવનોના ઉત્પાતથી "વંદેમાતરમ"ની ઉપર સિલ મારનારા મુરદા રાજાજીઓનું નહિં !

૬ હિન્દુ જાતિની ટેકને અવિચળ રાખનારાં—ગઉરવશાળી ગોહિલવંશી **રાણા પ્રતાપનું**—હિન્દુ ગઉરવી શાસન જોઇએ છે—હિંદુત્વથી હણાયેલાં કોંગ્રેસીયનોનું નહી.

૭ શાહજાદી મહેરઉન્નીસાના પાકદામનના રક્ષણહારા પુરૂષોતમ પુરૂષ **પ્રતાપનું** સદાચારી સ્વરાજ્ય જોઈએ છે ! સ્ત્રીઓપર બલાત્કાર કરનારાંઓને છોડી મૂકનારાં કલંકીતોનું નહિ !

૮ કલ્યાણીના સુબાની બાળાના શિલનું રક્ષણ કરનારાં હિંદુ જાતિ કુલદિપક **શિવાજીની** પવિત્ર બુધ્ધિનું સ્વરાજ્ય જોઇએ છે—હિન્દુ બાળાઓના અપહરણો માટે "હશેબા" કરી મઉન સેવનારા મહા સભાવાદી—મુર્દાઓનું નહિં !

૯ ગાયોની ઉપર ઘા થતાને વાર રકત તપાવનારાં, તપસ્વી રામદાસના શિષ્ય **શિવાજીનું** ગો—બ્રાહ્મણ પ્રતિપાલક સ્વરાજ્ય જોઇએ છે—ગોવધની છુટ દઈ સ્વરાજ્ય લેવા નીકળેલાં બકરીભકત—મોહન મીંયા કે અહિંદુ જવાહરખાનજીનું નહી !

અમને તો નિડર તથા ન્યાયી—સ્વાર્થ વગરના આગેવાનોના રાજતંત્ર જોઇએ છે ! નીષ્પક્ષપાતી નરોનું તંત્ર જોઇએ છે, માત્ર પોતાના ખવાસો અને ખાસેજરાઓને હોદ્દે ચડાવી દેનારાં હાલના ટુંકબુધ્ધિના કોંગ્રેસ આગેવાનો મારફતનું સ્વરાજ્ય નહીં જોઇએ ! !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧—૪—૦

## કોંગ્રેસથી ક્ષત્રિઓ સાવધ રહે !

માથાં ધરીને લાઠી ખાવી અને "અહોભવાનિમા" બોલીને હાથ જોડીને પકડાઈ જવું ! સ્ત્રીઓના લાજમર્યાદા અને શીલ તથા સતીત્વના ભોગે સ્વતંત્રતા લાવી દેનારાં નીર્માલ્ય માર્ગો શું શુર ક્ષત્રિઓને અનુરુપ છે ?

અહિંસા–અહિંસાની પરાકાષ્ટાએ, ગૌતમબુધ્ધે ભારતની શૂર અને બહાદુર પ્રજાને બાયલી બનાવી દીધી. એની એ ઘોર-ઘાતક ઘોષણાથી ભારતની બહાદુર પ્રજાનાં બાહુબળો શિથીલ થઇ ગયાં !

જેઓના રોમેરોમમાં આતતાઇઓના શિરોને ધડથી ઉડાવવાની ઉર્મીઓ સદાએ સ્ફુરી રહેતી હતી, એવી બહાદુર પ્રજાના દીલમાં દયા ! દયા ! અને દયાની ડાકણ ભરાઇ ગઈ જેને પરિણામે મલેચ્છોનો સામનો કરવાની કાયરતા આમ પ્રજામાં પેસી જવાથી પરદેશીઓને પરાસ્ત કરવામાં ક્ષત્રિઓને મદદ ઓછી થઇ પડી !

ગૌતમના અહિંસાના ઉન્માદથી ભારતની આમ પ્રજા ખરેખર છેલ્લાં ૨૦૦૦ વરસથી નિર્માલ્ય બનતી ચાલી ! એટલું છતાં પણ ભારતની વીર ક્ષત્રિય જાતીએ તો પોતાના બાહુબળો અને વીરતાથી ભારતનું રક્ષણ સદાયે કર્યુંજ છે ! જઓના ક્ષત્રિય વટ અને આર્ય ખમીરને અંગે આજ સુધી હિન્દુ ધર્મ અને આર્યસંસ્કૃતિ ઉજ્જવલ અને જ્વલંત રહેલી છે ! ભારતનો મોટો પ્રદેશ અત્યારે એ કારણે ક્ષત્રિઓને સ્વાધિન છે !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂ.૧-૪-૦

નિર્માલ્ય બનેલી નામર્દ પ્રજાને વધુ નિર્માલ્ય બનાવવાને અત્યારે ફરી ૨૦૦૦ વરસ પછી અહિંસાના કહેવાતા અવતાર ગાંધીજીએ રહી સહી મર્દાઇને મરણુ શૈયાએ પહોંચાડી છે!

ગાંધીજીએ પોતાના અહિંસક ઉપદેશોમાં ત્યાં સુધી અહિંસા વ્રત પાળવા જણાવ્યું છે કે;—

"કોઇ પુરૂષે પોતાની સ્ત્રીની કોઇ લાજ લેય તો પણ
"સામે થવું નહિં અને અહિંસા વ્રત પાળવું"

આવી રીતે ગાંધીજીએ પુરૂષોને મન વચન કાયાથી અહિંસાના ભકતો બનાવીને, હિંદીઓને વેવલાં બનાવ્યાં છે! અને હિંન્દુ સ્ત્રિઓના છડેચોક બળાત્કાર તથા અપહરણો થયે જાય છે તે તરફ મહાસભા આંખમીચાંમણાં કરે છે!

## શું ક્ષત્રિયો એ કબુલ કરશે ?

દ્રૌપદીના વસ્ત્ર ખેંચનારા, દુશાસનનો નાશ કરનારાં ચંદ્રવંશીઓના વારસ–રાજપુતો ગાંધીજીની આવી બાયલી અહિંસાના અપનાવનારાં બનશે!

દ્રૌપદીના શીલની લુંટ ચલાવનારાં દુર્યોધનની જાંગપર ગદા પ્રહાર કરનારાં–વક્રોદરના–વીર વારસો શું પોતાની સ્ત્રીઓની લાજ લુંટાતી જોઇને અહિંસકવૃત પાળશે?

દ્રૌપદીની સુંદરતા અને પતિવ્રતપણાને પીડનારાં ક્રૂર કીચકને કુતરાને મોતે મારી નાખનારા પાંડુ પુત્ર ભીમસેનના સીધા વારસો શું પોતાની પત્નીઓ કે આર્ય જાતિય બાળાઓની અહિંસાને નામે લાજો લુંટાતી જોઇ રહેશે?

**ગાંધીજીની આવી બૈરાં–લુંટાઉ અહિંસા ક્ષત્રિઓ કબુલ કરશે?**

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

સરહદના લુંટારાઓ રાજપુતાણીને લુંટે છે ત્યારે— (૭૨a)



**ગાંધીજી**—અરે! રાજ રણચંડીકા, હિંસાએ કેમ ચઢી? તું તારે લુંટાઇ જા! એ રાનટીઓની સર્વ પ્રકારની ભુખ ભાંગવી એ સ્વરાજ્યનું બીરદ છે—હિંદુઓનો ધર્મ છે! ગાંડી? એઓ તો સરહદી ગાંધીના ભાયાતો છે! કટારી તજીને કાંતણ કર્ય?

## (૭૨b) ગાંડીયો–હિંદુ મુસ્લીમ એક્તાનો ભંજક–શિવાજી!



**ગાંધીજી**–એલા એ? કલ્યાણીના સુબાની બાળાને લુંટી લાવનારા સૈનિકને વઢયો શું કામ? અમે તો હિંદુબાળાઓના અપહરણો માટે મૌન રહિયે છીએ! ને ગાંડીયા? મારા પ્રધાને તો તારાં–મરાઠી–નાગપૂરમાં બલાત્કાર કરનારાંઓને પણ છોડી દીધાં!

**ગાંધી યુગમાં તો પુરૂષોએ સ્ત્રીને પગે પડવાનું છે!** (૭૨૮)



**આઝાદ સ્ત્રીઓ**–સ્વરાજ લાવવું અમારે હાથ છે! તમારી ગુલામી હવે ન ખપે! નહિં માનો તો છુટા છેડા બીલ લાવશું! સમજ્યાં? વાંકાવળીને પગે પડો–પગે!

**અમર્દો:**–હયો ચોટલા કટ્ટી સ્વરાજિસ્ટ જગદંબા? પગે પડીએ છીએ! અમને નાણાં ભીખુઓને બધું સહી છે!

# (૭૨૯) માળો ! સોટીથી સિંહને મહાત કરતો—સર્વદમન !



**ગાંધીજી**—બ્રીટીશ સિંહને જાળમાં નાંખવાને હું બાવન વરસે લંગોટીયો બની ચરખો લઇને ફડાકા મારતો ૨૦ વર્ષથી ફાંફાં મારૂં છું ! જ્યારે આ ૭ વરસના લંગોટીયા—ભરતે માળે ! સોટીથી સિંહને મહાત કર્યો ! કેવું નર્યું હિંસક આત્મ બળ ?

# મહા પતન પામેલી આમ પ્રજા!

ગાંધીજીની અહિંસક પ્રવૃતિએ પતન પામેલી આમ પ્રજા વધુ પતન પામી છે! એ નિર્બળ પ્રવૃતિથી પુરૂષોએ ક્ષત્રિય ખમીર ગુમાવ્યું છે! ગાંધીજીના ભકત જનોનાં દ્રષ્યો અને દેદારતો જુઓ? જાણે સદાયે સોગીયાં! સદાયે સુવાળાં ઉતરાવેલાં સૂત-ક્રિયાં! એથી વધુ બહુચરાજીના પાવૈયાં!! બિન ગાંધીવાદીઓને બૈરાંઓની જેમ ગાળો દેવામાં શૂરવીર! પણ જો કોઈ મર્દ સામો ભેટી જાય તો મુઠીઓવાળીને ઉભી પૂંછડીએ ભાગી જનારાં બોદાંઓ!!

શૂરવીરતા તો ગુમાવી બેઠાં અને સ્વરાજ્યની પરાકાષ્ટામાં સ્વચ્છંદી બનેલાં છે! ધર્મ–નીતિ તથા સંયમ--સદાચારથી પતને પહોંચી ગયાં છે--એ માત્ર અત્યારે એમની વીરતા બની ગઇ છે!

અહિંસા તો માત્ર એક ઢોંગજ છે! હિન્દની નીશસ્ત્ર પ્રજા કાંઇ હિંસા કરવાને શસકત છેજ નહિ, એ પ્રવૃતિથી લોકોને નમાલાં બનાવીને પોતાનો વાડો–નમાલાં ભગતડાંને ભેગો કરવાનો–એ ગાંધી–ખેલ છે!

પ્રજાને અહિંસક બનાવી હિન્દુ પ્રજાની બ્હેન–બેટીઓના શિલ તથા સૌંદર્યની લુંટોને ઉત્તેજનો અપાયાં છે!

શ્રીરામ અને કૃષ્ણચંદ્રના રૂધિર ધરાવનારાં શૂર ક્ષત્રિયો શું પોતાના રાજધર્મ તથા સ્વધર્મના રક્ષણને માટે હવે સાવધાન નહિ બને? એમનું શુષુપ્ત થયેલું રૂધિર ધર્મ રક્ષણ માટે વેગવાન નહી બને? ધર્મ અને જાતિનો નાશ કરનારી ગાંધી-

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦

જીની--અધર્મી પ્રવૃતિની ગર્તામાં ગોથાં ખાતી પ્રજાને પોતાના રાજધર્મ, પ્રજાવાત્સલ્ય-પ્રેમ અને મમતાદ્વારા ક્યારે વિશ્વાસમાં લેશે ?

## રાજપુતોની કટાયેલી તલવારો !

કટાઈ ગયેલી તલવારોની ઠેકડી કરનારી કોંગ્રેસ અને તેનાં ગર્દભાસુરી પત્રકારોની ક્રુર મશ્કરીને--પોતાની નીતિ-રિતી સુધારીને રાજપુતો ક્યારે મીટાવશે ?

કોંગ્રેસની કપટજાળમાં ફસાઇ ગયેલાં એ કટાઇ ગયેલી તલવારોના અધિકારી-રાજપુતો ક્યારે આંખો ઉઘાડશે ?

અત્યારે બ્રીટનની શીતલ છત્ર છાંયામાં પ્રજાની સલામતીની બ્રીટનની બાંહેધરીના જમાનામાં, રાજપુતોની તલવારો નકામી પડી છે એના ચમકારાની અત્યારે જરુર નથી પણ એ ક્ષત્રિયોની કટાઈ ગયેલી તલવારોની ઠેકડી કરનારાં-કોંગ્રેસના નિર્માલ્ય નેતાઓ તથા તેના નમુંછીયા સૈનિકો યાદ રાખે કે-બ્રીટન નહિ હોયતો એ કટાઇ ગયેલી તલવારોના કાટ કાઢવાના પ્રસંગો આવશે ત્યારે એ તલવારોની કિમતો અંકાશે-એના ચુંબનો એઓનેજ કરવાં પડશે !

બ્રીટનને હાંકી કાઢવાને કુદાકુદ કરી રહેલાં એ કોંગ્રેસીયન કુકડાઓના હાથમાં જો દેશની લગામ હતભાગ્યે આવશે તો-એ કુકડાઓને મને વા કમને ઉત્તરના તાયફાવાળાઓ તથા હુણોના હુમલાઓની સામે થવાને, એ કટાયેલી તલવારોના અધિકારીઓના ચર્ણચુંબનો કરવા પડશે ! કોંગ્રેસના રેંટીયા કે એ તકલીઓ કામે નહિ લાગે !

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૬૭૬-કીં. રૂ.૧-૪-૦

ક્ષત્રિયોની એ તલવારોમાં ધનુર્વાના (Tetanus) ઝેરી જંતુઓ અત્યારે જમા થઇ રહેલાં છે! પ્રસંગ પડયેથી ભારતી-સ્ત્રીઓની લાજ લૂંટનારાઓની, હિન્દુધર્મનો નાશ કરનારાઓની મતી સુધારવાને-એ કટાયેલી તલવારો અને તેના કાટોની ખરી કીંમત એ બ્રીટનને હાંકી કાઢવાની વાતો વદનારાં કોંગ્રેસીયનોને બ્રીટનની ગેરહાજરીમાં જખમારીને આંકવી પડશે!

ધર્મ, સંસ્કૃતિ અને શિલતાને લૂંટનારા-રાનટીઓના ધરણીપર-ઢગ કરવાને એ કટાયેલી તલવારો જરુર પડશે ત્યારે ખખડશે! એ ચમકતી તલવારોએ તો ૨૦૦૦ વરસથી હિન્દુ ધર્મનું સંરક્ષણ વિજલીરુપે-પર્વતાનમ્ ભયંવજાના-વજ્રઘાતોથી ધર્મધ્વંસકરુપી પર્વતોને પ્રચુર કરેલાં હતાં! ભવિષ્યમાં બ્રીટનના ગયા બાદ પણ એ કાટ ચઢેલી વજ્ર-તલવારો પ્રસંગ પડયેથી ભારતની ભવ્યસંસ્કૃતિ અને ધર્મસંરક્ષણને માટે ઉપયોગી પડશે એની ઉપર આક્રમણ કરનારાઓને-એ તલવારો તથા એના કાટના Tetanus ધનુર્વાના જંતુઓ ત્યાહ્ય-ત્યાહ્ય પોકરાવશે!

ષંઢત્વવર્ધક સત્યાગ્રહ કે નિર્માલ્ય અહિંસક વાતો વદનારાંઓ ભારતનું-ભવિષ્ય સંકલીત-સંસ્કૃતિયુકત-બ્રીટીશ શહેનશાહતને યુરોપની ભુમિપર મદદ કરી શકશે નહિં પરંતુ બ્રીટનને તો એ કટાયેલી તલવારો ધરાવનારાં-ધીર અને વીર ક્ષત્રીયોજ મદદ કરશે-કાંઈ કોંગ્રેસીયન વાણીયાઓ નહિ કરે!!

## દેશી રાજ્યો કાંઈ તકલીથી મેળવ્યાં નથી!

તકલી અને રેંટીયાની ત્રાકોથી રાજપુતોએ સંસ્થાનો કાંઇ મેળવ્યાં નથી તેમ સાચવ્યાં નથી! તકલી અને રેંટીયાથી

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧-૪-૦

સ્વરાજ્ય મેળવનારાં–હિન્દુધર્મ, સંસ્કૃતિ અને આર્યજાતિને મીટાવનારાં મહાસભાવાદિઓ, એ વાત વિસરી જાય નહિં!

તેમજ દેશી રાજ્યોની હસ્તી કાંઇ વાણીયા વૃતિથી સ્થીત નથી! દેશી રાજાઓની વીરૂદ્ધ કાવત્રાં કરીને દેશને પરદેશીઓના હાથમાં સોંપનારાં તો એ હિન્દના પેટભરૂં વૈશ્ય અમીચંદો હતા! એ પાપના પ્રાયશ્ચિત માટે એ અમીચંદોના કોંગ્રેસીયન વૈશ્ય વારસોએ બ્રીટન પાસેથી પોતાનો ગયેલો મુલ્ક પાછો લેવો રહયો!

દેશી રાજાઓએ પોતાના સ્વસ્થાનો કે રાજ્યો કાંઈ સુતરના તાંતણેથી જીત્યાં નથી! દેશસેવીકાઓની ફોજોથી મેળવ્યાં નથી! પ્રભાત ફેરીઓ ફેરવીને જીતેલાં નથી! સ્ત્રીઓને લડાઇના ઉંટો બનાવીને મેળવેલાં નથી! ચરખા ફેરવીને કે ખાદી ઘાલવાથી એ પ્રદેશો મેળવ્યાં નથી!

૭૦૦ દેશી સંસ્થાનોએ તો પોતાના બાહુબળ તથા બહાદુરી અને તલવારથી પોતાના રાજ્યો મેળવ્યાં છે! સાચવી રાખેલાં છે ને સાચવશે!

હિન્દમાંથી બ્રીટનને હાંકી કાઢવાની કોંગ્રેસ ઉમેદ સેવે છે તો તે ભલે ફલીભુત થાય! પણ હિન્દનો પીળો પ્રદેશ પચાવવાનો એ કોંગ્રેસને હકક નથી! એ પચાવવાની તાકાત એ કોંગ્રેસમાં નથી! દેશી રાજ્યોના માલેકો હજુ જીવંત છે! એમના બાહુબળોમાં હજુ ક્ષત્રીય રકત વહે છે! એ રાજસ્થાનોના રક્ષણહારોના હૈયામાં હજુ હમીર અને છત્રસાલના હામ હૈયાત છે! એમની છાતીઓમાં રાણા સંગ અને શિવાજીની હીંમતો હજુ હણહણે છે!

માત્ર બ્રીટનની બાંહેધરી અને "બાહુ"ને અંગે અત્યારે એઓ સ્વસ્થ અને શાંત પડયાં છે! બ્રીટન જો છુટ દઇ દેય!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

બ્રીટન જો એક અવાજ કરી દેય તો એમના એ શુષુપ્ત રુધિરો ઉકળી ઉઠે એમ છે! કોંગ્રેસની અહિંસક ચળવળના અને એની અહિંસક ફોજોના ફેજ કેવી રીતે કરવાં એનું જ્ઞાન એ ક્ષત્રીઓને એમની રણચંડીકાઓએ ગળથુથીમાં આપ્યું છે!

અખીલ હીન્દમાં મોહનતંત્ર, નહેરૂતંત્ર, વલ્લભતંત્ર કે બોઝતંત્ર સ્થાપવાના સ્વપ્ના સેવનારાંઓએ ભારતમાં ખાનાખરાબી અને અંધાધુંધી ઉભી થવાની ભયંકર આવૃતિનો ભય અને ખ્યાલ રાખવો ઘટે છે!

બ્રીટનના ગયા બાદ એ ૭૦૦ દેશી રાજ્યો સદાના સ્વતંત્ર હતા તેમ બની જશે! બ્રીટનની સંધી અને મીત્રતા બ્રીટનના ગયા બાદ ખતમ થશે! બ્રીટનની ગાદી પચાવનારાંઓએ એ વાત ભૂલવી જોઇતી નથી! ભારતને કુરૂક્ષેત્ર બનાવવાનું દુર્ભાગ્ય અને કાળું કલંક એ કોંગ્રેસીયનોના કપાળે ન ચોટે એની સાવધાની રાખવાની છે!

## બંધાણી અને અફીણીયા રાજપુતો!

ભારતવર્ષને સ્વતંત્રતા અપાવવાનો ઠેકો લઈ બેઠેલાં વૈશ્યવાણીયા પત્રકારો અને નમુંછીયા આઝાદીના અણુસીયાઓ, **રાજપુતોને–બંધાણી તથા અફીણીયા–કહીને હાંસી કરે જાય છે!**

પોતાની કલંકીત કારકીર્દીઓ તો ખાદીના ઝભામાં છુપાવી છે છતાં પોતાની કૃપણ કલમો એઓ ક્ષત્રીઓની ઉપર ચલાવવાને મંડી પડેલાં છે!

અંત્યજ ઉધ્ધારને નામે ભેગાં થયેલાં ભામટાઓએ નિલા નાગીણીને ભ્રષ્ટ કરી મૂકી હતી! સૌરાષ્ટ્રની પવિત્ર ભુમિમાં ભારતને સ્વતંત્રતા અપાવનારાં ભામટાઓએ "ઢેઢની છોકરીઓ, અને ઢેઢની સ્રીઓને" અંત્યજ ઉધ્ધારના બ્હાને શું

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

**ભ્રષ્ટ કરી નથી? અને જેનાં ઇંધાણુરૂપે એમની ટાંગો લંગડી બની છે! એવાં હિન અને નિચવૃતિના વેવલાંઓ–રાજપુતોના ચારિત્ર્યોને સુધારવાને કયા મોઢે બકવાદો કરે છે?**

કાઠીયાવાડ–ગરાશિયા પરીષદના પ્રસંગોના રાજકોટના રાજપુતોના સરઘસના પડઘાના તેજોદવેષી બનીને, આઝાદીના પત્રકારોએ ભાતભાતના વાકયપ્રહારો તથા ફાલ્ગુનના ફાગોની જેમ

**"અફીણીયા ઝીંદાબાદ—બંધાણીઓ ઝીંદાબાદ"!**

એવા ગર્દભાસૂરી અસ્રી સ્વરો કાઢેલાં હતાં! પણ એ સ્રીઓને લડાઇના ઉંટ બનાવનારાં, સ્રીઓના શરણાંગતી મહાસભાના શીખંડીઓયે યાદ રાખવું ઘટે છે કે જ્યારે એ **"બંધાણીઓ તથા અફીણીયાઓ"–વીફરશે ત્યારે પોતીયાં ઢીલાં થઇ જશે! મુઠીઓવાળીને ભાગવું પડશે–"માડી નાંખ્યાં–માડી નાંખ્યાં–** એમ રોંદણાં રોવાં પડશે અથવા તો ગરાશીયાની મશ્કરી અને છેડતી કરનારાં ઓલ્યાં ઘાંચીના જેવાં ભુંડા હાલ થઇ જશે!

કાઠી–રાજપુતાણીની મશ્કરી કરનારાં કાઠીયાવાડના એક ગામમાં બનેલાં બનાવને એ મહાસભાના નમુછીયાં–ગાંધી–ઘાંચીઓએ, યાદ રાખવો ઘટે છે!

## ગાંધી–ઘાંચીઓ યાદ રાખે!

ઠાકોરની ડેલીથી થોડેક દુર એક ઘાંચી રહેતો હતો, રાજપુતાણીની હમેશાં ઠેકડી કરતો હતો "એ બંધાણીમાં શું છે" એવાં ઠઠ્ઠા કરતો હતો, ઠાકોરને "અફીણી ને બંધાણી" કહી કહીને નિંદા કરે જાતો હતો,

પતિવૃતા રાજપુતાણી એને માટે પતીની પાસે ફરીયાદ કરતી હતી. ત્યારે ઠાકોરે કહેલું કે જ્યારે ગામની ઉપર ધાડ

---

આવે અને હું ઢાલ-તલવાર બાંધીને તઇયાર થાઉં ત્યારે ઘાંચીને યાદ કરજે! ભાગ્યવશાત્ ગામની ઉપર લુંટ પડી રણભેરી વાગી, રણશીંગડા ફુંકાયાં, ઢાલ અને ત્રાંસાના ઝણઝણાટ ઝણ ઝણ્યાં! ઠાકોરે હથીયાર સજ્યાં ને ઘોડી હણહણાવી, ત્યારે ઠકરાણીયે, એ પળે ઘાંચીને પોકાર્યો! બસ! ઠાકોરની રગેરગમાં લોહી ઉછળ્યું! એ અફીણીયા તથા બંધાણીના રોમેરોમમાં જવાળા ભડકી ઉઠી, ને ઘાંચી તરફ ધાયો, ઘાંચી તો ઘાણીની ઉપર બેસીને બળદને ડચકારાં મારતો હતો! ઠાકોરે ત્યાં જઇને જોમમાંને જોમમાં ઘાંચીની લોઢાની કોશને (પરાઇને) હાથમાં લઇને-ઘાણીના ડાંડલા પાસે બેઠેલાં ઘાંચીની આસપાસ વળદઇને બેડી કરી નાંખી! લોખંડની એ પરાઇનું ગાળીયું ઘાંચીના ગળામાં સદાનું નંખાઇ ગયું! ઘાંચીભાઇ ઘાણીના ડંડાને આલીંગન કરતો રહયો તે રહયો! ઘાણીની સાથે લોખંડી વરમાળાથી સદાયે વળગી રહયો!

અફીણીયા અને બંધાણીની મશ્કરી કરનારાં ઘાંચીની હરામખોરીનો આવો ફેજ થયો!

મહાસભાના ગાંધી-ઘાંચીઓ અને શીખંડીઓના હાલ હવાલ તો જયારે એ અફીણીયા અને બંધાણીઓ રૂઠશે, કમર કસશે, ધીંગાણે ચઢશે અને રુધિરે ઉકળશે ત્યારેજ ખબર પડશે કે એમના ઉત્પાતો કેવાં હોય છે!

## રાજકોટના બંધાણીયોના પરાક્રમ!

કોંગ્રેસીયન ઘાંચીઓના-ગુરૂ ગાંધીને-એ બંધાણીઓ અને અફીણીયાઓએ-રાજકોટમાં કાળા વાવટાથી ઘેરી લઇને, પસીનો ઉતરાવેલો હતો! એ ઘાંચી-ગુરુ ગાંધીજીને તમ્મરો ખવરાવેલાં

હતાં ! ગાંધીજીના નેત્રોના ડોળાંઓને ગગને ચડાવેલાં હતાં ! ગાંધીજીના નાકના દમને રૂંધવ્યાં હતાં ! સામ્રાજ્યના સીંહાસનોને ડોલાવવાનો-દંભ કરનારાં-વલ્લભદાની-વ્હારે ધાયેલાં મનોબલી ને આત્મબલી-સંત-મહાત્માના મોતીયાં છુટી ગયેલાં હતાં ! એ બની બેઠેલાં જગતગુરૂના ગાત્રો ગલિત થયાં હતાં !

અફીણીયા અને બંધાણી-રાજપુતોએ, આતો માત્ર કોંગ્રેસીયન કુટીલ સેનાધિંપતીને એક સાધારણ સેંપલ સમર્પ્યો હતો !

પણ એ "બંધાણીઓ ઝીંદાબાદના" એક એવાં સાદા નમૂનાએ (simple-sample) તો (૩૩) તેત્રીસ કરોડના તારણહારને તોબા પોકારાવી દીધી ! અને "હું હાર્યો-હું હાર્યો" એવો પોકાર કરીને વર્ણશંકર રાષ્ટ્રીય વાવટો નીચો નમાવીને, ક્ષત્રીયના શુભ્ર ધ્વજને પગે પડીને, સુલેહના સફેદ વાવટાને શરણે જઇને, રાજકોટ ઠાકોર તથા વીરાવાળાની મહેરબાની રૂપેની-રૂા. ૧૫૦૦ ની-થેલી હાથમાં લઇને-વૈશ્યવૃતિનું ધનસંપાદનનું ક્ષુદ્ર સ્વરૂપ દેખાડીને-એ જગત-વંદનીયને વીલે મોઢે-એ શેગાંવના કહેવાતા "મહાન રાજદ્વારી-કુટિલ-સંતને વંજો માપવો પડેલો !

બ્રીટીશ સરહદમાં બેસીને, વાલની દાળ ખાઇને, વાણીયાઓ યે દેશી રાજ્યો વિરૂદ્ધ વાણીવિલાસોના-ફોકટીયાં ફડાકા મારવા સહેલ છે ! રાજવાડાઓની રાજધાનીની-કુરુક્ષેત્ર સ્વરુપી-ધરતીપર જઇને, વાયડાઈ કરી જુઓ તો એ વેવલાંઓને-એ અફીણીયા અને બંધાણીઓના ચમકારાંઓના ચમત્કારો ઘાંચી-ગુરૂગાંધીજીને મલ્યા તેવા મલી જાય ! !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

## રેંટીયા ભક્તો રાજગાદીઓ માંગે છે !



ચરખાદાસો:—અરે રાજાઓ, રાજગાદી અમને સોંપી દયો ! અમારી સમીતી નીમો. નહીંતો અખીલ હિંદનો પ્રશ્ન બનશે! ગાંધીજી ઉપવાસો કરશે તો પદભ્રષ્ટ થશો સમજ્યાં ?

રાજાઓ:— રાજગાદીઓ તો બાહુ બળથી મેળવી છે ! રેંટીયા, તકલી, પ્રભાત ફેરીઓ કે બાયરા પલટણથી મેળવી નથી ! સેગાંવનો રસ્તો પકડો ! અહીં ઠબરાં-ઠાકળાંઓની દખલગીરી ન જોઈયે !

# ગાંધીજી—નક્ષત્રિય–હિન્દ માંગે છે!

ગાંધીજી ચાતુર્વર્ણ્યનો નાશ કરવા માંગે છે! એમણે તો બ્રાહ્મણોને ભંગીથી બેત ગણ્યાં છે! તે જુઓ–એમના વચનો—

"બ્રાહ્મણ કરતાં હું ભંગીને શ્રેષ્ઠ માનું છું–સંડાસ સાફ કરવાં
"એ કેટલું પૂણ્ય છે–એ કામ બ્રાહ્મણો કરી શકે છે! શુદ્ર બ્રાહ્મ
"ણની છોકરી પરણી શકે. મારા આશ્રમમાં બ્રાહ્મણનો છોકરો મેલું
"ઉપાડે છે, એઓ જન્મે બ્રામણો છે છતાં કર્મે પંચાપા જેવાં છે.

બ્રાહ્મણોનું બ્રહ્મત્વ આવી રીતે, નાબુદ કરવાની પ્રવૃતિ ગાંધીજીએ આદરેલી છે! અને–"**ब्राम्हणोस्य मुखमासीद्**" એટલે માનવ સમાજના મસ્તક સમાન બ્રાહ્મણ જાતીનો સદંતર નાશ કરવા માંગે છે–એ શું હવે ઢાંકયું રહે એમ છે?

અને અહિંસા-અહિંસાના ઉલ્કાપાતો અને વલોપાતો કરીને હીંસા-હીંસાના ભયો પ્રજામાં ફેલાવીને ગાંધીજી પ્રજાના "**बाहुराजन्यकृत**:=એટલે પ્રજાનો બાહુબળરુપી ક્ષત્રિયત્વનો નાશ કરી ક્ષત્રીઓને "બાયલા" બનાવવા માંગે છે! અહિંસાની મધલાળથી અંગ્રેજી શાસકોને પોતે પ્રિય થઇ જવાની આ નરી જાદુગરી છે! હિંસાના ભુતાવળને બ્હાને એ ગાંધીજી હિન્દમાંથી ક્ષત્રિયત્વને ભસ્મીભુત કરવા માંગે છે એ શું જરાયે અંધારામાં છે?

—આવી રીતે માનવસમાજની બે મૂખ્ય અને શ્રેષ્ટ જાતિને વિકૃત કરીને-અને-બીજી બાજુપર અસંસ્કારી-અસ્વચ્છ, શુદ્રો, અંત્યજો અને ચાંડાળોને કોંગ્રેસીયન વાણીયાઓની સાથે ભેળવી દઇને-હિંન્દમાં માત્ર એકજ વૈશ્યવર્ણ-અને તે પણ અંત્યજ મિશ્રીત વૈશ્યવર્ણ–કહો કે વર્ણશંકર વૈશ્યજાતિ–સરજવાની

યુક્તિઓ અને પ્રપંચો થઇ રહેલાં છે એ શું દીવા જેવું નથી દેખાતું ?

—બ્રામ્હણોએ તથા ક્ષત્રિયોએ મોહનમદારીની ઇંદ્રજાળથી શું સાવધાન રહેવાની આવશયકતા નથી ?

અને તેટલા માટેજ રાણા પ્રતાપ અને શિવાજીની નીંદા થાય છે ને ?

## ક્ષત્રિય–તેજો દ્વેષી–મહાત્મા !

મહારાણા પ્રતાપ અને શિવાજી જેવી જવલંત આર્ય જ્યોતિઓને, માર્ગ ભૂલેલાં, વિશ્વાસઘાતી તથા કોમીવાદી દેશ ભકતો અને રાજપુરૂષોની ઉપમા આપનારાં આજકાલના, સ્વતંત્રતાના આડાફાટેલાં અણુશીયા, ગાંધી–જવાહર જેવાં આગેવાનોની હિન્દુત્વ નાશક પ્રવૃતિમાં શું શૂર ક્ષત્રિયો અને વીર મરાઠાઓ ભાગ લઈ શકે ?

ઐતિહાસિક વીરો અને વીરાંગનાઓના કીર્તી અને તેજો-દ્વેષી વૈશ્યવૃતિના કોંગ્રેસીયન મહાત્માઓના ચાવવાના ને દેખાડ-વાના દાંતોથી શું રાજવીઓએ સાવધાન રહેવાની જરુર નથી ?

શું એ લડાયક વીરો, શીવાજીના એ સ્વમાનિવંશજ મરાઠા અને મહારાણા પ્રતાપના વીર વારસો કોંગ્રેસની જાળમાં ભોળવાઇ જઇને ફેડરેશનના ફારસમાં ફસાઇને કોંગ્રેસનું આધિપત્ય સ્વિકારશે ?

ક્ષત્રિઓની રણુહઠુને મૂર્ખાઈ કહેનારાં, મહાસભાવાદી મદારીઓની, સ્વાર્થી ચળવળમાં શું સ્વાભિમાની મહારાષ્ટ્રીય કે પેશવાઇ પ્રજા ફસાઇને ડો. ખરે જેવાના રાજકિય ખુનોને ઉ-તે-જન આપશે કે ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯–કીં. રૂા. ૧-૪-૦

—લાખો રાજપુતોના રક્ત અને શૂર ક્ષત્રાણીઓના ભસ્મીત દેહોના ભોગોથી જીવંત રહેલાં સંસ્થાનોના રાજવીઓ, મહા સભાની મધલાળની વાતોથી ભોળવાઇને–ગાંધી–વલ્લભ–જેવાની સ્વરાજીસ્ટ ટોળીને હિંદનું સુકાન અપાવવા તઇયાર થશે? શું એ વીર ક્ષત્રીયો તે વળી કોંગ્રેસના મામુલી મહંતોને પોતાના સમ્રાટ તરીકે કબુલવા તઇયાર છે?

રાજાઓને મીટાવીને, લોકતંત્રના બહાના તળે એ મહા સભાવાદી ઇન–મીન અને સાડેતીનોને–હિન્દના મહારાજાધીરાજો બનવું છે એ કાંઈ ભારતની ચકોર ક્ષત્રીય પ્રજાથી હવે છુપું રહેલું નથી!

હિન્દના રાજવીઓએ રાજધર્મ તથા પ્રજાધર્મના પાલન માટે પોતાના પવિત્ર પૂર્વજોના પનોતા પગલે ચાલવાને હવે તઇયાર થવું પડશે! અને પ્રજાની પ્રીતિ સંપાદન કરીને પોતાના રાજ્યોમાં પ્રાચિન રાજાઓની–ભાવનાથી પ્રજાસન્માનીત–રાજ્ય ચલાવવું ઘટે છે! મનુસ્મૃતિની આજ્ઞાને આધિન થઇને રાજા નિયંત્રીત પ્રજાકિય તંત્રો સ્થાપવા પડશે!



---

# હિન્દુસ્તાન અને પારસી કોમ!

## હિંદુ રાજ્યોની ઉદારતા અને ખાનદાની!

આ હિંદુસ્તાન હિન્દુઓનું હતુંઃ હિંદુ રાજયના સ્થાપકોની નીખાલસ બુદ્ધિનું સ્વરાજય એ અમારો ઉદ્દેશ (goal) છે! હિંદમાં વસતી સર્વે કોમોના કલ્યાણવાળું સ્વરાજય અમોને જોઇએ છે.

## પારસી કોમની સલામતી!

૧૩૦૦ વરસથી હિંદુઓની સાથે હળીમળીને રહેનારાં શુક્રાચાર્ય રૂષીના શિષ્યોના વારસો તે પારસીઓની રક્ષા હિંદુ રાજયમાં રહેલી હતી અને આવતીકાલના હિંદુ સ્વરાજયમાં રહેશે.

પારસીઓના પવિત્ર ધર્મમંદીરો (અગીયારીઓ) તથા પવિત્ર આતસનું રક્ષણ હિંદુ રાજયોમાં રહેલું હતું અને રહેશે. આર્યોના યજ્ઞોની જેમ એના મૂલ્ય અંકાયેલા છે ને અંકિત રહેશે!

શહેનશાહ—સમ્રાટ—મહારાજા ચંદ્રગુપ્તની જનેતા (મા) મહારાણી મુરાદેવીની વારસ-પારસી—સ્ત્રીઓ અને પુત્રીઓના સઉભાગ્ય અને પાકદામનની સલામતી હિંદુરાજયોમાં ૧૩૦૦ વરસોથી સાચવાઈ છે ને સદાયે સચવાશે!

એ પ્રાચિન ઇરાની ક્ષત્રિયવંશની બહાદુર જાતિએ હિંદુ રાજાઓને, હિંદુ પ્રજાઓને પોતાના ખમીરથી સદાયે સહાયતા (મદદ) આપી છે અને આપશે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

પારસીઓએ આ હિન્દુ ભૂમિને પોતાની પિતૃ–ભુમિ (Fatherland) તરીકે માની છે અને હિન્દની સંસ્કૃતિ (civilization) સાથે પોતાનું નસિબ બાંધ્યું છે તે અમર રહેશે.

એ પ્રાચિન–પારસી–આર્ય જાતિએ પોતાની બુદ્ધિથી, સાહસથી અને જાત મહેનતથી હિન્દમાં બાગબગીચા, વાડીઓ, ખેતરો, આલીશાન હવેલીઓ મેળવ્યાં છે એને માટે હિંદુઓએ અત્યારસુધી આશિષો (દુવાઓ) આપી છે.

એમની નવસારી, સંજાણ, ઉદવાડા, બીલીમોરા, મુંબઈ અને સુરતની હવેલીઓ કે બંગલાઓ કે મહેલાતો જોઇને હિંદુ રાષ્ટ્રપતિ (હિંદુ સ્વરાજ્ય પ્રેસીડેન્ટ) આનંદ પામશે, આશિષો દેશે, કોંગ્રેસીયન પ્રેત (ભુત)–સ્ટુપીડ હાઈકમાન્ડની જેમ છાતી કુટશે નહિ, જીવ બાળશે નહી!

હિન્દુ સંસ્કૃતિમાં એકાકાર થયેલી (ભળી ગયેલી) પારસી કોમની કીંમત હિંદુ રાજયોને હતી તેથી વધુ અંકાશે!

સર જમશેદજી જીજીભાઈ, શેઠ માણેકજી પીટીટ, સર વાચ્છા, સર ફીરોઝશાહ મહેતા, સર એડનવાલા, શેઠ જમશેદજી ટાટા જેવા સખી અને અકાબર–ભામાશાઓ (ધનવાનો)ના વારસો પાસે ભારતવર્ષની રક્ષા અને ઉધ્ધારને માટે મીઠી જીભાનથી મદદ માંગશે!

હિન્દુ રાજયોમાં ૧૩૦૦ વરસથી પારસી કોમ સુલેહ અને સંતોષથી રહેલી છે જયારે કોંગ્રેસની કરામતથી પ્રીન્સ ઓફ વેલ્સના આગમન વખતે તથા કોંગરેસના ૨૭ મહિનાના કારોબારમાં તોબાહ અને બેકાર કરાઈ છે એવું હિન્દુ સ્વરાજયોમાં બન્યું નથી! હિન્દુ રાજયોએ પારસી કોમને બગીચાની જેમ ફાલી–ફેલાવી છે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂ. ૧–૪–૦

પારસી કોમે હિન્દુ રાજ્યની ઉદારતાના બદલામાં પોતાના જાન-માલ ધન-ધંધા આ હિન્દને જાત મહેનતથી કરીને દીધા છે. એની કદર હિન્દુ રાજાઓને હતી, વચનફોકીયાં કોંગ્રેસીયનોને કયાં છે?

પારસી જાતીની વફાદારીનો એક નમુનો એ છે કે તેઓએ પોતાની મુળ ઇરાની ભાષા તજી દીધી છે અને હિન્દની ભુમિની ગુજરાતી ભાષાને પોતાની માતૃભાષા (mother toung) બનાવી છે જ્યારે અહીંના મૂળ પેદા થયેલાં અને વટલાયેલાંઓ હિન્દી ભાષા તજીને પરદેશી ભાષા પઢે છે! અને ગુજરાતીને ભૂલતાં જાય છે એઓએ પારસીઓનો ધડો લેવો ઘટે છે!

## હિન્દુઓ અને પારસીઓનું મળતાપણું.

હિન્દુઓ જનોઇ પહેરે છે તેમ પારસીઓ પણ (કુસ્તી) પહેરે છે! પારસી અને હિન્દુ સ્રીઓનો પહેરવેશ એક સરખોજ છે! પહેલાં સર જમશેદજી, ટાટા શેઠ, માણેકજી પીટીટ વીગેરે જુના પારસીઓના અને સુરતના હિન્દુ શેઠીઆ સર મંગલદાસ તથા સર પ્રેમચંદ વીગેરેના પહેરવેશ સરખાજ હતાં, તેમજ

--લગ્નના રીતરીવાજો, લગ્નના ગીતો, કપાળમાં કંકુનાં ચાંદલા, ઘરના તથા માંડવાના તોરણો-ખેતીવાડીનો પહેરવેશ, આ બધી સમાનતા પારસી અને હિન્દુઓની એકસરખીજ છે. આવી રીતે પારસીઓ તથા હિન્દુઓનો સાથ-મેળ ૧૩૦૦ વરસથી, હળીમળીને ચાલતો આવ્યો છે! પારસીઓ માંસાહારી છે તો હિન્દુઓ પણ સેંકડે ૫૦ ટકા માંસાહારી છે. ખોરાક એ તો જીભની આદતને આભારી છે, એ રીતે પારસીઓએ પોતાની સર્વે જાતની મોહબત અને મીલનસારપણું હિંદુઓની સાથે

રાખેલું છે અને રાખવું જોઇએ! એમાંજ એમની શોભા છે, સુખ છે અને શ્રેષ્ટતા છે! હિંદુઓમાંથી વટલેલાઓની જેમ હિંદુસ્થાનમાં જન્મવા છતાં તુર્કી અને અરબસ્તાનની નકલો કરનારાંઓએ, હિન્દની રસમોને તથા ભાષાને ભુલનારાંઓએ પારસીઓનો ધડો લેવો જોઇએ.

## પારસી બીરાદરોને સાચી સલાહ!

હિન્દને માતૃભૂમિ માનનારાં હિંદુ સંસ્કૃતિના સદાયે સરખાં ભાગીદાર બનેલાં રૂધિરે (લોહીથી) ક્ષત્રિય જુસ્સો ધરાવનારાં, પારસી ભાઇઓને યાદ દેવડાવવાની જરુર નથી કે એઓએ આ હિન્દુ ભૂમિને પોતાની માતૃ-ભૂમી તરીકે માની છે, પોષી છે અને હિન્દુઓની સમાનતા સાચવી છે! અને અત્યારે પણ તથા ભવિષ્યમાં પણ એઓની ઉમદા ફરજ તો એમણે પોતાના હિન્દુ મિત્રો અને રીતરિવાજોને વધુ વળગી રહેવાની જરૂર છે! કોઇ અન્ય ઝનુની કોમની લાલચમાં લપટાવાની જરૂર નથી!

હિન્દુ જાતિ ઝેરીલી નથી: જે કોઇ પોતાનો ધર્મ પાળે એમાં હિન્દુ ધર્મીઓ સંતોષ માને છે, હિન્દુઓ તો ચોકખું કહે છે કે "પાળે એનો ધરમ"—જો હિન્દુ રાજયો જુલ્મી હોત તો મુસ્લીમોની જેમ તલવાર-અને-જુલમથી પારસીઓને પારકા ધરમ પળાવવાને માટે જુલમો કરી શકત પણ ૧૩૦૦ વરસના ઇતિહાસમાં એવું કયાંયપણ સાંભળ્યું કે વાંચ્યું છે કોઇએ? કોંગ્રેસના કહેવાતા વાણીયારાજે ત્રાસ આપ્યો પણ તે તો બધા નહિંદુ છે—એઓ હિંદુ કયાં છે?

---

## પારસીઓ પ્રત્યે કોંગ્રેસનો વિશ્વાસઘાત !

બ્રીટન પાસેથી હિન્દને માટે આઝાદી મેળવવાના હકકોની લડત મરહુમ દાદાભાઇ નવરોઝજી કાયદેસર રીતે સરકાર સાથે હિન્દ માટે લડયાં હતા-પારસીઓને માટે નહિ,

બ્રીટીશ પાર્લામેન્ટમાં હિન્દની ગરીબાઇને માટે એમણે પોકાર ઉઠાવેલો હતો તે પારસીઓને માટે નહિ ! હિન્દની ઉન્નતિ માટે જીવનના અંત સુધી હિન્દને માટે લડયા હતાં તે પારસીઓને માટે નહિ. એમને ચીલે સર ફીરોઝશાહ મહેતા અને સર દીનશાહ વાચ્છા અને અન્ય રાજદ્વારી પારસીઓએ પણ એજ નીતિ ચાલુ રાખી હતી,

એનો અર્થ, કોંગ્રેસ સ્ટુપીડ-હાઇકમાન્ડના કહેવા મુજબ એમ નથી કે પારસીઓએ ભિખારી અને બાવા બનવું અને કોંગ્રેસના અન્યાયો સહન કરે જવાં ! હિન્દ માટે એટલે હિન્દી પ્રજા માટે પારસીઓ વફાદાર હતા અને છે ! અત્યારની કહેવાતી હિન્દી કોંગ્રેસ માટે નહિ, અત્યારની કોંગ્રેસમાં આખુ હિંદ સમાઇ જતું નથી.

દરેક પ્રજાકીય ચળવળોમાં પારસીઓએ હિન્દી તરીકે ભાગ લઇને તન, મન અને ધનનો ભોગ આપ્યો હતો !

## કોંગ્રેસનો શરમ ભરેલો અન્યાય.

હિન્દ માટે પારસીઓની વફાદારી છતાં ૧૯૩૫ના ઇંડીયા એકટની રુએ મુંબઇમાં પ્રાન્તિક સ્વરાજય (Provincial Govt.)ના પ્રધાનપદાં ગોઠવવામાં પારસી કોમના એકના એક કોંગ્રેસના વફાદાર સેવક મી. નરીમાનને હડહડતો અન્યાય કર્યો છે, પ્રધાનપદને લાયકના મી. નરીમાનને મુંબઇના પ્રધાનમંડળમાં

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦

એકપણ લાયક જગા આપી નથી, પારસીઓ પ્રત્યેનો એ ચોકખો વિશ્વાસઘાત છે, દગલબાજી છે!

એ ચાલાકી નીચે કાવાદાવા હતાં. મી. નરીમાન ખુશામતીઓ ન હોવાથી અને કોઇની શેહમાં તણાઈ નહી જાય એવો નર-હોવાથી, એવો સ્વતંત્ર મગજનો નરીમાન રખેને વડો પ્રધાન બની જાય તો? કોંગ્રેસના નકલી મુસોલીની અને હીટલરની એક હથ્થુ સત્તા સામે કદાચ એ બળવો કરી દેય તો? એમ સરદારોની જોહુકમી જોખમાય એવાં પુઞુલ વહેમને અંગે નરીમાનને નાલાયક ઠરાવ્યો!!

પણ નરીમાનની નાલાયકી કઈ હતી? એવું ગંભીર કારણ શું હતું? કયો મોટો એનો ગુનોહ હતો? એ કોઇએ દેખાડયો છે? એક નકલી તહોમત એ છે કે સને ૧૯૩૪ ની દીલ્હીની ચુંટણી વખતે એણે દેખાડેલી કહેવાતી–બેદરકારી! એમાં મુનશીની હાર થઈ માટે એ શું ગુનેહગાર ગણાય? અને સર કાવસજી જહાંગીરને કરેલી કહેવાતી મદદ એ શું એનો મ્હોટો ગુનોહ કેમકે? તો ગાંધીજીએ ૧૯૧૪ માં બ્રીટનને લશ્કરી મદદ કરી એ શું ન્હાનો ગુનોહ હતો?

અને તેથી કોંગ્રેસના પછમ બુદ્ધિવાળા આગેવાનોને એક સાદો સવાલ એ છે કે તેઓ ત્રણત્રણ વરસ સુધી છાનાંમાનાં કેમ બેસી રહેલાં હતાં? કોંગ્રેસના શીસ્ત (discipline)ના ભંગ માટે એજ વખતે નરીમાનને કેમ બરતરફ ન કર્યો?

ત્રણત્રણ વરસ સુધી નરીમાનને વરનો ભા બનાવીને કોંગ્રેસ સેવા કેમ ચાલુ રાખી હતી?

૧૯૩૪ ની વરલીના કિનારેની રાવણની લંકા જેવી સળગતી કોંગ્રેસની બેઠકને પાર ઉતારનારો એજ તમારો વીર

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા.૧-૪-૦

નરીમાન હતો કે કોઇ બીજો ? અને સર કાવસજીનો કહેવાતો મદદગાર એજ નરીમાન કે કોઈ બીજો હતો ?

નરીમાનની એ કહેવાતી નાલાયકી ૧૦૦૦ દિવસો સુધી શામાટે ચલાવી લીધી હતી ? એ બધું નાટક નથી ? કોંગ્રેસની સેશનને પાર ઉતારનારો નરીમાન ત્યાંસુધી લાયક અને વીર નરીમાન ગણાયો ! અને ૧૯૩૭ માં એ નાલાયક કેમ ગણાયો ?

નરીમાનને જોખમદાર હોદ્દો આપવામાં જોખમ હતું એવું એ કોંગ્રેસીયન ધુવડોને ૧૯૩૭ માં કયાંથી દેખાયું ? ત્રણ ત્રણ વરસ સુધી એવી પોલ ચલાવી લેવામાં કોંગ્રેસીયન સરમુખત્યારોની બુદ્ધિ કયાં મારગેજ મુકાઇ હતી ? આવા ટુંકી બુદ્ધિના અને મંદ બુદ્ધિના મનુષ્યો હિંદનું રાજય ચલાવવાને શું લાયક હોઇ શકે કે ?

## મી૦ નરીમાનની નિડરતા.

સરમુખત્યારોનો-પોપટ-નહિં બનનારા-નરીમાનને દગો દેનારાં કોંગ્રેસીયનોની એ ચોકખી નાદીરશાહી નથી ?

સ્વતંત્ર વિચારનો નરીમાન કોંગ્રેસ-હીટલરોનો દબાયેલો રહેનાર નથી એજ માત્ર એનો ભયંકર ગુનોહ ! બીજું કાંઇ છે ?

જો મી૦ નરીમાને, પોતાની બુધ્ધિ કોંગ્રેસના પોણીયા હીટલર વલ્લભભાઇને ત્યાં ટ્રાન્સફર કરી હોત તો અને જો હમેશાં "જય વલ્લભ-જય ગાંધી" એવી નીતિ નરીમાને કબૂલી હોત તો નરીમાન લાયકનો-લાયક ગણાઇ જાતને ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

૧૩૦૦ વરસોથી હિંદુ રાજાઓ અને હિન્દુ પ્રજાએ પારસીઓને જે આશ્રય અને ન્યાય આપેલાં છે એટલી મમતા એ કહેવાતાં પ્રજાકિય કોંગ્રેસના સરમુખત્યારો પારસીઓને આપી શકતા નથી એ શું શરમભરેલું નથી ?

જે નરીમાને પોતાની અડધી જીંદગી કોંગ્રેસના સાથમાં રહીને ગુજારી છે! જેણે પોતાની ધીકતી વકીલાત છોડી દીધી હતી! "જયારે બીજા તકસાધુઓ પ્રેકટીસો ચાલુ રાખી-દહીં દુધમાં પગ રાખી તકસાધીને મોટે હોદ્દે બેસી ગયાં" જેણે પોતાના જાતભાઇઓની ટીકાઓ અને મેણુંઓ હજમ કરેલાં છે! એવાં એક કોંગ્રેસ સેવકનું-શેગાંવના-કારસ્તાનીઓએ, રાજકીય ખુન કર્યું છે! એ એક ભયંકર અન્યાય નહિ તો પછી શું ગણાય? પ્રજાકીય રાજયની વડાઈ કરનારાઓને માટે આ શું શરમ ભરેલું નથી?

એ નરીમાનને અત્યારે લાંબા ગાળા પછી ફરીને પ્રેકટીસ શરૂ કરવાની ફરજ પડે છે એ શું કોંગ્રેસની વફાદારીનો મહાન બદલો છે કે?

પણ કોંગ્રેસના આગેવાનો સમજે છે કે, પારસીઓ તો ઘઉંમાં કાંકરા જેવાં છે એ શું કરવાના છે? નરીમાનને પુરતો ટેકો પારસી કોમનો મલ્યો નહિ! અને નરીમાન એકલો અતુલો નહિ કોમનો કે નહિ કોંગ્રેસનો થઈ પડયો! કોંગ્રેસના ઇતિહાસ પટપર કોંગ્રેસનું આ કલંકીત કૃત્ય સદાયે કાળા ડાઘની જેમ રહેશે!

---

## જય હાઇકોર્ટ-જય કોંગ્રેસ! જય-ધ્વજ-જય યુનીયન જેક!



તકસાધુ બેરીસ્ટરો ઉવાચઃ—નર્યાં દેશભકત નરિમાન જોયલે? અમારા દુધ-દહીંનાં પગલાઓ! ગયા દસકાના અમે ગાંધી દ્રોહીઓ—તકસાધુઓ—તકસાધીને અત્યારે હોદે ચોંટી ગયા કે નહીં? અમારી જેમ એક પગ હાઇકોર્ટમાં ને બીજો કોંગ્રેસમાં રાખીને લાખોના ટ્રસ્ટ અલગ કરીને—દેશભકતી કરવીતી ને? માળો ગાંડીયો હવે પ્રેકટીસ કરવા નીકળ્યો!

## પારસી કોમે સંપ સાધવો જોઇએ!

આખી પારસી કોમે પોતાના અંદરના મત-ભેદો બાજૂએ મૂકીને, સંપ સાધીને-કોંગ્રેસના એ અન્યાય માટે જાલીમ વિરોધો ઉઠાવ્યાં હોત તો—ભલે કદાચ બહુમતિના-બાયલા-બળથી કોંગ્રેસીયન "સ્ટાલીનો અને ઝારો" નમતું ન આપે, તો પણ એક મર્દ કોમ તરીકે પોતાના નબીરા નરીમાન કે બીજા આગેવાનોને જરુર ઉ-તેજન આપી અને હિંમતવાન બનાવી શકત! અને સમસ્ત હિંદુસ્થાનને પોતાની હસ્તીનું ભાન કરાવી દેત! હજુ પણ પારસી કોમે કોંગ્રેસની સ્હામે પોતાને થતાં અન્યાયો માટે જબ્બર અવાજ રજુ કરીને ન્યાય મેળવવાને મથવું જોઇએ! જેવી રીતે ડા. ખરે (નાગપુરના પ્રધાન) તરફના અન્યાયને, માટે આખી મરાઠી આલમે ધમાલ મચાવી દીધી હતી, અને તેથી કરીને સત્યના શિરોમણિ-શેગાંવના સંતજીને એકાએક ફરજીયાત મઉનવૃત સેવવું પડેલું! કોંગ્રેસના પુતળાં પ્રમુખ બોઝને ગોળ-ગોળ અને દમ વગરના લુલા-લંગડા બચાવો કરવાં પડેલાં! લગભગ (૫૬) છપ્પન મરાઠી છાપાઓએ ડા. ખરેનો સત્ય પક્ષ લઇને, મેસર્સ ગાંધી-વલ્લભ-બોઝ અને બજાજની અનલીમીટિડ પાવર કુંપની વિરૂદ્ધ દલીલો તથા ટીકાઓ કરીને એમને પસીનાના રેબ ઉતરાવેલાં હતા! અને એ સરમુખત્યારોના દાંત ખાટા કરી નાંખેલા. એવુંજ પીઠબળ નરીમાનના કિસ્સા પાછળ પારસીઓનું શામાટે ન હોય?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂ.૧-૪-૦

## મી० ગીલ્ડર—કોંગ્રેસની કરામત!

**નરીમાનને એમ પડતો મૂકીને કોપરબરાસ જેવી દેશ ભકિતની ગીલીટવાળા ડો. ગીલ્ડરને પોતાની પાંખમાં લઇને** પારસી કોમને દેખાડવા માંગ્યું કે અમે નરીમાનને બદલે વધુ લાયક પારસીને પ્રધાન નિમ્યો છે! ગઇ રાતનો શાહીવાદી પારસી–સવારના પહોરમાં કોંગ્રેસભક્ત બની ગયો! કેવો ચમત્કાર અને કરામત? પણ એ ગીલ્ડરે તો ગજબ કરી નાંખ્યો છે. પારકી બુધ્ધિએ ચાલીને પારસી કોમને ખાઇમાં નાંખવાને એ હથીયાર બન્યો છે! એના ધખારા અને ધીંગાણાથી દારૂબંધી ઠોકાઈ અને અણચેતવ્યા કાયદાના અંગે પારસીને હાથેજ પારસીઓને હલાલ કરવાનું નીમીત્ત બન્યો–જાતભાઇઓને બેકારો બનાવ્યાં છે!

કહેવાય છે કે પારસીઓ તો "હિન્દી" છે ત્યારે ૧૩૦૦ વરસથી હિન્દી બનેલાંઓને કોંગ્રેસ તંત્રમાં કેટલો હિસ્સો તેમણે આપ્યો? તેનો દાખલો આપશે? શું **દેશભકિતની ગીલીટવાળા મી० ગીલ્ડરને પ્રધાન બનાવ્યો એ હિસ્સો છે? જેણે પોતાની ધુનમાં કોંગ્રેસનો કાકોકૈવો બની અવિચારે ચઢીને આખી કોમને કકળાવી મુકી છે એ શું પારસીઓ હિન્દીઓ છે તેનું પરિણામ છે? પારસીઓને બેવફા બનાવવાની આ મુર્ખાઈ નથી!**

## ૧ લી ઓગસ્ટનું પ્રોહીબીશન સરઘસ!

ખુબી વધુ એ છે કે ૧લી ઓગસ્ટનું પ્રોહીબીશન એકટનું સરઘસ સાચવનારાં અને બંદોબસ્ત રાખનારાં દારૂપીનારાં **પરદેશી અંગ્રેજી સારજંટો! વિસમી સદીની આ શું અજાયબી**

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯–કીં. રૂા. ૧-૪-૦

**નથી ? દારૂબંધીના ફારસની એ ફિસિયારી નથી ? દારૂપીના- રાંઓજ–દારૂબંધીના સરઘસના રક્ષકો એ શું કોંગ્રેસીયન સરકારની અક્કલનો ને જડબુધ્ધિનો નમુનો નથી ?**

કેટલાં પારસીઓ દારૂ પીઇ પીઇને ગટરમાં પડી ગયાં ? કેટલાંઓ દારુના વ્યસનથી ઘરબાર વેચીને બાવાઓ બન્યાં ? કેટલાં પારસીઓ દારૂમાં ચકચુર બનીને રંડીઓને ત્યાં લુંટાયા ? કેટલાં પારસીઓના કુટુંબો દારૂના વ્યસનથી ભીખારી બન્યાં ? એવા દાખલાઓ કોઇએ કયાંય પણ વાંચ્યાં છે ? પોલીસ કોર્ટોના રેકર્ડમાંથી કોઇ બતાવશે કે દારુ પીનારાં પારસીઓએ તોફાન મચાવ્યાં હોય ? એમ નથી છતાં નિયમીત અને અંકુશ સાથે મીતાહારી રીતે દારૂથી ટેવાયેલાં પારસીઓ ઉપર દારૂબંધી ઠોકાઈ જાય એ શું એ જાતીના સામાજીક (social) રિતરીવા- જોમાં હાથ ઘાલવા જેવું નથી ? પણ

**ખરૂં કારણ તો અદેખાઇ છે !** અને તે એ છે કે એ પારસીઓ દારૂના ધંધાથી માલદાર બન્યા છે, પણ શું એમની જાહોજલાલી માત્ર દારૂનો ધંધોજ છે ? પારસીઓએ તો સૌથી પહેલાંના હુન્નર કળાના ધંધામાં તથા અનેક વેપારોમાં આગેવાની ભરેલો ભાગ લીધો છે.

**"એમનો દારૂનો ધંધો પડી ભાગે છે."** માટે વિરોધ કરે છે એવું સરીયામ જુઠાણું કોંગ્રેસવાલા ફેલાવી દેય છે. શું પારસીઓની જંગી સભાઓ વીરોધ માટે ભરાયેલી તેમાં બધાં દારૂના વેપારી હતા ? એના આગેવાનો બધાં શું દારૂ વેચનારા છે ? જુઠાણા અને દાંભિકતાની પણ કાંઇ હદ છે ? પારસીઓનો હિન્દ પ્રત્યેની વફાદારીનો–કોંગ્રેસ પ્રત્યેની વફાદારીનો આ ઇલકાબ કે ?

---

**વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦**

## માત્ર મુંબઇના દારૂના પીઠાંઓનો નાશ કરો ! 



**ગાંધીજીઃ**—અરે પ્રભુ જુઓ ! મારો હરીલાલ દારૂ પીવા જાય છે ! દેશસેવિકાને ધક્કો મારે છે ! પારસીઓના પીઠાંથી એ વંઠીને અબદુલ્લો બન્યો ! હા વલ્લભ ! એ પીઠાં કયારે બંધ થાય ?

**વલ્લભ :**—બાપુ ગભરો મત ; પ્રાંતીક સ્વરાજય પકડીને એ ગટરનું પાણી પીનારી મુંબઇના દારૂના પીઠાં હું બંધ કરીશ ! બીજા પ્રાંતો ભલે દારૂ ગટકાવે !



ગાંધીજી:—અરે સટોરીયા ભકતો ? ઝીંકે રાખો તમારા છક્કા પંજા ! તમારા સટાના પીઠાંમાં ભલે દ્રવ્ય પ્રાપ્તીના દારૂડીઆઓ ભીખારી થાય ! મને થેલીઓ મોકલે રાખો એટલે બધું પુણ્ય ! !

— દારૂ પીનારાઓને લુંટીને પારસીઓ માલદાર બન્યાં છે ! તો પછી સટ્ટાઓના પીઠાંઓમાં પ્રજાને દ્રવ્ય પ્રાપ્તીનો પેગ પાઇને, તથા ઘરાકોને નફાના નિશામાં ચકચુર બનાવીને ભીખ માંગતા કરાય છે અને માલદાર બનાય છે એ લુંટ નથી ?

# શું પારસી રાજદ્વારીઓએ ભુલો કરી હતી?

—ત્યારે શું ભૂલ થઇ હતી એ પવિત્ર પુરૂષ **દાદાભાઇ નવરોઝજીની** કે એમણે બ્રીટીશ પાર્લામેન્ટમાં બેસીને પોતાની કોમને માટે ખાસ હકકો ન માંગ્યા?

—ત્યારે એ પણ શું ભૂલ હતી **સર ફીરોઝશાહ મહેતાની** કે એમણે પારસી કોમને માટે ખાસ હકકો વાસ્તે કાંઇ લડત ન ચલાવી?

—ત્યારે એ પણ ભૂલ થઇ પડી હતી એ **સર એફ. ઇ. દીનશાહની** કે એમણે રાણા પ્રતાપને મદદ કરનારાં-મેવાડના ભામાશાની-જેમ અનગળ નાણું મુંબઇના નગુણા કોંગ્રસીયનોને આપીને, ભારતના ઉદ્ધારની સત્યાગ્રહની ચળવળને પોશી હતી?

અને જગતભરમાં નામચીન થયેલી બાટલીવાલા ઇસ્પીતાલના પાયા રોપનારાં **સર જમશેદજી જીજીભાઇયે નાત જાતના ભેદભાવ વગરની હોસ્પીટલ બાંધવામાં અનગળ નાણું આપીને હિન્દી તરીકે ફરજ દેખાડી હતી એ પણ શું ભુલ હતી?**

ના ખરેજ નહિ! એ ઉદાર અકાબર આત્માઓએ તો હિંદની વિધવિધ પ્રજાને પોતાના બિરાદરો સમાન સમજીને એકજ નસીબે અને ઉન્નતિએ સર્વના કલ્યાણ માટે પ્રયત્નો કરેલાં છે! ૧૩૦૦ વરસ હિન્દુ કોમની સાથે ભાઇચારાથી ને હેત ભાવથી સુખદુખઃ સહન કરેલાં છે.

ત્યારે એવી ઉદાર અને તોખલ દીલની પારસી કોમને અત્યારે મીંડુજ મલ્યું ને? કોંગ્રેસીયન સ્ટુપીડ હાઈકમાન્ડોને પારસીઓની હવેલીઓ જોઇને બળતરાં થાય છે! એ પારસીને કીડા પડજો' એવા શાપ અપાય છે! કોંગ્રેસીયન "Neros" ના આવા કૃત્યો શું પારસીઓ ભુલી જશે કે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

## સ્વર્ગસ્થ પારસી રાજદારીઓ !

જાતભાત ભેદ વગરની સખાવત કરનારાં **સર જમશેદજી જીજીભાઇનો** પવિત્ર રૂહ અત્યારે સ્વર્ગમાં કલ્પાંત કરતો નહિં હોય ?

**મહર્ષી દાદાભાઇ, સર દીનશાહ વાચ્છા** અને મહાન રાજદવારી નર **સર ફીરોઝશાહ મહેતાના** પાક અને પવિત્ર આત્માઓ પોતાના જાત ભાઇઓના રાજદ્વારી હકકો ડુબતાં જોઇને શું દુઃખમાં ગરકાવ નહી થતાં હોય ?

મુંબઇના કોંગ્રેસીયન અમલથી પાયમાલ, બેકાર અને અપમાન પામનારાં પારસી ભાઇઓની હાડમારીથી–એ પારસી દાનવીર સર એફ. ઇ. દીનશાહનો પવિત્ર આત્મા અત્યારે સ્વર્ગમાં કંપી ઉઠતો નહિં હોય ?

કોંગ્રેસના પાયા રોપનારાં અને કોંગ્રેસને પાળીપોષીને જીવન આપનારાં એ પારસી હિન્દી સપુતોના અમર આત્માઓ આસમાનમાં અત્યારે કકળી ઉઠતાં નહિં હોય ?

## પારસીઓ ફરી ફસાઈ ન પડે !

મુંબઇ પ્રાંતિક રાજવહીવટથી ત્રાસી ગયેલાં, અને કંટાળી ગયેલાં, વિશ્વાસઘાતનો ભોગ બનેલાં પારસી ભાઇઓ શું આવતી કાલની કોંગ્રેસની કરામતની કોઇ ચળવળમાં હવે ફસાઇ પડશે ખરાં ?

**કોંગ્રેસના ગરજ મતલબી વચનોમાં હવે કોણ વિશ્વાસ રાખશે ? સંપુર્ણ સ્વરાજ્ય આવેથી સ્ટુપીડ હાઇહેસ્ટ કમાન્ડો કેવાંકેવાં કાયદાઓ અને ફતવાઓ કાઢીને, પાડાને વાંકે પખા-**

---

લીને સજાઓ નહિ કરે તેની કાંઈ ખાત્રી છે ? એમની જીભો ઉપર શાહીવાદને હાંકી કાઢવાની મથલાળ છે! જ્યારે એમના દીલોમાં તો, હીટલરો–મુસોલીનો બનવાની મુરાદોના મનોરથો ભરેલાં છે ! એ કારસ્થાનો હવે ખુલ્લાં પડી ગયાં છે !

## મારે તેની તલવાર !

કેટલાંક પ્રાંતોની સ્કુલો અને ધારા સભામાં "વંદેમાતરમનું" નેશનલ ગીત છતાં થોડાક મુસલીમોનો વીરોધ ઉભો થતાં એ શેગાવનાં સંતજીએ નમતું આપી દીધું ! અને "જો મુસ્લીમોની લાગણી દુખાતી હોય તો તે બંધ કરવું જોઇએ" એવું વદીને, મુસ્લીમોથી ગભરાઇને ગુપચુપ બનીને બંધ કરાવી દીધું. એજ દશા કોંગ્રેસના વાવટાની થઈ ગઇ !

ત્યારે બીજી બાજુ પર હીન્દના સમસ્ત પારસીઓનો સખત વિરોધ છતાં પ્રોહીબીશન ઠોકી બેસાડવામાં આવ્યો અને એના માટે જ્યારે, એ વધુમતીથી રાજાઓ બની બેઠેલાં ત્રણત્રણ બદામના હાઈકમાન્ડો અને તેના ગુલામી પ્રધાનો પાસે પારસીઓનું ડેપ્યુટેશન છુટકારો માંગવા ગયેલું ત્યારે એઓએ કેવા નફ્ફટ જવાબો આપેલાં હતાં ? દારૂબંધીમાંથી પારસીઓને બકાત રાખવાને માટે ગાંધીજીની પાસે પારસીઓ ગયેલાં ત્યારે એ શેગાંવના સંતજીએ કેવી ચાલાકી અને ચાલબાજીની વાતો કરીને પારસીઓને ઉડાવ્યાં હતાં ? એ હકીકતો શું પારસી બીરાદરો વિસરી જશે ?

એનો અર્થ એ કે મારે એની તલવારને ? મુસ્લીમોના ધાક અને ધમાલથી એઓ ડરીને નમતું આપે છે ને ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા.૧–૪–૦

# કોંગ્રેસને બદલે હિન્દુ મહાસભા!

સમય આવી ગયો છે કે હવે પારસીઓએ હિન્દુ મહાસભાની સાથે મળી જવાનું રહે છે! કારણકે કોંગ્રેસે તો પોતાનું વિક્રાળ યાને બીહામણું સ્વરૂપ દેખાડી દીધું છે! પારસીઓ અને હિન્દુઓ તો ૧૩૦૦ વરસથી હિન્દુ સભ્યતા અને સંકૃતિના (civilization ના) સમાન અને ભારોભાર ભાગીદારો બનેલાં છે!

અત્યારસુધી પારસીઓની ઉન્નતી અને આબાદી હિન્દુ રાજાઓએ અને પ્રજાઓએ કરી છે. અને આશા છે કે એઓ હિન્દુઓની ઉદારતા, પ્રમાણીકતા અને મમતાની ખરી કીંમત આંકી છે તેમ આંકશે! એને તેટલાં માટેજ એમને હિન્દુ મહાસભાની સાથે રહીને રાજકીય હકકો મેળવવાનો મોકકો મળેલો છે!

હિન્દુ જાતિની સાથે ૧૩૦૦ વરસના સંબંધમાં હળીમલી ગયેલી પારસી કોમ કબુલ કરશે કે હિન્દુ રજાઓએ તથા હિન્દુ પ્રજાએ પારસીઓને પોતાની પ્રિય અને મિત્ર પ્રજા તરીકે સાચવી છે! પ્રત્યેક જાતની સલામતી રાખી છે! પારસીઓના સર્વે ધાર્મીક–સામાજીક (social) અને ધંધાધાપાની સ્વતંત્રતાના હકકો માનપુર્વક સાચવેલાં છે.

અને અત્યારે હિન્દુ મહાસભા દરેક રીતે પારસીકોમની સલામતી–જોખમદારી લઈ શકે એમ છે! પરદેશી ઝનુની–ધર્મ ઝનુની જાતિની સહાયતા લેવાથી પસ્તાવું પડશે! જે ધર્મ-ઝનુની તલવાર અને હુમલાથી પારસીઓને ઇરાનથી એકાએક હિન્દમાં આવવું પડેલું, એવી તલવારથી ધર્મ ચલાવનારી–જાતીની સાથે પારસીઓ કઇ રીતે દોસ્તી કરી શકે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

તેમજ પવિત્ર આતશ અને પાક અગીયારીઓને નહી માંનનારાં સ્વરાજ્યને ખાતર અને નામે સર્વ ધર્મનો નાશ કરવા માંગનારાં નધર્મી–નગુણા રશીયનવાદી કોંગ્રેસ પ્લેટફોર્મને તો પારસીઓએ પોતાના પગોથી ઠોકર મારવી જોઇતી નથી ?

પારસીઓ ૧૩૦૦ વરસના હિન્દુઓના ભાઇચારાથી સમજી શકશે કે હિન્દુ ભાઈચારાવાલી હિન્દુ મહાસભાની સાથેજ ભળી જવાથી પારસી કોમની ખરી સલામતી સમાયલી છે ! પારસીઓના અને હિન્દુઓના રીતરીવાજ–ધર્મના રીવાજ એક બીજાને બહુ મળતાં અને હિદુઓની સાથે ઘણા નજદીક છે !

અને પારસીઓને બીન સ્વાર્થી સલાહ છે કે એમણે પોતાનું સંગઠન ( સંપ ) કરીને પુરતો વિચાર કરીને પોતાની સલામતી માટે સાવધાન બનીને પોતાના હક્કો અને સલામતી માટે હિન્દુ મહાસભાની સાથે હાથ મેળવીને રહેવાની જરૂર છે ! એમાંજ એમનો જય થશે–વિજય મળશે !!



## સ્વતંત્રતાની ઇજારદાર મહાસભાના મક્તેદારોને ખુલ્લી ચેલેન્જ !

મહાસભાના મદાન્ધ માન્ધાતાઓ અને અકાળે ઉદભવેલાં દેશભક્ત–અણુસીયાઓ પોતાને દેશભક્તિના મક્તેદારો ગણાવી રહેલાં છે ! દેશભકિતનો એકલો ઇજારો એ અણુસીયાઓએજ લીધો હોય એમ વારંવાર વાંકાવળી વળીને કાછડી પકડીને કરાંજે જાય છે !

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

ગાંધ્યાઇટ ગર્દભાસૂરોના કર્કશ અવાજો વારંવાર નિકળી પડે છે કે-"હિંદની સ્વતંત્રતાનો ઉકેલ એકલી કોંગ્રેસજ કરી શકે" એમને એક સીધો સવાલ એ છે કે એવો તામ્રપટ શું ૩૩ કરોડ હિંદીઓએ એમને લખી આપ્યો છે?

—પ્રજાનો વિશ્વાસઘાત કરનારાં એ મહાસભાવાદી મદારીઓને ખબર રહે કે હોદ્દા સ્વીકાર કરતી વખતે હળાહળ જુઠાંણાં ફેંકયાં હતાં અને કહી ચુકયાં હતા કે:-અમે બ્રીટનનું ૧૯૩૫ નું ઇંડીયા એકટનું બંધારણ તોડવા જઇએ છીએ! એવી મીઠી વાણીથી પ્રજાના મતો મેળવીને એઓ હોદ્દે ચોંટી બેઠાં! બંધારણ તોડવાને બદલે સત્તા હાથમાં લઇ પોતાના તુમાખી, ઘમંડી અને ભ્રમિત આચરણો પ્રજાની ઉપર કાયદા કરીને ઠોકવા બેસી ગયાં એ શું પ્રજાકીય દ્રોહ નથી?

તેંત્રીસ કરોડની વસતીનો ઉધ્ધાર અને ભાગ્યનો નિર્ણય ૩૦ લાખ અકલહિણો-ઘેટાંઓ અને મૂર્ખાઓના મતોથી ચુંટાયેલી સત્તાભિલાષી ટોલકીના હાથમાં કેમ હોઇ શકે?

મહાસભાના એ વિશ્વાસઘાતી આગેવાનો યાદ રાખે કે આજે તેઓ પ્રજાની ભોળપણનો લાભ લઇને-અફગાનીસ્થાનના અમાનુલ્લાની આવૃતિએ ચઢી જઇને, દિન ઉગ્યે ઘમંડી, તુંડી અને તુમાખી કાયદાઓ ત્વરિત ગતિએ પસાર કરાવે જાય છે! પ્રજાને ત્રાહ્ય પોકરાવી રહેલાં છે! પરંતુ—

—એમના એ તંત્રોની આવરદા આવતી કાલે પૂરી થવાનો મૃત્યુઘંટ વાગી ચૂકયો છે!!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧-૪-૦

## કોંગ્રેસ–હિન્દુ મહાસભા અને સનાતનીઓ!

મહાસભાવાદી મર્કટોએ, હિંદુ મહાસભાને બહિષ્કૃત કરી છે! સનાતનીઓ માટે "મુઠ્ઠીભર સનાતનીઓ" એવા મર્કટમંત્રો ભણાય છે! અને મહાસભાના મહાસાગરમાં વિરોધીઓને એઓ બિંદુ સમાન ગણે છે!

## પરંતુ એ બિંદુ હળાહળ વિષનું છે!

કોંગ્રેસના મહાસાગરમાં એ બિંદુ છે પણ એ હળાહળ વિષનું બિંદુ છે! કોંગ્રેસના રાજકિય ક્ષીરસાગરમાં એ બિંદુ ઝાલીમ વિષનું બિંદુ છે! કોંગ્રેસના દુધના તાવડામાં એ બિંદુ ઝેરી નાગનું વિષ બિંદુ છે! કોંગ્રેસના દુધપાકના જમણમાં એ બિંદુ ધંતુરાના ઝેરનું બીંદુ છે! મહાસભાના મહાસાગરમાં એ બીંદુ મણીધરના વિષનું બીંદુ છે! એ હળાહળ વિષ બિંદુના પ્રકોપે કોંગ્રેસને–રૂંવાડે રૂંવાડે ઝેર વ્યાપી જશે! અને એ રીતે કોંગ્રેસના જાતિ–દ્રોહતાના પાપકર્મોથી કોંગ્રેસનો અંત આવી જશે. કોંગ્રેસે એના પ્રાયશ્ચિત માટે–કર્મવિપાકને માટે–શુદ્ધ નિર્ભેળ રાજદ્વારી સંસ્થાનું સ્વરુપ ધારણ કરવું પડશે!

## કોંગ્રેસનું વિકાળ સ્વરૂપ!

૫૦ વરસ ઉપર કોંગ્રેસને મુઠીભર માનવીઓની ચળવળ તરીકે બ્રીટન હસતું હતું! ઠઠા કરતું હતું–એજ કોંગ્રેસે અત્યારે વીરાટ સ્વરૂપ ધારણ કર્યું છે! બ્રીટનને હંફાવે છે!

ભારતની ૧૯૦૫ ની રાજકિય ક્ષેત્રભુમિમાં, ભારતના દેશભકતોના દેહોનું "ખાતર" પુરાયું છે! લોકમાન્ય ટીલક, લાજપતરાય, રામભજદત ચોધરી, સ્વ. શ્રદધાનંદ, બીપીન-

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

ચંદ્રપાલ, સુરેદ્રનાથ બેનરજી, અજીતસીંઘ, રાસબીહારી ઘોષ, બેo સાવરકર, ભાઇ પરમાનંદ અને અરવીંદ ઘોષ જેવાં મહાન પુરૂષોના કષ્ટો, જેલજાત્રાઓ અને કાળાપાણીના વનવાસોના દુઃખો, એમના માંસ–હાડના "ખાત" અને એમના લોહીના-પાણીના સીંચનોથી–ભારતની રાજકિય ધરતી પર સ્વતંત્રતાના અંકુરો ફુટયાં છે ! આજે ૩૫ વરસે એ રાજકિય વૃક્ષપર સ્વતંત્રતાના ફળો ખીલી ઉઠયાં છે !

પરંતુ એ ફળોના એકલાં ભોકતાઓ, ગાંધીજીના પાળેલાં અનાધિકારી, પતિત, પાખંડી અને તકસાધુઓ–એ ફળોના એકલાં ભોકતા બનવા માંગે છે ! અને બીજાઓને માત્ર ગોઠલાં ને છોતરાં દઇ રહેલાં છે !

## ગાંધીજીનું વિકૃત વર્તન !

ગાંધીજીના વીસ વરસ પહેલાંના વર્તનો, વચનો અને વિશ્વાસો અત્યારે ધૃતરાષ્ટ્રની અંધમતીની જેમ એમના દુર્યોધનો અને દુશાસનોનાં કાવાદાવા અને કારસ્થાનોમાં પલટાઇ ગયાં છે ! ગાંધીજીનું વર્તન અત્યારે અહંમન્યતા અને હુંપદાઇમાં વિકૃત થઈ ગયું છે ! ગાંધીજીના સત્યના દાવા અત્યારે દફનાઈ ગયાં છે ! ગાંધીજી પ્રજાકિય સેવક, ગરીબોના બેલી, સત્યના પૂજારી અને દારિદ્ર નારાયણને બદલે અત્યારે પ્રજાના સમ્રાટ બનવા માંગે છે ! એમની વીચલીત બુદ્ધિએ, બુદ્ધિના બેકારો બેં બેં બેં કરે જાય છે !

ભારતને પરદેશી પરતંત્રતામાંથી મુકત કરવાનો શુધ્ધ હેતુ દફનાઈ ગયો છે–અને ગાંધીજીએ કોંગ્રેસને પુતળીના ખેલ સમાન બનાવીને, પોતાની અધુરી બુદ્ધિ અને ચક્રમ વિચારોને

---

ગતીમાં મૂકીને-કોંગ્રેસના શુદ્ધ રાજકિય ધ્યેય-હેતુઓની ઘોર ખોદી છે!

—એવી રીતે કોંગ્રેસનું વિકાળ સ્વરૂપ થઇ ગયું છે! કોંગ્રેસના રાજકિય ધ્યેયોમાં અત્યારે, અંત્યજ ઉદ્ધાર, છુટાછેડાં, પ્રોહીબીશન, સામાજીક સુધારા, કોમવાદ, વ્યકિતવાદ, મામા-ફઇના પાળવાના કાવાદાવા રૂપી અધર્મના ધાબાં પડી ગયાં છે! કોંગ્રેસના રાજકિય મનોરથોમાં અત્યારે ધર્મધ્વંસકતાના ધિંગાણા ઉદભવ્યાં છે! કોંગ્રેસ અત્યારે વધુમતિના મદમાં મતિ ભ્રષ્ટ બની ગઇ છે! સત્તાના નીશાના પેગથી મહાસભા પતન પામી છે! મહાસભાને કેટલાંક મદાન્ધોએ જકડી લીધી છે!

—કોંગ્રેસ અત્યારે કેટલાંક રાજદ્વારી સોનેરી ટોળીના સોદાગરોની મન્તા બની ગઇ છે! કોંગ્રેસ અત્યારે અજ્ઞાન, ભોળા ખેડુતો, દુધવાળાઓ, ઘાંચીઓ, મોચીઓ, દાણાવાળાઓ, ધોબીઓ, ઘાટીઓ,—એવાં સ્વતંત્રતાના સ્વપ્ના સેવનારાં નીરક્ષરો અને અંધ શ્રધ્ધાળુઓના મતો લઇને મગરૂબ બની ગઇ છે!

કોંગ્રેસ અત્યારે શ્રી મોહનદાસ ગાંધીની-સેવા વૃતીથી વિકૃત-થએલી સરમુખત્યારીની સન્તાની ખુમારીમાં-ખતમ થઈ ગઇ છે!

કોંગ્રેસ અત્યારે સન્તાના મદમાં મસ્ત બની ગઇ છે અને તેથીજ હવે-આવતી કાલે કોંગ્રેસનો અંત છે!

—હિંદુ મહાસભા અને સનાતનીઓને તથા પારસીઓને મુઠીભર કહીને મશ્કરી કરનારાં મહાસભાના કઢીદાનજીઓએ યાદ રાખવું કે ગઇ કાલની મુઠીભર માનવીઓની કોંગ્રેસ અત્યારે બ્રીટનને ધરૂજાવે છે-તેમ કોંગ્રેસને, હિંદુ મહાસભા-આવતી કાલે ધરૂજાવશે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા.૧-૪-૦

૧ મદાન્ધ ક્ષત્રીઓનો નાશ કરવાને માટે માત્ર એકજ, બ્રહ્મ-તપસ્વી–પરશુરામ બસ હતો!

૨ કૌરવોની અગણીત સેનાનું નીકંદન કઢાવનારો કૌરવકાળરૂપી –શ્રી કૃષ્ણચંદ્ર પણ એકજ હતો!

૩ કૌરવોના ચક્રવ્યુહના સાત કોઠાઓને તોડી પાડનારો પણ બાળ બહાદુર–અભિમન્યુ પણ એકજ હતો!

## તેવીજ રીતે અત્યારે—

૧ કોંગ્રેસીયન શીખંડી–ક્ષત્રીયોના નાશ માટે હિંદુસભા કે સનાતનીઓ-માંથી એકજ પરશુરામ આવતી કાલે નીકળી પડશે!

૨ કોંગ્રેસના કબુતરોને ફફડાવવાને, માટે માત્ર એકાદ શ્રી કૃષ્ણચંદ્રનો વંશજ બસ થઇ પડશે!

૩ અત્યારે યુધીષ્ઠીર અને પૃથ્વીરાજની ભુલોને આર્યોએ સુધારી છે, અત્યારના હિંદુઓ દગાફટકાના કાવત્રાંથી સાવધાન છે! એમને શિવાજીના જીવનમાંથી અણમૂલાં માર્ગ મલ્યાં છે!

૪ અત્યારે પંજાબી પ્રદેશમાં કોંગ્રેસીયન કૌરવોનો કાળસ્વરૂપ ભાઇ પરમાનંદ પોતાના તપ અને ત્યાગથી હિંદુ જાતિના બચાવને માટે કાતિલ કલમ ચલાવે છે!

૫ અત્યારે નાગપૂરના ડો. મુંજે જેવા હિંદુ જાતિ સંરક્ષકો પોતાના અસ્ત્ર–શસ્ત્રોથી હિન્દુ ધર્મ મીટાડું–કોંગ્રેસની મટ્ટી પલીત કરી રહેલાં છે!

૬ અત્યારે પંચવટીની પવિત્ર ધરતીની ભૃગુરની ભુમિનો ભારતમાર્તંડ સાવરકર, શિવાજી અને રામદાસનું ઉગ્રસ્વરૂપ ધારણ કરીને, કોંગ્રેસીયન ઔરંગઝેબનો પસીનો ઉતારી રહેલ છે!

---

૭ અત્યારે પૂનાની પૂણ્ય ભુમિના નરકેસરી બાલ ગંગાધર ટીલકના સતશિષ્ય–શ્રી કેલકર નૃસિંહરૂપે–હિંદુધર્મ સંરક્ષક શિવાજીની ઠેકડી કરનારા જવાહરની અવળચંડાઇને માટે માફી મંગાવે છે!

૮ અત્યારે મોહમયીના ઠાકુરદ્વારનો–આર્ય–આલમગીર–પોતાની અભેદ અગમ્ય–સંજયીદ્રષ્ટીથી કોંગ્રેસીયન કારસ્થાનીઓના કપટો જાણી લઇને–પોતાની કાતીલ કલમથી કોંગ્રેસની ઇંદ્રજાળ કાતરી રહેલ છે!

૯ અત્યારે કોંગ્રેસીયન કિલ્લાઓમાં બેસીને જમનાદાસ મહેતા, કરંડીકર આંબેડકર અને બીજાઓ રાજસભાગ્રહમાં–સત્ય અને અહિંસાના નામે થતાં દંભના બુરખાને ચીરી રહેલાં છે!

૧૦ અત્યારે પોતાના સામાજીક અને રાજદવારી હકકોની લૂંટની સામે પારસીઓ પોતાના ખરા ખમીરનો પરચો દેખાડે છે! જામે જમશેદ, રથેસ્તાર અને કોમસેવક જેવાં પત્રકારો કોંગ્રેસીયન લુંટારૂઓનો સામનો કરી રહેલાં છે!

૧૧ અત્યારે નરીમાનનું ગુમાઇ ગયેલું નૂર ફરી પ્રકટયું છે! અને કોંગ્રેસ મઠના મઠાધિપતીઓના ઢોંગના પડદા ચીરે જાય છે! અત્યારે ભાઈ ભરૂચાને કોંગ્રેસની ભ્રમજાળ સમજાઇ છે અને પોતાના જાતભાઇની વ્હારે ધાયા છે! સર કાવસજી, સર બેહરામજી અને પ્રો. દાવર પારસી કોમને માટે લડે છે.

૧૨ અત્યારે પારસીઓના પનોતા ધર્માચાર્ય, નવસારીના માનવંતા, દસ્તુરજી મહેરજી રાણા–મહારાણા પ્રતાપની જેવી પ્રતીભાથી–પારસી કોમના માટે યુધ્ધ ચલાવી રહેલાં છે!

૧૩ અત્યારે જૈન ધર્મની અશાતના કરનારાં અવળચંડીયા નામધારી જઇનોની મતીને સુધારવાને શ્રી રામ વિજયજી પોતાના તપ અને તેજથી નધર્મી કોંગ્રેસીયનોનો સામનો કરી રહેલાં છે!

---

**વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા.–૧-૪-૦**

૧૪ અત્યારે શિખો અને આર્યસમાજીસ્ટો પોતાના સેંકડો વર્ષોના ધાર્મીક હકકો તથા સ્વધર્મના સિધ્ધાંતો માટે કોંગ્રેસીયનો સામે મોરચા માંડી રહેલાં છે!

૧૫ અત્યારે સનાતનીઓએ સંગઠન કરીને "ભારત સંરક્ષક સંઘ" સ્થાપીને સેંકડો નહી પણ લાખો પત્રિકાઓ પ્રસિધ્ધ કરી પોતાનો પરચો દાખવી રહેલાં છે!

૧૬ અત્યારે નધર્મી કોંગ્રેસીયન ક્ષત્રિયોને–નક્ષત્રિય કરવાને પરશુરામની પવિત્ર ભુમિપરના પ્રાચિન ધર્મસ્થાનમાં શ્રી કૃષ્ણચંદ્રની ભક્તિ તથા વીરતાના પૂજકો અને પ્રચારકોના વારસોની અદ્‌ભુત વ્યક્તિઓ સનાતન ધર્મની રક્ષાને કાજે તન, મન, અને ધનને સમર્પણ કરી રહેલાં છે!

હજારો ભકતો જેના મુખદર્શન અને ચરણસ્પર્શથી કૃતાર્થ થાય છે એવી વિભુતિઓ આજે ભારતવર્ષની પ્રાચિન સંસ્કૃતિ અને ધાર્મિક જગતને ચરણે–પોતાની સેવા સમર્પી રહેલાં છે!

—કોંગ્રેસે પોતાનું રાજકિય દ્રષ્ટીબંદુ તજીને, માઝા મૂકીને પ્રજાના આદિ અનાદિ રીતરીવાજો અને ભારતવર્ષની પવિત્ર સંસ્કૃતિને રશિયન વૃતિએ નાશ કરવાનું કૃત્ય આદરેલું છે, ભારતની પ્રજા સાવધાન બની છે તેથી કરીને—

—યુગેયુગે ધર્મનો વિનાશ થતો જોઇને, સાધુઓની રક્ષાઓને કાજે અને દુષ્ટોના દુષ્કર્મોના વિનાશને અર્થે અનાદિ કાળથી જેમ બ્રાહ્મણોએ આચાર્ય રુપે અને ક્ષત્રીયોએ અવતાર રૂપે, ભારતની સેવા કરી છે! એવી રીતે નધર્મી ગાંધી યુગમાં ધર્મની રક્ષાને કાજે તથા ધર્મધ્વંસકોના દમનને માટે, અત્યારે ભીન્ન ભીન્ન પંથના આચાર્યો–કોંગ્રેસીયન કૌરવોના ધર્મ પ્રત્યેના, દુષ્કૃત્યોનો વિનાશ કરવાને કટીબધ્ધ થયેલાં છે!

---

—આ બધી પ્રવૃતિઓ બતાવે છે કે ભારતની વસુંધરા નરરત્નોને નીપજાવનારી સંજીવની ભૂમિ છે આ વસુંધરા વીરોની જનેતા છે ! આ વસુંધરા ધર્મ રક્ષકોની જનેતા-દુર્ગા સ્વરૂપે છે !

—આ ભારતી મૈયાના ભુગર્ભમાંથી રાણો પ્રતાપ પ્રકટશે ! આ ભારતી મઇયાના ભુગર્ભમાંથી શૂર શિવાજી આવશે ! આ ભારતી મઇયાની ભસ્મમાંથી ફરી શંકાચાર્ય અને દયાનંદ આવી પડશે !

—અમારા ઘરના દુશ્મનોના, અમારા ધર્મઘાતક હિંદુ દ્રોહીઓના દુર્ગોને તોડી ફોડીને એ કહેવાતા બની બેઠેલાં કોંગ્રેસીયન શિખંડી ક્ષત્રીયોને હતા ન હતા કરીને સ્વધર્મનું રક્ષણ કરશે જાતી અને સંસ્કૃતિના સંરક્ષણો કરશે !

☞ કોંગ્રેસના હાઇકમાન્ડોએ રાજકિય માઝા-મૂકી છે અને સ્વરાજયની આમદાનીની ઘેલછામાં અને વધુમતિની ધુનમાં બીન કોંગ્રેસવાદીઓને પજવવા માંડયાં છે એ કૃત્યથી હાથ ઉઠાવી લઇને 'કોંગ્રેસને નીર્મળ-શુધ્ધ-કાંચન જેવી રાજકિય સંસ્થા તરિકે સુધારી નાંખે એમાંજ દેશનું હિત સમાયું છે !



વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૩૬૭-કીં. રૂા. ૧-૪-૦

# ઉપસંહાર !

—હુઈદરાબાદ સત્યાગ્રહના વિજયોત્સવની વિજયાદશમીના વિજયી દિવસે પરશુરામની પવિત્ર ભુમી પટ્ટપરની અને રઘુ-વંશી–કુલદીપક શ્રીરામ અને લક્ષ્મણ તથા જગતમાતા શ્રી સીતાદેવીના ચર્ણસ્પર્શથી પવિત્ર થયેલી પંચવટી સમીપના ભૃગુરગ્રામના–બ્રહ્મતપસ્વી તથા વિરાટ હિન્દુ મહાસભાના રાષ્ટ્રપતિ **શ્રી વિનાયક સાવરકરના** વિશેચિત્ત વચનો અને વેધક વિચારોમાં મુગ્ધ બનીને–હૃદય મંથન કરીને આ લેખ લખવાની પ્રેરણાં થઈ આવી !

—હિન્દુ જાતિ તારણુ અને ચેતનહાર સન્યાસી સ્વામી દયાનંદ સરસ્વતી–સ્થાપિત મુંબઇના આદી–વેદમંદિર–આર્ય સમાજમાં ઉજવાયેલાં એ ઐતિહાસીક વિજયોત્સવી–વિજયા દશમીના પ્રેરણાત્મક પર્વે આ લેખ લખવાની ઉત્કંઠા થઇ આવી !

—કોંગ્રેસ પતનની અને કોંગ્રેસીયન કલંકોની આ લઘુ તવારીખ, કળકળતી આંતરડીયે આલેખાઇ છે ! હિન્દુ જાતિ મીટણહારી–મહાસભાના પ્રાંતિક સ્વરાજય શાસકોની હિન્દુત્વ ધ્વંસક નીતિને ઉકળતે હૃદયે આમાં આળેખી છે !

—સ્ત્રી જાતિના ધર્મ અને શીલ તથા સંયમના સાટામાં સત્તાધારી બનનારાં શીખંડીઓના અધાર્મિક તાંડવોએ રુધિર તપવાથી–એમની કર્મકથાઓ આ કલમે કથાઇ છે !

—સ્વતંત્રતાનો લાલચે અને લોભે, નારી જાતિની નિમર્ળ-તાને કલંક લગાડનારાં કુભાંડીઓના કલંકીત કૃત્યોથી આ કલમ ઉંચકાઇ છે !

—સ્વાધિનતાને નામે નરજાતિને નરપીશાચોનો દશાએ

---

પહોંચાડનારી સદાચાર, સંયમ અને ધર્મનીતિથી વંઠાડનારી કોંગ્રેસીયન કુનીતિએ આ પ્રકાશન પ્રકટાવ્યું છે!

—હિન્દુ જાતિને, ધર્મને, સંસ્કૃતિને દફનાવનારાં સર્વ ધર્મદ્રોહી દેશભકતો નહિ પરંતુ દંભીઓ અને "દેશભક્ષકો"ની ભયંકર વૃતિને અંગે આ પ્રકાશન કરવાને કલમને કારમી કરાઇ છે!

## ભવ્ય વિભુતિઓની પ્રેરણા છે!

—જન્મતાની સાથેજ દયાનંદના આર્યત્વના અણમૂલાં આદેશો ગળથુથીમાં ઉતરેલાં છે!

—વિદ્યાર્થી અવસ્થામાં પિતામહ પાસેથી વીર–વીરાંગનાઓની કથાઓ અંતઃકરણમાં ઉતરેલી છે!

—યુવાવસ્થાએ પિતાની અદભુત આદર્શ આર્ય ધર્મ ભકિત તથા દેશભિકતની ભાવના પ્રાપ્તિ છે!

—જનેતા પાસેથી પ્રાપ્તેલાં સહજાનંદની સભ્યતા અને શીલતા તથા સંયમના પવિત્ર આદેશો આ લખતી વખતે લેખીનીમાં પ્રેરાયાં છે!

—જૈનધર્મના સત્વ તથા તત્વને જગતભરમાં દિગ્વિજયી કરનારાં શ્રી વિજયધર્મ સુરીશ્વરના ૧૬ વર્ષની ઉમ્મરે મળેલાં "સાન દેનારાં" વીરબોધક વચનો અને ઉપદેશો આ લખતાં કલમમાં સ્ફુરી ઉઠે છે!

—હિન્દુ જાતિની રક્ષા અને ચેતનાને માટે હળાહળ વિષ પીનારાં શ્રી શંકરાચાર્ય અને સ્વામી દયાનંદના દિગ્વિજયોની જવાળા અત્યારે લેખીનીચે ભડકે છે!

---

—નાસ્તિકોમાં ભગવદ્દભકિત પ્રકટાવનારાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીની ભક્તિમાર્ગ પથિકાએ-પરમાત્મા પ્રત્યેની ભક્તિ જેવી દેશભકિત લેખિનીમાં ઉતરી છે!

—ધર્મવીર લેખરામ અને શ્રધ્ધાનંદનાં-આર્યત્વની અડગતાં માટેના કરપીણ ખુનોનાં દ્રષ્યો આ લખતી વખતે કલમમાં કમકમ્યાં છે!

—ગુરુમિત્ર કવીશ્રી મહારાણીશંકરની દેશભકતી તથા સ્વાતંત્ર્યતાની ધગશ આ લખતી વખતે હૃદયમાં ધબકી રહેલી છે!

"ત્યાં મારવા રીબાવવા એ કંસ "કરઝન ની" થયો,
"લઇ લાલ-બાલ-ગોપાળને સુરેન્દ્ર કૃષ્ણ થયો ખડો"
—એ કડી સદાયે ગુંજી રહે છે!

—પંજાબ નરકેસરી લજપતરાય, મહાત્મા મુનશીરામ (શ્રધ્ધાનંદ) ભાઇ પરમાનંદ, રામભજદત્ત ચોધરી, તેમજ હિન્દુ સંસ્કૃતિ મુકુટમણી બાલ ગંગાધર તિલક અને મહારાષ્ટ્રના ભવ્ય ભોગદેનારાં અગણિત રાષ્ટ્ર વિરોના, તેવીજ રીતે, બંગાળના સુરેન્દ્ર, અરવિંદ વીગેરેના બિનશરતી દેશભક્તિના ભોગોની ભક્તિ,

—અને દેશને માટે ફ્રાન્સના દરિયામાં પડતું મુકનારા, સદાયે જન્મટીપ ભોગવનારાં, શિવાજી અને રામદાસના મિશ્રણ યુક્ત મનોરથી પુરૂષ શ્રી વિનાયક સાવરકરની ભોગ શક્તિ આ કલમે ઓતપ્રોત થયેલી છે!

ધડકતાં હૃદયે અને ઉછળતાં રૂધિરે લખતાં લખતાં ઇન્ડીપેનની સુકાયેલી કલમને આંખનાં અશ્રુઓથી ભીંજવી-ભીંજવીને શરદ પુર્ણીમાની મધ્યરાત્રીએ કોંગ્રેસીયન કલંકોના પ્રકાશનનું છેલ્લું પ્રકરણ આ ઉપસંહારથી પુર્ણ કર્યું છે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯-કીં. રૂ. ૧-૪-૦

## પ્રકાશનો નિષ્કામ વૃત્તિથી છે!

—દેશ દ્રોહ કરીને, પ્રાયશ્ચિત કરવાને માટે નહિં પરંતુ પેટભરવાને તથા સત્તા જમાવવાને અણુશીયાની જેમ ઉભરાઇ ગયેલાં દેશભકતો કે દેશભકતાઓ–નહિં–પરંતુ ગાંધી ભકતો ને ગાંધી ભકતાઓના–દિલમાં આ પ્રકાશનથી ધડાકા થશે એમના હૈયાઓમાં ભડકા ભડકશે !

—એમના મુખાર્વીંદો ગાંધી–નીરો પીધાં જેવાં થશે! એમની ચક્ષુઓ ઘુરકશે! એમના હોઠો ફફડશે! એની આ કલમને લગારે પરવા નથી.

—લાંચો લેવાની કે હોદ્દો નહિં મળવાની હતાશે, યાતો માન અકરામ કે ઇલ્કાબ મેળવવાની હોંશથી કહેવાતી દેશ તારણ–કોંગ્રેસની વિરૂદ્ધ આ પ્રકાશન નથી, પરંતુ દેશના બની બેઠેલાં સરમુખ્યારોની સેતાનીયત વિરૂદ્ધ આ પ્રકાશન છે!

—રાજસ્થાની પ્રજાના ઉધ્ધારના ઓઠાં પાછળ, દંભ અને ભાટાઇ કરીને કે જાસાઓ પોકારીને, રાજકોટ, ધ્રાંગધ્રા કે અન્ય રાજાઓની લાંચો કે બક્ષીસોથી ખીસ્સાં તર કરવાની તમન્ના જેવી નીચ ને પાપીવૃતિથી આ પ્રકાશનનો "જન્મ" નથી!

—૭૫૦ વરસથી પરદેશી ગુલામીમાંથી મુકત થઇને ગામઠી ગુલામીમાં અને અંધશ્રધ્ધામાં અટવાતી ગાડરીયાં ગુજરાતી પ્રજાને ચેતવવાની નિષ્કામવૃતિથી આવાં પ્રકાશન થાય છે! પૈસા પેદા કરવા માટે નહીં! કે કીર્તી માટે પણ નહીં!

## પતનની પરાકાષ્ટ !!

—હિન્દુ રાષ્ટ્રના ગૌરવ અને ટેકને માટે, મહારાણા પ્રતાપે દીલ્હી તરફ દ્રષ્ટી પણ કરેલી નહિં, જ્યારે અત્યારે મહાસભાના

માનભંગીયા–માનસંગો દીલ્હીશ્વરની દેવડીએ–સ્વરાજ્યની ભિખો માંગવાને ટાંટીયા ઘસી રહેલાં છે! વાઈસરોયના આમંત્રણ માટે ડોળાં ફાડી રહેલાં છે!

—ધન્ય રાણા પ્રતાપના એક બારોટને કે પ્રતાપે ભેટ આપેલી પાઘડીને માથેથી ઉતારીને દીલ્હીશ્વરને નમન કરેલું જ્યારે અત્યારે સામ્રાજ્ય મીટાવવાની શેખી કરનારાંઓ સમ્રાટના પ્રતિનિધિના પગથીયાંના ચુંબનો કરી રહેલાં છે, પોતાના બોડકાં માથાઓ નમાવે જાય છે!!

—ખડધન અને કોદરી ખાઈને, હિંદુત્વની ટેક, નેમ અને નાક રાખનારાં મહારાણા પ્રતાપે મલેચ્છ–દીલ્હીશ્વરને મસ્તક પણ નમાવેલું નહોતું ત્યારે અત્યારે મહાસભાના મોવડીઓ હિન્દુત્વને હણાવવાની હલામણ સાથે મહમદઅલી ઝીણાની મસ્કાબાજી કરીને સ્વરાજ્ય લેવાં અવગતિયાં કરી રહેલાં છે!

—હિન્દુત્વ તથા સતિત્વને ખાતર સીસોદીયા રાણી પદમણી અને અસંખ્ય રાજરમણીઓ, જૌહરની જ્વાળામાં ભસ્મીભૂત થઇ ગયેલી હતી ત્યારે અત્યારે હિન્દુ નારીઓના સ્વરાજ્યને કારણે શીલ–સંયમો સ્વઇચ્છાએ લુંટાઈ રહેલાં છે!

—જે સિધ્ધાંતને અંગે જસમાં અને રાણકદેવીઓ સતી થઈ ગયેલી તે સિધ્ધાંતોની સત્યાનાશીએ અત્યારે સ્વરાજીસ્ટ સતીઓ સ્વરાજ્ય અપાવવા નિકલી પડી છે!

અને અત્યારે—

—સ્વરાજ્યની વિરહ વેદનામાં ઝુરી મરતી–સ્વરાજ્યવીહોણી ઓશીયાળીઓ, પતિભક્તી–કુટુંબવ્યવસ્થા તથા ઈશ્વરભક્તિને બદલે–સ્વરાજ્યભકિત માટે–મોહન મહંતમાં મુગ્ધ બનનારી –સૌભાગ્યવંતીઓ છતાં–વિધવા વેષ ધારણ કરનારી સાધુડીઓ,

---

છૈયાં છોકરાં વેતાં મુકીને –સ્વરાજ્ય લાવવાને ભટકાં મારે છે! વલખાં મારે છે! અવગતીયાં કરે છે!

આવાં આવાં અનેક પ્રકારના પાખંડો અને પતનોની પરાકાષ્ઠાઓથી–કમ કમીને–આવાં પ્રકાશન કરવા પરમાત્માએ પ્રેરણાં કરી છે! સ્વરાજ્યના દંભના બુરખા ધરાવનારાંઓના દંભોના ઘટ્ટસ્ફોટન કર્યાં છે!

## ભય નથી–લાલચ નથી!

જાતિને જીવંત અને અમર રાખવાને માટે, પાયમાલ થનારી જાતિના વારસને! બાળપણથી પરદેશી વસ્ત્રોથી કદીએ અપવિત્ર નહિં થનારી કાયાને! ૧૫૦ વરસથી ભારતને કહેવાતી ગુલામીમા સંડોવનારી–બ્રીટનની વસ્તુઓનો–વેંપલો ક્ષત્રિયવટે સદાને માટે બંધ કરનારને—

—દેશ ભકિતના ડોળઘાલું, વચન ફોકીયાં ખાદીધારીઓ, ઉપનગર કે નગર સમીતીઓના હોદાધારી "કોઠી જેવાં" કોઠારીઓ અને કાર્યકર્તાઓ હોવાં છતાં બ્રીટીશમાલ વેચનારાં દેશઘાતક–દેશ દ્રોહીઓથી, તેમજ સ્વતંત્રતાની ડીંગ મારનારાં મહાસભાવાદી પત્રોના મુખ પૃષ્ઠોપર, લેંકેંશાયરની મલમલની જાહેરાત છાપનારાં કોંગ્રેસીયન કુલાંગાર વર્તમાન પત્રોથી–પણ વધુ ક્ષત્રિયવટ વાળી ટેક રાખનારને—

—સામાજીક, બહિષ્કારની કે વાઘ વરૂ જેવો હિંસક કે નિંદકની ઉપમાનો ડર નથી! ભય નથી! ધ્યેયને ઢીલો કરનારી એક પણ લાલચ નથી!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯ કીં. રૂા.૧–૪–૦

—શેરીના શ્વાનો (કુતરાઓ) અને સીમના શિયાળીયાંઓ તો સદાયે સાંજ–સવાર ભુંકે જાય છે !

—સિંહો તો સમાન શત્રુઓ અને શિકારો શોધીને તરાપો મારે છે! ગર્જે છે! અને દુશ્મનોના ગાત્રો તથા ગાભોને ત્રાડથી ગલીત કરે છે!

—ભવાયા તો ભુંગળ લઈને સદાયે ભુંકે છે! રણધીરોની રણભેરી તો સમર–સંગ્રામે જ રૂધિરને તપાવે છે! દુશ્મનોના મોતીયાં છુટાવે છે!

—કામી–ક્રોધી અને હિન્દુ જાતી દ્રોહી તથા ઈતિહાસીક નરોદવેષી–ગાંધી–નહેરૂની–આત્મકથાઓ, અને એ કથનારાઓને માટે શીખંડીઓથી તાળીઓ ટીપાય છે! તો આતો હિન્દુત્વને ચેતન આપનારી, સ્વજાતિને ચેતાવનારી આત્મ જવાળા છે! આત્માશ્લાઘા કે આત્મપ્રશંસા નથી! હૃદયની ભડકતી જવાળા છે–નિડર વાણી છે!

આવી રીતે આશ્વીનની કોજાગરી રાત્રીએ કોંગ્રેસીયન ઘુવડોના પડળ ચક્ષુઓ ઉઘાડનારાં "કોંગ્રેસ પતન" નો પ્રથમ ભાગ પૂર્ણ થાય છે!

—આર્ય કવિ પોપટલાલ શર્માના વીરોને ચમકાવનારાં, રકતને તપાવનારાં, રૂધીરને વેગવાન કરાવનારાં, વીરોચિત વાકયોમાં શબ્દપરીવર્તન કરીને કેટલીક કડીયો લખીને વિરમું છું:—

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૩૬૭–કીં. રૂા. ૧-૪-૦

## હરિગીત છંદ !

કર્તવ્યના સ્વીકારમાં ભીતિ કદી ધરવી નહિ,
પાપી તણા સહવાસમાં નીતિ કદી તજવી નહિં !
નિંદા કરે "ગાંધીજનો" તેથી કદી ડરવું નહિં,
ધારેલ સત્ય વિચારથી પાછું કદી ફરવું નહિં !

× × ×

આ હિંદનું હિત બોલનારાં હિંદુઓ બાકી નથી,
ને આપના અભિમાનમાં પાછું ફરી જોતાં નથી !
નૃપ અંધ સમ-ગાંધી-તણા ઉપદેશને હા હા કરે,
અવિચારથી હિંદ દેશને દુઃખ અગ્નિમાં સ્વાહા કરે !

× × ×

અપમાનથી જન ગાંધીઓ ના ભીરુતા કરવી નહિ,
ઉદ્દેશ સિદ્ધ કર્યાં વિના શાંતિ કદી ધરવી નહિ !
ધિક્કાર છે એ ધર્મધ્વંસક નૃપઅંધને ધિક્કાર છે,
એ માનવી તો ભવ્ય ભારત ભારતીનો કાળ છે !

× × ×

હો નાથ જગદાધાર ગૌરવ હિંદનું ગર્જાવજે,
દેશભક્તિની પ્રભા—આ હિંદમાં પ્રકટાવજે !
સાચાં મનસ્વી ધર્મ-ધારક ધર્મવીર જગાવજે,
આ ભવ્ય હિંદુ રાષ્ટ્રને જયમાળ રમ્ય વરાવજે !

---

# હિંદુ રાષ્ટ્ર જાગી જા!

નિંદ્રીત હિંદુરાષ્ટ્ર ત્વરિત જાગૃત થા! સુષુપ્તા તજી દે! આળસ ઉડાવી દે! તને જગાડવાને ગઉતમે રાજ્ય ત્યાગ કરેલાં, મહાવીરે કાનમાં લોખંડી ખીલા ખાધેલાં, શંકરે હળાહળ ઝેર પીધાં હતાં, તને ચેતવવાને દયાનંદે વિષ પચાવેલાં, તારા સુધારને માટે શ્રી વલ્લભે અને શ્રી સહજાનંદે અથાગ પરિશ્રમો ઉઠાવેલાં

અને અત્યારે પણ

તને ત્હારા પૂર્વજોનું ભાન દેવાને, ભારતીય ભડવીરો ભયઘંટ વગાડી રહેલાં છે! આર્ય સન્યાસીઓ તારા અસ્તીત્વને માટે અતુલ શ્રમ લઈ રહેલાં છે! ગુરૂ ગોવીંદસીંઘના સીંહ વારસો તારા બચાવને માટે કટીબદ્ધ થયાં છે! વલ્લભ કુલના પનોતા વંશજો ત્હારા અસ્તીત્વને મીટાડનારાંઓની સ્હામે તન, મન અને ધનનો ભોગ દઈ રહેલાં છે! શિવાજીના મહારાષ્ટ્રીય વીર વારસો તને જીવંત રાખવાને ઝણઝણી ઉઠયાં છે! સૌરાષ્ટ્રના ક્ષત્રીઓએ અત્યારે માથાં ઉંચા કરેલાં છે!

દેશભકિતના માર્ગ ભૂલુંઓને વિરાટ હિન્દુ મહાસભા સત્ય માર્ગો સમજાવી રહેલ છે!

**જો** —નજર નાંખ ત્યાં તારા દુશ્મનોના દુર્ગોમાં અત્યારે દાવાનળ સળગ્યો છે!!



# સ્ટોપ પ્રેસ!

## કોમીવાદી મુસ્લીમ લીગને કોંગ્રેસનું નમન!

## ગાંધી–જવાહરની બેશરમાઇનો નમુનો!

સંપૂર્ણ સ્વતંત્રતા કે સંસ્થાનિક સ્વરાજ્યની સત્તા મેળવવાને માટે અત્યારે નકટી–કોંગ્રેસના માલેકો મુસ્લીમ લીગની સાથે ભાગીદારી કરવા કેમ નિકળી પડયાં છે?

> ''મુસ્લીમ લીગ તથા હિન્દુ મહાસભા Communal
> ''કોમીવાદી–સંસ્થાઓ છે માટે કોંગ્રેસના સભાસદોએ, એ
> ''બન્ને સંસ્થાનો બહિષ્કાર કરવાનો છે!

એવું સનેપાતીયું પ્રવચન કરનારી કોંગ્રેસ અત્યારે મુસ્લીમલીગનું ચુંબન કેમ કરે છે વારૂં?

મીંયા મહમદઅલી ઝીણાની ઝીણવટને અને હઠને કેમ નમતું આપે છે?

## નુરે ઇસ્લામને ચરણે સંત!!

રાજકોટના કિસ્સામાં વોઇસરોયની દરમ્યાનગીરીથી પુલાઇ જઇને, "સંતને ચરણે સામ્રાજ્ય" એવું ભુંકનારાં ગાંધી–ભાટો અને ભવાયાઓ અત્યારે "નુરે ઇસ્લામને ચરણે સંત" એવું વાક્ય લખવાનું કેમ વિસરી જાય છે? ગાંધી ઘેલાઓના અંધ ચક્ષુઓ–ગાંધીજીના આવા નિર્માલ્ય વર્તનોથી હજુ પણ શું નહિ ઉઘડે? જે સંત–મહંત પોતાના ત્રાગાં અને ઉપવાસથી સામ્રાજ્યને ડોલાવવાનો ડોળ કરે છે એજ સંત અત્યારે મીંયા

---

વધુ માટે વાંચો ''સ્વરાજ્યનું પતન'' પેજ ૩૭૬–કીં. રૂ.૧-૪-૦

મહમદઅલી ઝીણાના–પગ ચુંબન કેમ કરે જાય છે! કયાં ગયાં એમનાં તપ, આત્મબળ અને જાદુગરી?

—સભ્ય અને ખાનદાન સંસ્કૃતિયુક્ત અંગ્રેજી શાસનની પરાધિનતાને ઉખેડી નાંખવાને, બબરચીદ્વારા સ્વાગત કરાવનારા નુરે ઇસ્લામનું શરણ–એ શું સંતનું પતન નથી? સત્તાની શોધમાં શાંત અને સભ્ય સંસ્કૃતિની પરાધિનતાને બદલે ઝનુની સંસ્કૃતિને પનારે પડનારાં મહાસભાના પિતાઓનું એ પગલું પાગલતાં ભરેલું નથી?

## નુરે ઇસ્લામના નુરમાં સંતનું નુર ગ્રસીત થાય છે!

—આત્મબળો અને મનોબળોની શેખાઇ કરનારાઓના ગુરૂ–ગાંધી–જવાહરના નુર, તેજ અને તપોબળ મીંયા ઝીણાના ગ્રહણથી કેમ ગ્રસીત થઈ જાય છે? મહાતમા મોહનદાસની આફ્રીકન મેલી વિદ્યા તથા જાદુ વિદ્યાનું જોર અને ઇલમ નુરે ઇસ્લામના તેજમાં કેમ ભસ્મીત થઇ જાય છે? મી૦ ઝીણાને બંગલે જઇને એ સંત ભિખ માંગી રહેલ છે એ શું સંતની સંતતાઇનું પતન નથી?

## પતનની પરાકાષ્ટા!!

ગાંધી જવાહરના નિર્માલ્ય મનોબળો, સત્તાની પ્રાપ્તીમાં કેટલાં પતન પામેલાં છે કે જયારે મી૦ ઝીણા એમની મોટરમાં બેસવાની પણ અઇકયતા કરવાને માંગતો નથી ત્યારે મહાસભાના ભાટો, ભવાયા અને ચારણોથી ભુંકાયેલી ભારતવર્ષની ભવ્ય વિભુતિઓ–બ્રીટનના પંજામાંથી–મુકતી મેળવવાની શેખી કરનારાં માનવીઓ એ ગાંધી–જવાહરો–મીંયા મહમદઅલી ઝીણાની ધાક

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

અને દમામને જીલબ્બે કરીને પોતાની મોટર રખડતી રાખીને મીંયા સાહેબની મોટરમાં બેસવાને લલચાઈ પડે છે! મહાત્માઓ અને પેગમ્બરો કે શીવાજીની નિન્દા કરનારાં જવાહરોના આવા નિર્માલ્ય વર્તનો હિંદનો ઉધ્ધાર કઇ રીતે કરશે? હિંદને બ્રીટનના અધિકારમાંથી મુકત કરાવીને–વંદે માતરમ્‌નું ગીત–બંધ કરાવનારાં–મુસ્લીમ ધાક અને દમામના આધિપત્યની ઝુંસરીમાં ધકેલવાનો આ શું પ્રથમ શ્રાસ નથી?

## જયારે હિંદુ મહાસભા!

કે જે ૨૫ કરોડ હિંદુઓનો અવાજ કરનારી સંસ્થા છે તેને પડતી મુકીને–કોંગ્રેસે પોતાની કાયરતા અને કૂપણુતા પુરવાર કરી છે! હિંદુ મહાસભા તથા લીગને સાંપ્રદાયિક–કોમીવાદી–સંસ્થાઓ ગણવા પછી મુસ્લીમ લીગનીજ ખુશામત કેમ કરાય છે? અને હિંદુ મહાસભાનો સહકાર કે સહાયતા પણ કેમ વિસારી દેવાય છે? ગાંધી–જવાહર જવાબ દેશે કે? એઓની બેશરમાઇનો આ નમુનો નથી?

૭૫૦ વરસોથી હિંદુઓ નમતું આપે ગયાં છે અને કહેવાતી હિંદી–નેશનલ કોંગ્રેસ–છેલ્લા ૨૦ વરસથી નમતું આપે ગઇ છે. છતાં હજુ મહાસભાને અક્કલ આવી નથી! અને હિંદુ મહાસભાને અક્કલ આવી છે તેની અક્કલે કોંગ્રેસે ચાલવું નથી એમ સદાની લટકતી તલવાર હિંદુ જાતિ ઉપર કોંગ્રેસ રાખી રહેલ છે જેનું ભયંકર અને વિપરીત પરીણામ આવશે એ વાત કોંગ્રેસ નોંધી રાખે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

# મી૦ ઝીણાને સહસ્ત્ર ધન્યવાદ !

મી૦ મહમદઅલી ઝીણાને એનાં સિદધાંત માટેની મક્કમતા અને દ્રઢતાને માટે ૧૦૦૦ વાર ધન્યવાદ આપ્યા વગર ચાલે એમ છે?

એમના રાજકિય સિદધાંતોમાં મઝહબી ફાંસાં અને ફાંદા અમને લાગે વળગે છે ત્યાં સુધી અવહેવારૂ છે! તે જરાએ મંજુર નથી!

—એમના અગાઉના ૧૪ રત્નો તો–"વીલ્સની રત્નો છે" પાછળથી બીજા વધેલાં ૭ રત્નો સાતડે સાત જેવા નથી? આ બધું કાંઇ અંધારામાં નથી! પાકીસ્તાનની કરામત તો દેશને ઘાતક છે!

પણ એ મુસ્લીમ આગેવાન મહાસભાના મીઠુંઓની મધલાળમાં ફસાઇ પડતો નથી એજ મોટી મુબારકબાદી છે!

જો મી૦ ઝીણા રાજકિય પુરૂષ મટીને મઝહબી બન્યો હોય તો તેમાં ૧૦૦ ટકા દોષ તો કોંગ્રેસવાળાઓનોજ છે! એવા એક હીમતે મર્દની વારંવારની મશ્કરી, ઠેકડી, વિચિત્ર ભાષાના હેડીંગો કરીને છેડતી કરવાનું કોંગ્રેસીયન પેટભરૂ છાપાવાળાઓએ જે કૃત્ય કરેલું–એનું આ વિકાળ પરિણામ આવ્યું છે! એના વિષમ ફળ અત્યારે દેશને ભોગવવાં પડે છે!

સત્ય અને અહિંસાની ડીંગ મારાનારઓના અસત્ય, તૂચ્છ અને હિંસાયુકત વાકબાણોથી શું હિન્દમાં સંપને બદલે કુસંપ ફેલાયો નથી?

—આ હિન્દુ લેખક પોતાની જાતિ અને સંસ્કૃતિને માટે જે બચાવ કરે છે એમાં જેમ ઇશ્વરી સંકેત છે તેવીજ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

રીતે મી૦ ઝીણા પોતાની જાતિ અને સંસ્કૃતિ માટે જે મહેનત ઉઠાવે છે! તે પણ ઈશ્વરી સંકેત છે!

—પરંતુ જો નધર્મી કોંગ્રેસ મુસ્લીમ હક્કો–હિન્દુઓના ભોગે સ્વીકારીને–સુલેહ કરે તો એ મુસ્લીમોને હરામ હોવું જોઇએ! કોંગ્રેસના પ્લેટફોર્મ ઉપર એવી સુલેહ નામંજુર હોવી જોઇએ! રાજકીય સંસ્થાએ દેશની સ્વતંત્રતા સિવાયના ધાર્મિક ફાંદાઓ બંધ કરવાં જોઇએ–તટસ્થ રહેવું જોઇએ!

—કોંગ્રેસીયન મદારીઓ અને જાદુગરોની જાળમાં મી૦ ઝીંણા ફસાતા નથી એટલાં પુરતી એમને શાબાસી ઘટે છે! જ્યારે અમારાં નિર્બળ મનોબલી હિન્દુઓ–"હશેબા હશેબા" કરીને કોંગ્રેસની જાળમાં વારંવાર ફસાઇ પડી–ધર્મહિન બનતાં જાય છે! હિન્દુઓના હજારો વરસોના હક્કો ડુબાડીને મુસ્લીમોને પંપાળે છે એ શું એમની નાલાયકી નથી? તો પછી ખુદ કોંગ્રેસ પોતેજ હિન્દમાં કોમીવાદ–વીફરાવવાનું નિમિત્ત બનતી નથી?

## એકતાનો એકજ માર્ગ!

મોંમાં થુંકીને કે એઠું પાણી પાઇને હિન્દુઓને વટલાવવાનો જમાનો હવે કયાં છે? અત્યારે તો હિન્દુઓ બીજાને વટલાવે એવાં બન્યાં છે!

સૌથી સરળ માર્ગ તો એ છે કે અત્યારે મુસ્લીમો અને હિન્દુઓ છેલાં ૫૦ વરસથી જે સ્થિતિમાં, જે સંખ્યામાં પોતાનાં સર્વે પ્રકારના હક્કો, રીતરિવાજો ભોગવી રહેલાં છે તે તેઓ મુંગે મોઢે પાળે જાય! નવા હક્કો મંગાય નહિ! જુનાં બંધ કરાવાય નહિ! હળીમળીને રહે! ૨૫–૩૦ વરસ પહેલાં એવીજ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

રીતો હતી. મસીદની પાસેજ મંદીરો હોય છે છતાં હુલ્લડો થયાં કદી સાંભળ્યાં છે?

નવ કરોડ મુસ્લીમો સ્વર્ગ મેળવવાને પોતાની રૂએ ઇશ્વર ભકિત કરે જાય! અને હિન્દુઓ પોતાની રૂએ કરે જાય! એવી સહન શકિત રાખવાનું શિક્ષણ દેવા માટે ખાસ મીશનો કાર્ય કરે!

કોઇ મુસ્લીમને શુદ્ધ કરીને હિન્દુ બનાવવાની જરૂર નથી! હિન્દુ થવું હોય તો સગાંવહાલાંની રજા ચીઠ્ઠી લાવે તેવીજ રીતે હિન્દુએ મુસ્લીમ થવું હોયતો તેણે પણ રજા ચીઠ્ઠી રજુ કરવી પડે! **स्वधर्मे निधनम्श्रेयः** એ મુજબ પોતે જે જાતિમાં ઇશ્વરી સંકેતથી જન્મયા છે એ ઇશ્વરી ફરમાનનો ભંગ ન કરવાની પ્રતિજ્ઞા લેય તેજ એકતાનો એકજ માર્ગ છે!

—હિન્દમાં શાંત રીતે પોતાના ધર્મમાં ચુસ્ત રહેનારી અને પારકા ધર્મમાં હાથ નહિં ઘાલનારી માત્ર બે કોમ છે એક પારસી કોમ અને બીજી દાઉદી વોરા કોમ છે એમનું અનુકરણ અન્ય કોમોએ કરવા શિવાય હિન્દમાં શાન્તિ થશે નહિં.

કોંગ્રેસના રાજકીય પ્લેટફોર્મ ઉપર હિન્દુ મુસ્લીમ પારસી વિગેરે એ "હિન્દીઓ" તરીકે ભેગાં થવાની જરૂર છે! કોમીવાદી તરીકે નહિં!

---

## મહાસભાના મહંતો જવાબ દેશે ?

—મુસ્લીમ લીગની ખુશામત અને સ્વરાજ્યની ભીખ માંગનારાં ભારત વર્ષના એ–અભાગ્ય વિધાતાઓએ, ભારતની પરાધીનતાના મૂળ સડાંઓ અને કારણોને શોધીને કાંઈ ઉપાય આદર્યાં છે ?

## "કુટુંબ કલહ છે એમાં બ્રીટનને શું ?"

આવું વદનારાઓએ, કોંગ્રેસની કારોબારીમાં ક્ષમા અને સહનશીલતા રાખી છે ? એ કુટુંબીઓને અભયદાન દીધાં છે ? ગાંધી ચોકો, બોઝ ચોકો, રોય ચોકો, કીસાન ચોકો એમ ચાર ચોકા કયાંથી થયાં ? અરે ચાર ચોકાવાળા તો સંપીલા બનીને પોતાનું દ્રઢ જુથ બ્રીટનને પુરવાર તો કરે ?

—વાતવાતમાં ક્રોધ અને ક્રૂરતા કરનારાં એ હાઇકમાન્ડોએ રાજતંત્રમાં જરાપણ સહિષ્ણુતા રાખી છે ? ધારાસભાના કુટું-બીઓ પ્રત્યે કંઇ મમતા રાખી છે ?

—નરીમાન, ખરે, બોઝ જેવાં દેશભકતોને કોડીના કરી નાંખનારાઓએ હિન્દમાં સંપ વધાર્યો કે કુસંપ ?

—જે કારણોથી ભારત પરાધીન પામ્યો છે તે કારણોનો નાશ શું મહાસભાએ કર્યો છે ?

—લાંચો રૂશ્વતો લઇને હિન્દીઓએ પોતાના અંગત ઝેરવેરના બદલા માટે પરદેશીઓને પેંધાડયા છે એવાં બીજનો નાશ મહાસભાએ કર્યો છે ?

—મહાસભાવાદી પ્રધાનોએ ૨૭ મહીનામાં લાંચો રૂશ્વતો ખાધી નથી ? ના કહેવાની હિંમત હોય તો એમના હિસાબો દેખાડશે ?

---

—પ્રજાને ભોળવીને દંભના ફડાકા મારીને માન–અકામ માનપત્રો અને વાહવાહ પોકરાવવાની લાંચો ખાધી નથી ?

—ચાર આનાના સભાસદ નહિ એવાં બંધારણ વિરુદ્ધના માનવીને સરમુખત્યાર બનાવી દેવાય એ શું કુટુંબ કળા છે ? અને બોઝને ઉખેડીને રાજેન્દ્રને મુકુટ પહેરાવાય એ પણ કુટુંબ પ્રેમ હશે કાં ?

—એ ગાંધીજીએ "સંત–મહાત્મા–વિરાટ વિભુતિ, ઈ. ઈ. નાં વિશેષણોરુપી લાંચ રુશ્વતો લીધી નથી ?

—પોતાના ખુશામતીયાં તકસાધુ ખવાસોને એમણે એ લાંચોના બદલામાં પંત પ્રધાનો, ગૃહસચિવો અને રેવન્યુ પ્રધાનોના હોદ્દાઓ આપ્યાં નથી ?

—શિખંડીઓથી વખણાએલાં અને સ્વયંબની બેઠેલાં સવાઈ હીટલર વલ્લભદાએ–"સરદારના ઇલકાબ"ની રુશ્વત લીધી નથી ? એના બદલામાં એમના હજુરીઆઓને એણે ઉંચા ઓધા અપાવ્યા નથી ?

—હિન્દની સ્વતંત્ર ભૂમિને જર–જમીન–જોરૂઓની–લાલચે અને મમતાએ, પરદેશી ઝુંસરીમાં ધકેલનારાં દેશ દ્રોહીઓ ૭૫૦ વરસોથી હિંદમાં પેદાં થયાં છે !—એવાંજ દેશ દ્રોહીઓ અત્યારે પોતાના સ્વાર્થ સાધવાને ખીસ્સાં ભરવાને, સત્તા લેવાને મહાસભામાં ઘુસી ગયાં નથી ?

એઓ અત્યારે પોતાની એકહથ્થુ સત્તાના જોમને માટે પોતાના ચેલકાંઓને જર–જમીન અને જોરુઓનાં પ્રલોભનો અને લાંચો દેતાં નથી ?

આવી આવી અનેક ચાલાકીઓ, સત્ય ને અહિંસાના દંભોના બુરખા પાછળ ચાલી રહેલી છે તેને માટે મહાસભાના મહંતો જવાબ શું આપે છે ?

**કુટુંબ કલહ મીટાવવાનાં શું આ લક્ષણો છે ?**

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

# ભાઈભાઈને ઠગનારાં અને આર્થિક શોષણ કરનારાં હિન્દીઓ!

આપણે બ્રીટનના આર્થિક શોષણને માટે બળાપો કરીએ છીએ. બ્રીટનના દંભને માટે ઉત્પાતો મચાવીએ છીએ! બ્રીટનને વિશ્વાસઘાતી કહીએ છીએ! પણ ખુદ આપણા હિન્દુઓજ પોતાના ભાઇભાઇને લુંટી રહેલાં છે! વિશ્વાસઘાત કરીને આર્થિક શોષણ કરી રહેલાં છે એતો આપણે વિસરી જઇએ છીએ!

—જે દેશની કાપડની મીલો તથા કાપડીયાઓ, પરદેશી કાપડને સ્વદેશીમાં ઘુસાડી વેચતાં હોય! ટુંકા માપના ધોતીયાં અને તાકાઓને પુરા માપમાં વેચતાં હોય! નુકશાનીવાળા કાપડને અણી શુધ્ધમાં વેચતાં હોય! અને-એમ છતાં એઓ મહાસભાવાદી બની બેઠાં હોય!

—જે દેશના કણીયાં અને મોદીઓ, ઓછાં માપોની પાલીઓ, તથા ત્રાજવાના કાટલાં પોલાં રાખતાં હોય! શુધ્ધ ઘીમાં વેજીટેબલ મેળવતાં હોય! ખંડવાના ઘઊંમાં હલકા ઘઊં મેળવતાં હોય! ઘઊંના લોટમાં જુવારનો લોટ મેળવતાં હોય! પાંચ શેર આપીને પાંચ રતલ ઉધારતાં હોય!—એમ છતાં એઓ ગાંધીજીની જે જે બોલાવતા હોય!

—જે દેશના કાગળના વેપારીઓ, ઓછા વજનના રીમો પુરાં વજનમાં વેચતાં હોય! ૧૦૦ અડધા રીમોના પેકેટો મોકલીને આખા ૧૦૦ રીમની કીંમત લેતા હોય ને ૨૦ રીમની ગાંસડીઓ મોકલીને ૨૪ રીમનો ચાર્જ કરતાં હોય! એના બદલામાં પ્રેસના મેનેજર કે ગોડાઉન કીપરને લાંચો દઇને

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

પ્રેસના માલેકોને ઠગી–ઠગાવીને ભીખારી દશાએ પહોંચાડતાં હોય!–તેમ છતાં એઓ કોંગ્રેસીયનોનો ફાંકો રાખતાં હોય!

—જે દેશના શરાફો ખેડુતોને ૧૦૦ રૂપીઆ આપીને ૨૦૦ નું ખાતું પડાવી લેતાં હોય! રૂા. ૫૦૦ નો માલ ૨૦૦ માં હજમ કરતાં હોય!

૪૦૦૦ ધીરીને ૫૦૦૦૦ નું શેગાંવ હસ્તગત કરતાં હોય! તેમ છતાં એઓ દેશની ઉદ્ધારક ટોળીના જમણા હાથ હોય!

—જે દેશની પ્રજા રક્ષક હિન્દી પોલીસો, મફત ચા, મફત દાતણ, મફત શાકભાજી, મફત ફળફુલ–ફેરીયાંઓ પાસેથી પડાવતાં હોય પોતાને લાંચ નહિં દેનારાં ફેરીયાઓને પોલીસ ચોકીમાં ઘસડી જઈને દંડો કરાવતાં હોય!–એમ છતાં એઓ "લાડકવાયા ગણાતા હોય!"

—જે દેશના દુધવાળાઓ શ્રી રામનું રટણ કરવા છતાં દુધમાં પાણી ભેળવતાં હોય! ભેંસના દુધમાં પાણી તથા જરા હળદર ભેળવીને "ગઉકા દુધ"માં વેચતાં હોય! દુધ ભરવાના માપીઆ ઓછા માપના રાખતા હોય!—એમ છતાં એઓ મહાસભાના મતદારો હોય!

—જે દેશની કાગળની સ્વદેશી મીલોની માલેકી ૯૦ ટકા અંગ્રેજોની હોય! જે મીલો ઇંગ્લાંડથી કાગળો મંગાવીને "સ્વદેશી સ્પેસીયલ ગ્રેડ" તરીકે વેચતી હોય! તેમ છતાં કોંગ્રેસીયન ઘેટાંઓ એને પ્રોટેકશન અપાવતાં હોય! એમ પુરેપુરાં પરદેશી કાગળોને સ્વદેશી તરીકે વાપરવાનું મુર્ખા હિન્દીઓ અભિમાન ધરાવતાં હોય!—એમ છતાં એઓ હાથ–ખાદીના બણગા પુંકતાં હોય!

---

—જે દેશના લોજવાળાઓ–શેળભેળ ખોરાકો ખવરાવતાં હોય, પોપૈયા–આંબલી અને ગોળના મિશ્રણ કરીને કેરીના રસ તરીકે "રસરોટલી" ખવરાવતાં હોય! ચણાની દાળને બદલે લાંગની દાળ વાપરતાં હોય–એમ છતાં એઓ આઝાદી દીનની સભામાં ભાગ લેતાં હોય!

—જે દેશના ડોકટરો મીક્ષ્ચરોમાં એકવાપ્યોરાનું પ્રમાણ વધુ નાંખતા હોય! દર્દીઓને પરમેનન્ટ લીસ્ટ પર રાખી મુકતાં હોય! લાગવગથી પાસ થઇ ગયા હોય ને મગજ કામ ન કરે તો ઉલટાં દર્દીને દબડાવતાં હોય! પછી મોટા ડોકટરોને બોલાવીને દર્દીના પ્રાણ અને પૈસા પુરાં કરાવતાં હોય—તેમ છતાં એઓ પ્રજા ઉદ્ધારક કોંગ્રેસના નેતાઓ હોય!

—જે દેશના વકીલો અસીલોને કઠોડે ચડાવીને કોર્ટમાં લડાવતાં હોય! જીતશો, જીતશોથી થાબડીને પછી છેલ્લી ઘડીએ પાણીમાં બેસી જતાં હોય! પરસ્ત્રીઓને ફીટાડનારાં વંઠેલા અસીલોના બચાવો કરતાં હોય ને ભોળી સ્ત્રીને કોર્ટના પીંજરામાં વિચિત્ર પ્રશ્નો પૂછી મુંઝવતાં હોય–એમ છતાં એઓ હિન્દી પ્રજાની ઉદ્ધારક કોંગ્રેસના થાંભલામાં ગણાતા હોય!

—જે દેશના ખદ્દરધારીઓ અઢારે કલાક પરદેશી સીગારેટના બંધાણીયો હોય! જેઓ કરોડો રુપીયા રેડીયોદ્વારા–જકાત, લાઇસન્સના લુંટાવવાના નીમીત્ત હોય–તેમ છતાં તેઓ બ્રીટનના આર્થીક શોષણના વાંક કાઢનારાં મહાસભાવાદીઓ હોય!

—જે દેશના કેપીટાલીસ્ટો–સટોરીયાઓ પોતાના પૈસાના બળથી સીંડીકેટો ઉભી કરીને ખાદ્ય વસ્તુઓના ભાવો બેસાડી દઇને ખેડુતોના પાકો સસ્તામાં પડાવી લેતાં હોય અને ખેડુતોનું એવી રીતે આર્થિક શોષણ કરી રહેલાં હોય–એમ છતાં એઓ બધાં કોંગ્રેસીયન થાંભલાં હોય!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂ.૧-૪-૦

—જે દેશના સ્કુલ માસ્તરો શાળામાં ભણતી યુવાન કન્યાઓને તથા મીસ્ટ્રેસોને ફસાવતાં હોય! ગુમ કરી દેતાં હોય! ગાંધર્વ સંબંધ રાખતાં હોય! અને દિકરી તુલ્ય શિષ્યાને જાતેજ પરણી બેસતાં હોય! સ્કુલોમાં હડતાળો પડાવવાને છોકરાંઓને વંઠાડતાં હોય—એમ છતાં એઓ સત્ય ને અહિંસાની કોંગ્રેસના સઇનિકો ગણાંતા હોય!

—જે ખાદીધારી પાડોશીઓ, પડોશણોને ફસાવતાં હોય! બ્હેન બ્હેન કહીને પડોશીના ઘરમાં પેશ નિકળ કરતાં હોય! લાગ આવેથી પડોશણને દરદાગીના સાથે ભગાડી દેતાં હોય—એમ છતાં એઓ મહાત્માજીના ભકતોમાં ગણાતા હોય ને પ્રોહીબીશનના ફીરસ્તા બનીને સારી આવક કરતાં હોય!

—જે દેશના ધનવાન ખદ્દરધારીઓ, પોતાના નિર્ધન સગાં ભાઈ બ્હેનોની નિર્ધનતા માટે લાગણી શૂન્ય હોય! એમની સામું પણ જોતાં ન હોય! પોતે મોટી મોટરમાં કોંગ્રેસના વાવટા ચડાવીને ઉડતાં હોય! એમના ભાઈ બ્હેનો માણ માણ પુરૂં કરતાં હોય પણ તેમને આર્થીક સહાય કરતાં ન હોય–એમ છતાં એઓ વિશ્વપ્રેમી મહાત્માના ભકતો બનીને થેલીઓ ગાંધીજીને સમર્પતાં હોય!

—જે દેશની શેઠાણીઓ, રૂા. ૧૫ ની ખોલીમાં રહેનારી પોતાની સગ્ગી બ્હેનોની હાડમારીની ભીડો ભાંગતી ન હોય! આર્થિક મદદો દેતી ન હોય! પણ બીજી બાજુપર વિધ વિધ સંસ્થાઓની પેટ્રનો બનીને કીર્તિના ઢોલો ટીપાવતી હોય! અને–એમ છતાં એણીઓ દયાળુ બનીને સંત ગાંધીજીને ચરણે થેલીઓ દેતી હોય!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧–૪–૦

—જે દેશના લોકો સ્વાર્થ સાધવાને આપસમાં મિત્રો બનતાં હોય! ઉગતાં સૂર્યની જેમ-ધનાઢય મિત્રોનેજ વંદન કરનારાં હોય! મિત્રો ગરિબ બનતાં મ્હોં મરડાતાં હોય! મિત્રોની પીડ ભાંગનારા ન હોય! –એમ છતાં એઓ સ્વરાજ્યની કોઠીઓમાં વૈષ્ણવ જન બનીને-"પીડપરાઈ જાણેજીના"–તડાકા મારતાં હોય!

—જે દેશના ખાદીધારી સટોડીયાં-દલાલો સટ્ટા બજારોમાં પુરતી દલાલી લેતાં છતાં ઘરાકોના લે વેચના સોદામાંથી ઉપરના ગાળા હજમ કરતાં હોય ને વિશ્વાસુ ગ્રાહકોને ઠગીને–આર્થિક શોષણ-કરતાં હોય-એમ છતાં એઓ બ્રીટનનું આર્થીક શોષણ મીટાવનારી કોંગ્રેસના ભકતો ગણાતા હોય!

—જે દેશના નોકરો ધણીની શુભ નિષ્ઠાથી ઉન્નતીયે પહોંચ્યાં હોય! શેઠનો પગાર ખાધે જતાં હોય! તેમ છતાં પાછલે દરવાજેથી માલ વેચી ખાતાં હોય! ચોરે ચૌટે જઈને શેઠની સદાયે નિંદા કરતાં હોય! અને-એમ છતાં એઓ સત્યના શિરોમણિ-સંતના ભકતો હોવાનો દંભ સેવતાં હોય!

—જે દેશના છાપાવાળાં, ઘરાકો વધારવાને, જેને ગાડે બેસે તેનાં ગીતો લલકારતાં હોય! પોતાના ખીસ્સાં તર કરવાની પોલીસી ગ્રહણ કરતાં હોય! બ્રીટનની વિરુધ્ધના ઢોલ ટીપતાં છતાં બ્રીટીશ માલની જાહેરાતો ખીચોખીચ છાપતાં હોય-એમ છતાં બ્રીટનને હાંકી કાઢવાનો દાવો ધરાવતાં હોય! ને કોંગ્રેસના કાંધીઆઓ હોય!

—જે દેશના મ્યુનિસિપાલ ઉમેદવારો મત લેતી વખતે મતદારોના માંખણ લેતાં હોય! મતદારોના પગથીયાં ચુંબતા હોય! ચુંટણી થઈ ગયાં પછી-"હું તમને ઓળખતો નથી"

---

એવું વદતાં હોય! ગુલામી પ્રાંતિક સરકારના ફતવાઓ જીલબ્બે કરીને ઝીલતાં હોય–એમ છતાં એઓ પોતાને પ્રજાના તારણહારો ગણાવતાં હોય!

☛ આવી નિર્લજ્જતા, ક્રૂર છેતરપીંડીઓ તથા ગરિબ હિન્દીઓના આર્થિક શોષણો કરનારી પ્રજા! વિશ્વાસઘાતી પ્રજા! ગરીબોને લુંટનારી પ્રજા! છેતરનારી પ્રજા–માત્ર સ્વાર્થ સાધવામાં મસ્ત બનેલી પ્રજાઃ—

—કોંગ્રેસના સરઘસોમાં, કોંગ્રેસની સભાઓમાં, કોંગ્રેસની શેસનોમાં, કોંગ્રેસના ઉત્સવોમાં ભલેને ટોળાંને ટોળાંની સંખ્યામાં પતંગીયાઓની જેમ ઉભરાય એથી કાંઈ દેશ સ્વતંત્ર થવાનો નથી! એ તો દંભના તમાશગીરો છે!

—એવી પ્રજા હડતાળો પાડે! ગાંધીના ઉપવાસનો શોક પાળે! પ્રભાતફેરીયો કાઢે! આઝાદી દીન ઉજવે કે ગાંધીજયંતિ સપ્તાહો ઉજવે! તેથી કાંઈ આ દેશ સ્વરાજ્ય ભોગવવાને લાયક બની ગયો નથી!

એમ હડતાળો પાડીને આગલા બારણાં બંધ કરીને, પાછલે બારણે વેપારો ચલાવે! બ્રીટીશ ગુડઝ બોયકોટની પ્રતિજ્ઞા કરવાના–આગલા દીવસે આખું વરસ ચાલે એટલાં માલના ઓરડરો માટે ઇન્ડેન્ટો ઉપર સહી કરી નાંખે! અને થુંકેલું ચાટીને પાછા એઓ બ્રીટીશ ગુડઝ ખાદીની કફની પહરીને વેચવા બેસી જાય!

—આમ પ્રજાના એમ "ખીસ્સા કાતરમ્" કરનારી–"વંદે માતરમ્" પોકારનારી પ્રજાના ટોળાંથી ભલેને કોંગ્રેસના સરઘસો ઉભરાઇ જાય! દેશદ્રોહક વૃતિવાળી હિન્દી પ્રજા ભલે ખાદીધારી બને–ભલે "મા શભા–મા શભા"ના લવારા કરે! ભલે ગાંધી

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૯–કીં. રૂા. ૧-૪-૦

જવાહરની "જે જે" બોલાવે અને એવાંજ દેશદ્રોહીઓના ટોળાંઓથી ભલે કોંગ્રેસની સભાઓ સદાયે ઉભરાતી રહે! **તેથી કાંઇ દેશનો વિજય નથી! પણ પતન છે! દેશને ગર્તામાં ગબડાવનારાં એ બધાં દુશ્મનોનાં ટોળાં છે!**

## ઘેંટાના ટોળાંઓ તો તમાશા જોવા તૈયારજ છે!

—જુહુપરના શાહીવાદી વિમાનોના ખેલો જોવાને હજારો ગાડરીયાં ખદ્દરધારીઓજ હોય છે! શહેનશાહની સીલવર જુબીલી જોવા જનારાં લાખો મનુષ્યો મહાસભાવાદીઓજ હોય છે! રંડીઓના નૃત્યો અને દેશને ભીખારી બનાવનારાં સીનેમાની ફીલમો જોનારાં પણ ગાંધીવાદી ગાડરીયાં સ્ત્રી પુરૂષો હજારોની સંખ્યામાં હોય છે!

—એવી બીન સિદ્ધાંતવાદી Unprinciple Brute જેવી પતન પામેલી, પતીત હિન્દી પ્રજાથી ખદબદેલી કોંગ્રેસના સરઘસોમાં હજારોની સંખ્યામાં લોકો તમાશા જોવાને ઉભરાઇ જાય તેથી કાંઇ આ હિન્દનો ઉધ્ધાર કોઇ રીતે થઇ શકે એમ નથી! એવાં ગાડરીયાં ઘેટાંઓના ટોળાંના સરઘસો માત્રથી મહા સભાવાદીઓએ ફુલાઇ જવાનું નથી! એથી વધુ સંખ્યા તો કુંભના મેળમાં કયાં નથી થતી?

## દેશભક્તિનું શિક્ષણ કયાં છે?

ભારતની ભાવી પ્રજાની સરજત ઘડતી આધુનિક શાળાઓમાં બાળકોને દેશ ભકત બનવાનું શિક્ષણ કયાં છે?—**"દેશ મારો પ્રાણ છે,–દેશી મારો આત્મા છે!—આ હિન્દ મારી કાયા છે!** એવું શિક્ષણ આપવાની કોંગ્રેસને કાંઇ પરવા પડી છે?

---

વધુ માટે વાંચો **"સ્વરાજ્યનું પતન"** પેજ ૩૭૬ કીં. રૂા.–૧-૪-૦

ઉપર બતાવેલી દેશદ્રોહી–બદીઓ અને ભાઇ ભાઇને ઠગવાની દુષ્ટતાને દફનાવવાનું શિક્ષણ આપવા–અપાવવાની કોંગ્રેસે પરવા રાખી છે?

## કોંગ્રેસનું કુંભાડી શિક્ષણ જુઓ!

—ચળવળોમાં અને ભાષણોમાં ગાંધી–વલ્લભદાઓએ લોકોને કેવું ટયુશન આપ્યું છે તે જુવો!

> "સરકાર સેતાની છે, રુષી મુનિઓ સેતાન હતાં, સનાતનીઓ સેતાની છે! બ્રાહ્મણ ભંગીછે! રાજપુતો બંધાણી છે! મંદીરો કુટણખાનાં છે! દુર્વાસા છો! ઘાઘરા પહેરો! ચુડીઓ પહેરો! પારસીને કીડા પડો! બાપનું બારમું કરો! કેમ બર્કમજીઓ? વચમાં પડશો તો મૂવા સમજજો! ગર્ભ ઉપાડો છો ને ખાદી કેમ ભારે પડે છે? મુંબઇ ગટરનું પાણી પીએ છે! શાસ્ત્રો બાળો!"

પ્રજાને આવી તો અનેક હલકટ ભાષા એ સંતોએ શીખવી છે.

—ચળવળમાં ગધેડાઓની ઉપર પાટીયા ટાંગીને–લોકોને ગધેડાં કહેનારાઓની વિરુદ્ધ રાજકોટમાં ગાંધી વલ્લભના નામો સાથે ૭ ગધેડાં પ્રકટયાં!

—પ્રીન્સ ઓફ વેલ્સની સામે કાળા વાવટા ઉડાવવાનું શીખવનારાં ગાંધી વલ્લભને હવે કાળા વાવટાથી વધાવાય છે!

—મજુરોને ફીટાડનારાઓની સામે અત્યારે મજૂરો સામા પડયાં છે!

—માસ્તરોની વિરૂધ્ધ નિશાળીયાઓને અસભ્યતા ને હલકટતા શીખવનારાં વલ્લભદાની સામે ગુજરાત કોલેજમાં હલકટ આવકાર મળે છે!

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૩૭૬–કીં રૂા. ૧-૪-૦

—સ્ત્રીઓ તથા કન્યાઓને દેશસેવીકાઓ બનાવીને વંઠાડનારાં કોંગ્રેસના આગેવાનોની સગીઓ તથા સગીઓની કન્યાઓ વંઠતી ચાલી છે!

—સ્વતંત્ર ઉમેદવારોને ત્યાં ફાતડાઓની જેમ છાજીયાં લેવડાવનારાંઓની સામે અત્યારે છાજીયાં લેવાય છે.

—વિરોધીઓની ઠાઠડીઓ કઢાવનારાં અને પુતળાં બળાવનારાંની અત્યારે ઠાઠડીઓ ને પુતળાં બળાય છે!

આવા આવા પાપો કરાવનારાંઓને અત્યારે તેના બદલાં મળતાં જાય છે! એમ એમના હાથના કર્યાં એમનેજ હઇયે વાગી રહેલાં છે.

**આવાં ટયુશનો એ શું સ્વરાજય મેળવવાનાં લક્ષણ છે?**

## હિન્દુત્વ નાશક શિક્ષણ!

હિન્દુત્વ હણાવનારી, વિષારી વર્ધા યોજનાના પાઠ્ય પુસ્તકોમાં હિન્દુત્વનો નાશ કરનારી વર્ણશંકર ભાષાના વિચીત્ર પાઠય પુસ્તકો ચાલુ કરાયા છે! હિન્દુઓના પવિત્ર પૂર્વજોની કીર્તિને ભ્રષ્ટ કરાવાય છે,

—રાણી સીતા માતાને બદલે **बेगम सीता** (બેગમ સીતા) શ્રી રામચંદ્રજીને બદલે **मींया राम** (મીંયા રામ) મહર્ષી વાલ્મીકીને બદલે **मौलवी वाल्मिकी** (મોલવી વાલ્મિકી) અને મહારાજા દશરથને બદલે **बादशाह दशरथ** (બાદશાહ દશરથ) આવા ભ્રષ્ટ વિશેષણોથી હિન્દુઓની પવિત્ર, પૂજ્ય અને અવતારી વિભુતિઓની કીર્તિને કલંકીત બનાવાય છે! લાખો વરસોનો આર્ય ભાષાનો હિન્દુઓનો હક્ક ડુબાડાય છે! સંસ્કૃત ભાષાને ભ્રષ્ટ

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂ.૧-૪-૦

કરાય છે! આવી નીચ વૃતિએ મુસ્લીમોને વગર માગ્યે ખુશ કરીને શું સ્વરાજ્ય લેવું છે?

—કોંગ્રેસની દુષ્ટ મતિનો આ નીચ નમૂનો નથી? કોઈ પણ હિન્દુ-આર્ય કુલોત્પન્ન આવી ભ્રષ્ટ કોંગ્રેસનો ભક્ત હવે રહી શકે?

—કોંગ્રેસના દમીયલ વાંસડા રાજેન્દ્ર પ્રસાદના પટણામાં પાઠય પુસ્તકોના "રાજેન્દ્ર પ્રાયમર"માં આવાં વાકયો હિન્દુ બાળકોને શિખવાય છે!

શરમ—નીચતા અને હિન્દુ જાતિને મીટાવનારાંઓ દેશને મુકત કરવાનું સત્ય શિક્ષણ દેવાને બદલે, બાળકોને દેશભકતો બનાવવાને બદલે, આવી હલકી કોટીના શિક્ષણો આપે તો એઓ દેશના તારણહારો છે કે હિન્દુ જાતિને દોઝકમાં ડુબાડનારાં હિન્દુ દ્રોહી બારવાઓ કે ચાંચીઆઓ છે?

## મહાસભાનો "વાદ."

મહાસભાએ હિન્દને સુખી કયાં કરવું છે? એમને તો "પોતાનો વાદ" ચલાવવો હોય ત્યાં અમે ઉપર બતાવેલાં સુત્રો દેશીઓને કયાંથી શીખવે?

—દેશમાં લાખો મનુષ્યો ભુખે મરે છે એને માટે કોંગ્રેસે કાંઇ પ્રબંધ કર્યો છે?

—લાખો માણસોને એકજ ટંક ખાવાનું માત્ર મળે છે તેને માટે એ કોંગ્રેસે કાંઇ વ્યવસ્થા કરી છે?

—લાખો ખેડુતોને ખેતરમાં રોપવાને માટે બીયાં મળતાં નથી એને માટે એ લખોપતી કોંગ્રેસીયનોએ કાંઇ કર્યું છે?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા. ૧-૪-૦

—ખેડુતોના ખેતરોને પાણી માટે બોરીંગોની જરૂર છે એને માટે એઓએ કાંઇ ચીંતા રાખી છે?

—હિન્દના મનુષ્યોને પરદેશી ચીજોની આયાતથી થતી દેશની ખાનાખરાબી અને હાલહવાલનાં ખ્યાલો અને ઉપદેશો આપીને સ્વદેશી ચીજો વાપરવાની પ્રતિજ્ઞાઓ લેવરાવી છે?

—કોંગ્રેસની તાળીઓ પીટનારાં પરદેશી ચીજોનાં વેપારીઓને દેશનાં કરોડો રૂપીઆ પરદેશ મોકલવાનું નિમિત્ત થતાં કયારે અટકાવાશે?

## એમની ચીંતા તો—

—કોંગ્રેસ શેસનોમાં ગાંધીજીને હિમાલયે ચઢાવવાની છે!

—ગાંધીજીને માટે બકરાની વ્યવસ્થા કરવાની હોય છે!

—ગાંધીજીને માટે સ્પેસીયલ ઝુંપડી બનાવવાની હોય છે!

—ગાંધીજીના મસ્તક ઉપર કોંગ્રેસ મુકુટ ચડાવવાની હોય છે!

—ગાંધીજીનો કોરોનેશન દરબાર ભરવાનો ભેદ હોય છે!

—પરંતુ ફૈઝપુર, હરીપુરા કે ત્રિપુરીની આજુબાજુનાં લાખો ગરીબ, કંગાળ, અન્નવસ્ત્રહિન ખેડુતોને અને વસતીને જોઇને એ દેશદંભી દેશભકતોના હૃદયો કદી દ્રવ્યાં છે?

કરોડોના ફંડોનાં ફનાફાતીયા કરેલાં છે અને હજુ દરવરસે એઓ તો લાખોના આંધણો છેલ્લાં ૧૦ વરસથી કોંગ્રેસની શેસનો માટે હજમ કરી દેય છે એટલી અનગળ રકમમાંથી તો ટાઢે થરથરતી પ્રજાને ચરખા અને વણાટની વ્યવસ્થાથી વસ્ત્રભેગાં કર્યાં હોત! ધાન ભેગાં કરી દીધા હોત! કંગાલીયત મટાડી હોત!

**પણ એમને એ કયાં કરવું છે? એમને તો પોતાનો વાદ ચલાવી પોતાને રાજાઓ બનવું છે!**

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા. ૧-૪-૦

કેોંગ્રેસ ઉત્સવોમાં, કાઠી રાજાઓને તથા ગાયકવાડીને વટાવે એવાં કરવેરાં નંખાય છે! હોટલવેરો, હજામતવેરો, મીઠાઇની દુકાનવેરો, પ્રદર્શનવેરો, દુકાન વેરો, એવાં કરવેરાં ભર્યાં વગર જો એમના કોંગ્રેસ નગરમાં કાંઇ કોઇ વેચે તો એમને હાંકી કઢાય છે! અને આ બધાં કરવેરાં તે પણ સ્વરાજ્ય પ્રાપ્તિના મેળામાં? તો પછી સ્વરાજ્ય મળશે ત્યારે તેની સાચવણીને માટે તો શું યે નહિ થાય?

—જગતગુરૂ બનવાના ચાળા કરનારાં ગાંધીજી, વિશ્વ પ્રેમની અને સત્ય–દયા તથા અહિંસાની વાતો વદનારાં નિર્બળ મનોબળી મોહનદાસ ગાંધીજી કોંગ્રેસના એ નિર્બળ ધર્મેન્દ્ર-સિંહજી પોતાના વલ્લભ વિરાવાળાઓના વિવિધ પ્રકારનાં સ્વરાજ્યોને નામેના ક્રુર અને જુલ્મી કરવેરાં, અને ઇજારાંઓના કૃત્યો માટે મઉન કેમ સેવે જાય છે? એમના ચેલકાંઓના આવાં વિચિત્ર વર્તનો અને કૃત્યો માટે વિરોધ કેમ કર્યાં નથી? માત્ર એમની કુટીર અને બકરીની વ્યવસ્થા તથા એમની "જે જે જે" બોલાય એટલે બસ કે?

—એમને સુધારવાને સારૂં ગાંધીજી–મરણપર્યંતના ઉપવાસોના ત્રાગાં કેમ આદરતાં નથી? દેશને સુધારવાનો ખરો ભોગ તો ત્યારેજ કહેવાશે!

—પરદેશી ગુલામગીરીની વગોવણી કરીને પ્રજાને સુખી અને કરવેરાંથી મુકત કરવાના બોગસ–વચનો આપનારાં પોતેજ જાલીમ વેરાં નાંખે તો શું સ્વરાજ્યને નામે એ ચાલબાજી નથી?

—પ્રજાને ભોળવીને દેશની સ્વતંત્રતાને નામે અને ઢોંગે કોંગ્રેસીયન વીરાવાળા ગાંધી વલ્લભદા જેવાઓની તુમાખી ઝુંસરીમાં દેશને ધકેલવાનું શું એ કાવત્રું નથી?

---

દરબાર વીરાવાળા તો પોતાના સ્વસ્થાનની વફાદારીને માટે મેલી રાજનીતિ ચલાવે એ ક્ષમનીય છે પણ એ મેલી રાજનીતિથી પણ વધુ મહા મેલી રાજનીતિના કૃત્યો કોંગ્રેસીયન કેરવો-"સત્ય અને અહિંસાના-દંભ અને બુરખા ધારણ કરીને કરી રહેલાં છે એ તો ભયંકર પાપ છે!

કોંગ્રેસ હાઇકમાન્ડો અને એની "ચોકડી"ની વિરૂધ્ધ થનારાંને શિસ્તના નામે કલમના ગોદાથી ફાંસીઓ દેવાય એવી મેલડી-રાજનીતિ અને તે પણ લોકશાસનને નામે એ તો આ ગાડરીયાં-ઘેટાંના-હિન્દ-પ્રદેશમાંજ ચાલી શકે!

પ્રભુ એવાં ધૂર્ત દેશનાયકોથી બચાવે!!

---

## હિન્દ ક્યારે સુખી થાય?

હિન્દીઓમાં જ્યાંસુધી આવાં સડાંઓ જીવંત છે! હિન્દીઓમાં જ્યાંસુધી પોતાના અંગત સ્વાર્થની લાલચો લપટાયેલી છે ત્યાંસુધી હિન્દુસ્તાન તો ગોરી ગુલામી અથવા તો કોઈ અન્ય પરદેશી ગુલામીમાં ફસાયેલુંજ રહેશે! પણ?

### હિન્દ ત્યારે સુખી થાય કે:—

૧ જ્યારે હિન્દના સ્ત્રી પુરૂષો પ્રમાણિક, સદાચારી અને સંયમી બને અને દરેક વિદ્યાર્થી માતા-પીતા-ગુરૂના આજ્ઞાંકિત બનશે!

૨ જ્યારે હિન્દનો દરેક સંતાન પોતાના અંગ ઉપર માત્ર સ્વદેશી વસ્ત્ર તે પણ હિન્દીનું બનાવેલું પહેરશે!

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં રૂા. ૧-૪-૦

૩ જ્યારે હિન્દનો દરેક સંતાન પોતાના રોગને માટે બનતા સુધી દેશી ઔષધીનો ઉપયોગ કરશે !

૪ જ્યારે હિન્દનો એકેએક બાળક પોતાની ઘરગતું ચીજોને હિન્દીની બનાવેલી વાપરશે !

૫ જ્યારે હિન્દનો પ્રત્યેક સંતાન હિન્દની અસલી સાદી રહેણી-કરણી તરફ પાછો વળશે !

૬ જ્યારે હિન્દનો દરેક મનુષ્ય પોતાની રહેણી-કરણીમાંથી પરદેશી નકલ અને તત્વનો ત્યાગ કરશે

અને જયારે

દરેક બાળકને ઉપરનું શિક્ષણ બાળપણથી તે યુવાવસ્થા સુધીમાં આપવાનો પ્રબંધ થશે-ત્યારેજ—

હિન્દનો દરેક બાલ, યુવક અને વૃધ્ધ-સંતાન-"પહેલો મારો દેશ-દેશભાઇ અને પછી મારો સ્વાર્થ એમ-વર્તનમાં મુકતો થશે !

## ત્યારેજ સુસ્વરાજ્ય આવશે-ટકશે !

આ હિન્દને ખુણે ખુણેથી બેકારી નાશ પામશે ! ભુખી પ્રજા ધાન્ય ભેગી થશે ! આર્થિક શોષણ બંધ થશે ! પ્રજા સુખી થશે ! ઠેરઠેર આનંદ વ્યાપશે-હિન્દ સુખી-સુખી બનશે !

तथास्तु ।

---

# બ્રહ્મચર્યની વિકૃત, વિચિત્ર અને નિર્લજ વ્યાખ્યા! યાને—ગાંધીજીનું ગાંડપણ!

—ગાંધીજીની એક કુમારી શિષ્યા મીસ પ્રેમાબાઇએ ગાંધીજી ઉપર કેટલાંક પત્રો લખેલાં હશે તેના જવાબો ૯૦ પત્રોથી ગાંધીજીએ આપેલાં છે તેનું મરાઠી પ્રકાશન "પ્રસાદ દીક્ષા ને નામે કાકા કાલેલકરે-સંપાદક બનીને કરેલું છે! આ બુક મુંબઇમાં ગીરગામ, ઓમ્બે બુક ડીપોમાં મળે છે! એના પ્રકાશકો મેસર્સ સુલભ રાષ્ટ્રીય ગ્રંથમાળા, નં. ૩૭૩ શનિવાર મું. પુણા નં. ૨ તરફથી એ બહાર પડેલી છે.

પ્રેમાબાઇએ, પોતાને થતી વ્યથાઓને માટે પ્રશ્નો પુછાવેલાં હશે તેના જવાબ પત્ર નં. ૮૪ તથા ૮૫ મા ગાંધીજીએ નિચે મુજબ આપેલાં છે.

## ગાંધીજીનો પત્ર નં. ૮૪ તા. ૬-૫-૧૯૩૬

ચિ૦... ..........મહારાષ્ટ્રીય પત્રોમાં આવેલી વાતો તદ્દન સાચી છે, તેઓની કલ્પના ફક્ત ખોટી છે. છોકરીઓના ખભા ઉપર હાથ મુકીને હું મારી વિષય વૃત્તિ વધારતો હતો એવો આશય એ પત્રોનો ગણાય. એનો ભાવાર્થ જુદો છે. પણ વસ્તુસ્થિતિ એમ છે કે છોકરીઓનાં ખંભાપર મેં હાથ મુકવા બંધ કર્યા. તેની સાથે મારી વિષય વૃત્તિને કાંઇપણ સંબંધ નથી × × × ×

મને શ્રાવ થયો પણ હું જાગૃત હતો અને મારૂં મન કાબુમાં હતું × × × ×

એ સંબંધે તારે વધુ પુછવાનું હોય તો તું પુછી શકે છે. કારણ કે તારા પ્રત્યે મેં બહુ મોટી આશા રાખી છે! માટે તારે મારા તરફથી મારા સંબંધે જે કાંઈ જાણવાનું હોય તે તું જાણી લેજે.

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂા. ૧-૪-૦

## ગાંધીજીનો પત્ર નં. ૮૫ તા. ૧૮-૫-૧૯૩૬

ચિ૦...............તેં પ્રશ્ન બરાબર પુછયો છે. મને વીર્ય સ્ખલન નીરંતર થયા કરે છે. દક્ષીણ આફ્રીકામાં મને વરસ-વરસનો અંતર પડતો હતો. પણ એ ચોકસ યાદ નથી.

અહીંયા તો મહીને મહીને અંતર પડે છે. સ્ખલન થવાના ઉલ્લેખો મેં મારા બે ચાર લેખોમાં કરેલાં છે × × ×

મારૂં બ્રહ્મચર્ય સ્ખલન રહીત હોત તો હું દુનીયા સામે વધુ વાતો મુકી શકત × × ×

× × × પણ મને મુંબઇમાં જે અનુભવોએ ત્રાસ આપ્યો તે વિચિત્ર અને ભારે દુઃખદાયક હતો. મને સ્ખલનો તો થાય છે પણ તે સ્વપ્નાવસ્થામાં; તેથી મને સંતાપ થતો નથી. તે હું વિસરી જાઉં છું!

પણ મુંબઇનો અનુભવ એટલે જાગૃતાવસ્થામાં થયેલ અને તેમાં પણ સ્રીસંગની એકાએક ઉત્પન્ન થયેલી ઇચ્છા હતી. એ ઇચ્છા પુરી કરવાની વૃત્તિ જરા પણ ન હોતી. મૂઢતા પણ નહોતી. શરીરપર પૂર્ણ કાબુ હતો×××

પણ પ્રયત્ન કરવાં છતાં ઇંદ્રિય જાગૃત થઈ જતી હતી. તેના કારણો મેં કહેલાં છે. તે કારણો દુર થતાંજ ઇંદ્રિય જાગૃતિ બંધ થઇ એટલે જાગૃતાવસ્થામાંજ બંધ.

××××મારામાં અપૂર્ણતાઓ હોવા છતાં ×××મારી પાસે હજારો સ્રીઓ સુરક્ષિત રહેલી છે, મારી જીંદગીમાં એવાં પ્રસંગો આવેલાં છે કે જે સમયે અમુક સ્રીઓ વિષય વાસનાવાળી હોવા છતાં તેઓને અને મને ઇશ્વરે બચાવ્યાં છે × × ×

× × × × ×

---

—ગાંધીજીનાં આવા પત્રો શું ગાંડપણુના નથી? એ તે સ્વરાજય દેવાં નિકળ્યાં છે કે વીર્ય સ્ખલનના પ્રકાશો દેવાને તે પણુ એક કુમારી–પુત્રી તુલ્ય શિષ્યાને?

જગતના કોઈ મહાન પુરૂષે આવા સત્યના પ્રયોગો કર્યાં કે સાંભળ્યાં છે?

**—કોઇ બાપ પોતાની દિકરીને આવાં પત્રો લખી શકે? એ વાંચનારી શિષ્યાનું લક્ષ ગાંધીજીની કયી અવસ્થા ઉપર જાય છે?**

—કોઇ સનાતની ધર્માચાર્ય જો આવા કાગળો લખે તો એ સ્વરાજીસ્ટ કબુતરો તો ફફડી ઉઠે! પણ આ તો સ્વરાજીસ્ટ મહાત્મા એટલે બધું માફ!

—ગાંધીજીની ફરજ હતી કે પ્રેમા કંટકની વ્યથા માટે એણીને કોઇ ડોકટરને હવાલે કરી દેવી હતી!

—ગાંધીજી વિષય બહાર ઉતરી પડીને–કાચી બુદ્ધિના યુવક યુવતીઓને આવા ભ્રષ્ટ પ્રકાશનોથી આડે રસ્તેજ ઉતારે છે!

—મહા પુરુષોએ તો પોતાની નબળાઇઓના પ્રાયશ્ચિત કરીને ચુપચુપ બેસી રહેવું જોઇએ તોજ કલ્યાણકારક કહેવાય.

—ગાંધી ભકતો કહે છે કે–**"ગાંધીજી તો સત્યના પુજારી હોવાથી બધું ખુલ્લું કરી દેય છે! એમને મન કોઈ વાત કે પ્રસંગ છુપો નથી!"**

તો તેઓને એટલુંજ કહેવાનું રહે છે કે ગાંધીજી તદ્દન નગ્નવસ્થામાં કેમ વિચરતાં નથી? દુનીયાની એટલીએ જુની પ્રથા અને રસમને શા માટે ચલાવી રહેલાં છે? એટલું પણ ગુપ્ત શા માટે રાખવું જોઇએ? જનમ્યા ત્યારે હતાં એ સ્થિતિમાં શા માટે ફરતાં નથી?

---

**વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા.૧-૪-૦**

વળી સત્યના પૂજારી ગાંધીજી કૃપા કરીને નીચેની વસ્તુઓ ઉપર કેમ પ્રકાશ પાડતાં નથી—એમણે એ હકીકતો કેમ છુપાવી છે ?

## સાત પ્રશ્નો ?

૧ સાબરમતી આશ્રમમાં કેટલાં ગર્ભપાતો થયાં અને કોણે કોણે કર્યાં તેના નામો પ્રકટ કરશે ?

૨ નીલા નાગિણીને ભ્રષ્ટ કરનારાં ૬૦ દુષ્ટોના નામ કેમ પ્રકટ કરતાં નથી ?

૩ તીલક સ્વરાજ્ય ફંડની એક રકમ રૂા. ૫૦ હજારની ઉપર એક મીંડુ ચડાવીને પાંચ લાખની કેમ થઇ–કોણે કરી ?

૪ બારડોલીનું ગુંચવાયેલું કોકડું ઉકેલવાને રાવળ બીલ્ડીંગમાં મસ્લત કરી વીઠુલભાઇએ વાયસરોયને તાર કરી વીજય અપાવ્યો છતાં વીજય કળશ વલ્લભદાને શીરે કેમ વારૂં ?

૫ ગાંધીજીને ખરેડીમાં પકડયાં ત્યારે એમના કમરામાં કઈ કઇ વ્યક્તિઓ સૂતેલી ને તે નાશી કેમ ગઇ ?

૬ મી. મોતીલાલ નહેરુએ પોતાના મુસ્લીમ મંત્રીને ૭ વરસ સુધી શા માટે અમેરીકા રખાવેલો ? કોના ખર્ચે ને કયા કારણે ?

૭ મી. જવાહરલાલ અને પછી એકાએક વિજયા લક્ષ્મીને વીમાને ચઢીને યુરોપની દોટ કેમ કરવી પડેલી ?

આ પ્રસંગોમાં ગાંધીજીનો સંબંધ છતાં એમણે એ બધી છુપાયેલી હકીકતો ઉપર સત્ય પ્રકાશ કેમ પાડયો નથી ? અંધારામાં શા માટે છે ?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬ કીં. રૂા.૧-૪-૦

# ગાંધીજી યુવકને બદલે યુવતી અંગરક્ષીકા શા માટે રાખે છે?



જેમને સતત વીર્યશ્રાવ અને જાગૃતાવસ્થામાં સ્ત્રી સંગની ઈચ્છા થવા છતાં જેઓ સ્ત્રીઓના આવરણ તજતાં નથી. યુવતીને કાંધે હાથ દઇને ફરે છે! બ્રહ્મચર્ય પાલનનો ધ્યેય તજે છે! અને મને તથા મગજે નિર્બળ બની વીર્ય વ્યય કરે છેઃ—

એવાં ગાંધીજી યુવતીને ટેકો દઇ વીચરતાં ઉપર દેખાય છે!

## મનોવિકાર એ વીર્ય પતનનું કારણ છે!

—બ્રહ્મચર્ય પાલનની આવી વિચિત્ર અને નિર્લજ વ્યાખ્યા તો માત્ર ગાંધીજીજ કરી શકે!

—આયુર્વેદાચાર્યો અને ધર્માચાર્યો તો બ્રહ્મચર્યની રક્ષાને કાજે સ્ત્રીઓના સંસર્ગથી સદાયે દુર રહેવાનું કહે છે! અને પ્રજાને આપત્ત ધર્મ અને આફત સિવાય પરસ્ત્રીને પછી તે યુવાન સગી દિકરી યા તો બ્હેન હોય છતાં એનો વગર કારણના સ્પર્શ અને સંસર્ગની સાફ મનાઇ કરે છે!

**બ્રહ્મચર્ય** એટલે વીર્યની રક્ષાના કારણે અને પાલનને માટે આવાં મર્યાદીત નિયમો એટલાં માટે છે કે મનુષ્યો સંયમી રહી શકે ને બ્રહ્મચર્ય પાળી શકે—વીર્યનો વગર સમાગમે પણ વ્યય થાય એ કાંઇ બ્રહ્મચર્ય ન ગણાય! મન, વચન કાયાથી બ્રહ્મચર્ય પળાય એજ ખરૂં બ્રહ્મચર્ય ગણી શકાય!

જયારે ગાંધીજી તો એમજ માનતા લાગે છે કે (Sexual) સમાગમોથીજ વીર્ય વ્યય થાય તેજ બ્રહ્મચર્યનું પતન ગણાય! વગર સમાગમે મનની નિર્બળતા, ચંચલતા, વિષયી વિચારો, વિષયીવાસના ને વિકૃત હાવભાવોથી થનારૂં વીર્ય પતન—છતાં તેઓ એને બ્રહ્મચર્ય ગણે છે! પણ મન—વચન—ને વિચારોની નબળાઇએ પતન થાય એ પણ મહા પાપ છે!!

ગાંધીજીનું આવું કદરૂપું, વિકૃત બ્રહ્મચર્ય એમને પોતાને તથા એ ભ્રષ્ટ પ્રકાશનને પણ "સત્ય"માં ગણવાની ફીલસુફી વદનારા એમના તાળીયાદાસોને મુબારક રહો! અમર રહો!

—અમને આર્યોને, સનાતનીઓને, પારસીઓને અને શુદ્ધ ઇસ્લામીઓને, ધાર્મિક દ્રષ્ટીએ માનવ સમાજની સભ્યતા

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૬૭૬—કીં૰ રૂ૰ ૧-૪-૦

સાચવનારાંઓને તો ગાંધીજીની બ્રહ્મચર્યની આવી વિકૃત વ્યાખ્યા અને પ્રકાશનો તો ભય સમાન છે! પ્રસંગો પડતાંને આડ-ખીલીઓ–આઘી ખસતાંને વામ માર્ગે ચડાવનારાં છે! એમ પરસ્ત્રીઓ સાથેની સદાની ભેળશેળ અને ઘર્ષણો તો બુધ્ધિને તથા મનને ચંચળ અને વિકૃત બનાવે છે! મનોવૃતિ વિફરીને વિષયી અને વિષયવાસનામાં મનુષ્ય સપડાય છે! આડખીલીઓ હોય તો પછી વીર્ય સ્ખલન થઇ બ્રહ્મચર્યનો નાશ થાય છે! કે જે અનુભવ એઓ ભોગવે છે!

એમ અકાળે વીર્ય સ્ખલન થવાથી મનુષ્યદેહ નિર્બળ બને છે! શુષ્ક બને છે! તેજ હિન બને છે! નીસ્તેજ બને છે! સ્મૃતિ હિન બને છે! હિમત હિન બને છે! ધારેલી મુરાદોને તથા લક્ષ બિંદુઓને પાર પાડવાને બદલે પરાસ્ત કરે છે!

## યોધ્ધાઓ પણ પરાસ્ત પામ્યાં છે!

—રાણી ઉત્તરાની સાથેના આગલી સ્ત્રીના સાંસારિક ઉપભોગ અને પુત્ર પ્રાપ્તિના વિષયી વિચારો અને સંવાદોના આવરણથી તો **અભિમન્યુ** સાતમો કોઠો જીતવાને અફળ નિવડયો–અને પરાસ્ત પામ્યો!

**રાણી સંયુકતા** સાથેના સાંસારિક ઉપભોગ અને વિષયી કામાન્ધતાના આવરણોથી, સાત વખત ઘોરીને પરાસ્ત કરનારો **પૃથ્વિરાજ** દુશ્મનને કેદી ન બનાવવાની સમય સુચકતા વિસર્યો ને ખુદ પોતે પરાસ્ત બનીને–કેદી બન્યો!

—સમસ્ત યુરોપને ધ્રુજાવનારાનું–વોટરલુની લડાઇમાં પરાસ્ત પામવાનું કારણ તો **નેપોલીયનના** ખમીરનું પતન તે બ્રહ્મચર્યના ભંગનું કારણ હતું!

---

વધુ માટે વાંચો "સ્વરાજયનું પતન" પેજ ૩૭૬–કીં. રૂા ૧ ૪-૦

વિષયાસક્તો આવી રીતે મહાન કાર્યોની સાધનામાં પરાજીત થઈ જાય છે અને જેઓના માથે જગતની અને જાતીની કે દેશની જોખમદારી હોય તેમણે તો સદાયે નિર્લેપ બની સિદ્ધિ સાધવી જોઈએ!

એવાં વીર યોદ્ધાઓ પણ દિશા ભૂલે ચઢીને બ્રહ્મચર્યના પતન યાને વીર્ય વ્યયના કારણે નીશાન ચુકીને પરાસ્ત પામીને હતાશ બની ગયા હતાં!

—તો પછી બ્રીટીશ શહેનશાહતને જીતવાંને નીકળેલાં હિન્દના એક આગેવાન નેતાએ, વીર્ય સ્ખલનના અને જાગૃતાવસ્થામાં સ્ત્રી સંગની ઇચ્છા કરાવનારાં Sexual વિષયોને તીલાંજલી દેવાની આવશ્યકતા નથી?

ગાંધીજીને આફ્રીકામાં સ્ત્રી કાર્યકર્તાઓનો ઓછો પરિચય હતો તેથી ત્યાં વર્ષને અંતરે શ્રાવ થતો હતો અને અહીં સ્ત્રીઓને ખંભે હાથ દઇ ફરે છે માટે હમેશાં થાય છે એ દિવા જેવું છે છતાં એઓ સ્ત્રીઓના પ્રસંગોને શા માટે તજી દેતાં નથી? એમ અગ્નીને સાથે લઇને શા માટે જીંદગી બરબાદ કરે છે?

એમ મહીને મહીને વીર્યપાતથી નિર્બળ બનેલાં મનનાં અને મગજના મોહનદાસજી બ્રીટનના કાવાદાવા ઉપર કેમ ફતેહ મેળવે? અત્યાર પર્યંતની એમની પરાજીત સ્થીતી એ શું એમનાં અકારણ વીર્ય-વ્યયોનું પરિણામ નથી કે?

☛ જાગૃતાવસ્થામાં અને નિયમિત સ્ખલનનાં કારણો તે સ્ત્રીઓના સદાના સંસર્ગો અને પ્રસંગોને એમણે નીર્મૂળ કરવાની અને તજવાની જરૂર નથી?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬-કીં. રૂા. ૧-૪-૦

એમનાં જેવાં ૩૩ કરોડનાં એક આગેવાન રાજદ્વારીએ Sexual અને વીર્ય સ્ખલનની કુથલીઓમાં તલ્લીન થઈને-ભારત વર્ષના સાચાં ભાગ્ય વિધાતા બનવાને બદલે —Jack of all and Master of none બનવું એ શું શોભા પ્રદ છે ?

એવી કુથલીઓ પુછાવનારાં પ્રેમા કંટક જેવાં પામર પ્રાણીઓનાં પત્રો અને પ્રશ્નોને તો એમણે Untouched by by and Hand&Mind નો સ્પષ્ટ રીમાર્ક કરીને પાછાં ધકેલી દેવાં એજ ગાંધીજીને શોભારુપ છે!

આ પરાધિન હિન્દની—અવનતીના કારણો શોધીને, તેનો નાશ કરવાને પ્રજાને પરદેશી ગુલામગીરીમાંથી મુકત કરવાને અને ભારતને પોતાના પ્રાચિન ગૌરવને ઉન્નતીના શૃંગે પહોંચાડવાને માટે-ગાંધીજીએ પોતાના હ્રદય-દીમાક અને ચિન્તમાં ચોવીસે કલાક ચિંતન, ચપલતા અને ચકોરતાં રાખવાની જરુર નથી ?

દેશની આબાદીને માટે એમણે આવાં નિર્માલ્ય અને નિરર્થક વિષયોની કુથલીઓ તજીને ચાતક—ચકવા—ચતુર નરની માફક દેશનાં સાચાં તારણહાર તરીકે ચોવીસે કલાક ધ્યાનગ્રસ્ત રહેવાની જરુર નથી ?

અને એમ કરીને એમણે પ્રજાને વીસ—વીસ વરસોથી આપેલાં આઝાદીનાં વિશ્વાસો અને વચનો પૂર્ણ કરવાં જોઇતાં નથી ?

—ભારત વર્ષના એ અગ્રગણ્ય પુરુષે યાદ રાખવું ઘટે છે કે એણે "સબ બંદરકા વેપારી બનવાને બદલે"—માત્ર સ્વરાજય સ્થાપક નિર્ભેળ નેતા બનવું રહે છે!

—એમનો ઇશ્વર એમનાં અંતરમાં એવો ઉપદેશ કેમ આપતો નથી?

---

વધુ માટે વાંચો "સ્વરાજ્યનું પતન" પેજ ૩૭૬—કીં. રૂ.૧-૪-૦

સર્વત્યાગી બ્રહ્મચારી દયાનંદ !



# રે! સર્વત્યાગી દયાનંદ ?

જ્યારે હું તારી પ્રતિકૃતિ પર મીટ માંડું છું ત્યારે તારી મુખ મુદ્રાપરથી તુ મને પાંડુ પુત્ર **ભીમસેન** જેવો ભાસે છે! તારૂં વિશાળ વક્ષસ્થળ (છાતી) દેખતાં તું મને ગદાધારી **વકોદર** જેવો પ્રતીત થાય છે! દક્ષિણ બાહુએ દંડ સમેત તને ભાળુ છું તો ઓ! વેદ ટંકારકારી તું મને ગાંડીવટંકારી **ધનંજય** સમો સુચિત થાય છે!

—**દયાનંદ!** ગજેન્દ્રનો શિકાર શોધંતા **કેસરી**ના નેત્રો સમું તેજ તારાં ચક્ષુઓમાં તરવરે છે! ભીસેલાં ઓષ્ટોસહતું તારૂં મુખ કંસનું મર્દન કરંતા **શ્રી કૃષ્ણની** કટ્ટર મુદ્રા જેવું દેખાય છે! તારા મુખ ઉપરની દૃઢતાથી તું **બલભદ્ર** જેવો નિશ્ચયી નીરખાય છે! તને હું જમણે હસ્તે દંડ સમેત જોઉં છું ત્યારે નિરઇશ્વિરવાદીઓને ઇશ્વરના અસ્તિત્વનું ભાન દેતો તું મને **શંકર** સમો સમજાય છે! પૃથ્વીને ચીરંતા વટવૃક્ષની વડવાઇઓ જેવાં તારાં ઝુલતાં બાહુઓમાં **કાર્તવીર્ય**ના જેવાં દૃઢ સ્નાયુઓ મને દૃષ્ય થાય છે! અને **દયાનંદ** તારા પથ પ્રયાણના પગરવો પર્વતોને પ્રચુર કરંતા **ઇંદ્રિવજ્ર** સમા વીદ્યુત વેગી દેખાય છે!

—**દયાનંદ!** તારી કોપીનથી તું મને વજ્રકચ્છી વજ્રકાયી અંજની પુત્ર **હનુમંત** સમો દેખાય છે! અને જ્યારે હું તને મસ્તકથી તે પગસુધી નીહાળું છું ત્યારે તો તૂં જમદગ્નિના પરાક્રમી પૂત્ર **પરશુરામ** સમો મહા તેજસ્વી **પ્રતાપી** પુરૂષ મને પ્રતીત થાય છે!

**દયાનંદ? તારામાં આ સર્વ પ્રતિભા તારાં તપોબલ, તપશ્ચર્યા અને બ્રહ્મચર્યના પ્રતાપે હું પેખું છું!**

—ભિષ્મ સમા એ આજન્મ બ્રહ્મચારી **દયાનંદે** એકદા ગંગાં તટે કોઈ સ્રીના વસ્રનો અંચળો અડકતાં ત્રણ દિવસના ઉપવાસો કરેલાં! પુનામાં રમાબાઈ સાથેના શાસ્રાર્થ સમયે ચક્ષુદોષથી બચવા માટે અંતરપટ નંખાવેલો જેણે એવી રીતે પોતાનાં બ્રહ્મચર્યનું રક્ષણ કરેલું છે—**એવા હિમાલય સમાન અડગ બ્રહ્મચારી સર્વત્યાગી દયાનંદની ભવ્ય મૂર્તિ મારી સામે ખડી છે!**

# શેગાંવો-રેડીયો વાયરલેસથી ગાંધીજી સ્વર્ગવાસીઓને મોહનશ્રુતિ સુણાવે છે!

**શ્રી કૃષ્ણ ચંદ્રને:—**





**અરે ગોપાલક**—ગાયો પાળીને, તું તો આર્યોના હૃદયમાં સ્થિત થયો, પણ હું તો યવન પ્રિય બકરીને પાળતો હવો! આજના કોંગ્રેસીયન, નહિન્દુઓના ચિત્તમાં ચોંટી બેઠો છું! વળી બકરીનો પાળક બનવાથી મુસ્લીમોમાં પ્રિય થઇ પડયો છું! ને હિન્દુ મુસ્લીમ એકતાને સાધતો છું!

**અરે માખણ ચોર!** તારાં હિંસક સુદર્શન ચક્રથી તું કૌરવોનુ દિલ્હીનું સિંહાસન ૧૮ દિવસમાં જીતિ ગયો! પણ હું તો નમક ચોરીને તથા મારા ચરખા ચક્રથી અંગ્રેજોનું દિલ્હીનું સિંહાસન જીતવાંને ૧૮ વરસથી ફાંફાં મારૂં છું! આટલું છતાં હીટલરથી નહિં ધ્રુજે એવાં બ્રીટનના સિંહાસનને હચમચાંવનારો અને ધ્રુજાવનારો હું છું એમ–મારો સરદાર બડાઇ હાંકે છે!

**જો છળ ભેદી!** તેહેં કૌરવોને હરાવવાને અને તારાં ભક્તો પાંડવોને દિલ્હીનું સિંહાસન અપાવવાને સારૂં–**કુંતીના કર્ણને** ફસાવવાને છળ કરેલો પણ માળો એ **કર્ણ** એક વચની ટેકીલો જે તારાં છળ ભેદથી ન ડગ્યો! તેવી રીતે હું મારા ભક્તોને દિલ્હીને સિંહાસને બેસાડવાને–આધુનિક **હિન્દી કર્ણ**–મી. મહમદઅલી ઝીણાને ફસાવવાને યત્ન કરૂં છું પણ એ માળો કોઇ ટેકીલો તે મારાથી છેતરાતો નથી!

—**જો ગોપીનાથ!** તું તો યોગનિષ્ઠ–યોગેન્દ્ર છતાં તને કેટલાંકો ૧૬૦૦ ગોપીઓનો આશક કહીને વગોવે છે! પણ હું તો અસંખ્ય સ્વચાજિસ્ટ ભક્તાઓનો મહંત છતાં મને તો કોઇ વગોવતું નથી પણ ઉલટું "**માટમાં–માટમાં**" કહીને પૂજે છે!

જો? અહમ્ મજનુનપર અનેક 'નરલયલાંઓ' કુરબાન છે! તેમજ સ્વરાજ્ય વીરહણી-ભકતાઓતો મમ સ્વરાજ્ય-મોરલીના મધુર સ્વરથી તો મુગ્ધ બનીને ઓશીયાળી-ઓશીયાળી મમ ચોપાસ માંખીઓની જેમ ગણગણે છે! અને મારી જ્યાં ત્યાં જે જે બોલાવે છે!

**—જો ગીતા પ્રવચની?** તેં તો એક અઢાર અધ્યાયની નાનકડી ગીતા રચી! પણ મેં તો એની સંડાસમાં બેસીને અશાતના કરી, જે કૃત્ય મારા ભકતોએ વધાવ્યું છે! ગાંડા? તારાં મુઠ્ઠીભર સનાતની ભકતો ગીતા-જયંતી ઉજવે પણ એ કાંઇ આ ગાંધી જયંતીની તૂલે છે?

જો જો! મેં તો યંગ ઇન્ડીયા અને નવજીવનમાં, સ્વગુણ ગાવક અગણિત અધ્યાયો રચી નાંખેલાં છે! અને વર્તમાને હમણાં આત્મ પ્રશંસાનાં અનેક અધ્યાયો હું "હરિજન તથા હરિજન બંધુ" માં રચિ રહેલો છું.

વળી જો તારા **યાદવો સોમરસ** પીઇને યાદવાસ્થળી મચાવીને સોમનાથના તિર્થદ્વારા સ્વર્ગે ગયાં તાં, તો મેં મારો **નીરો રસ** પાઇને **વર્ણાશ્રમના ત્રણ ગાંધર્વોને**-શેગાંવ તિર્થદ્વારા સ્વર્ગે રવાના કર્યાં છે!

બોલ્ય કોણ વધ્યો? **દ્વારકાનો નાથ કે પોરબંદરી-વૈશ્ય-સુદામો?**

**—બોલી દે શ્રીકૃષ્ણ?-તું કૃષ્ણ કે હું કૃષ્ણ?—**

**શ્રી કૃષ્ણ ઉવાચ:—મોહનદાસ!** તારી વર્ણશંકર શ્રુતિ તારી પાસે રાખી મૂકય! તારાં ચરખા-તકલી અને ખદ્દરનું સ્વરાજ્ય સ્થપાય તેટલીજ વાર છે!

જો ત્યાં **ધૃતરાષ્ટ્રના સાળાંઓ** અને **દુર્યોધનના મામાંઓ** ને **ગાન્ધારીના પિતાઓ, ત્યાં વાવ્યે-નીશાનો ટાંકીને બેઠાં છે!** ઇંદ્રપ્રસ્થ દિલ્હી ઉપર જેવો તારો **ચરખોધ્વજ** ઉડયો કે બસ એમના પાસાં પોબાર બની પાંડવોની જેમ તારે બાર વરસનાં વનવાસ છે! સમજ્યો?

પછી તો તારે સમસ્ત ભારતવર્ષમાં ઠેર ઠેર કુરૂક્ષેત્ર-પાણીપતનાં દૃષ્યો જોવાં પડશે! હજુ ચેતી જા! પ્રજાને આદર્શ બનાવી લે! આપણા સૌરાષ્ટ્રનો 'વેદ ટંકારી' હરિવર્ષેથી મારી મંત્રણાયે આવનાર છે! અંતરીક્ષમાં આવીને તેની પાસેથી કોઇ દિવ્ય સંદેશ લઇને ભારતને ગારત બનતો અટકાવી દે! ગાંધીજનો-દેશભકતો કયાં છે? એ તો તારાં સ્વરાજ્ય ભકતો છે, સમજ્યો?

**દેશભકિત વગર રાજ્ય ટકતાં નથી!**

# રાણા પ્રતાપ પ્રત્યે-મોહન શ્રુતિ !

**મહારાણા પ્રતાપ પ્રત્યે:—**




**અરે! માર્ગ ભૂલેલાં દેશ-ભક્ત પ્રતાપ?** તારી કેવી ગાંડી ટેક? જો હિંદુ ટેકને તજીને માન-સીંગની જેમ અકબરને ચરણે નમ્યાં હોત તો તારે જંગલે જંગલે ભટકવું પડત? ખડ ધન ખાવાં પડત? કોદરીની ઘેંશ પીવી પડત? ભીલ્લોના આશ્રય લેવાં પડત? મહારાણી મહાલક્ષ્મી તથા અમરસિંહને અપવાસો કરવાં પડત? ઘાંસની પથારીપર સુવું પડત?

—**ડાહીમાનો માળો ગાંડીયો રજપુત!** નર્યો માર્ગ ભૂલ્યો રાજકારણી! મૂર્ખો બનીને સ્વરાજ્ય ગુમાવ્યું! ચીત્તોડ ખોયું! ગાંડાએ મરતાં સુધી દિલ્હી તરફ દૃષ્ટી પણ ન કરી! પેલો હિન્દુત્વ હિન માનસીંગ મળવા આવ્યો તો સાથે બેસીને જમ્યો પણ નહિં કેવી તારી હઠીલી ટેક? પણ—

જોઈ લે? ગાંડા હું **તો—ગાંડીમાનો—ડાહ્યો**—સ્વરાજ્યને માટે દિલ્હી-શ્વરના આમંત્રણની માળા જપું છું, વાયસરોયના તેડાંની વાટ જોઉં છું? અને મીટ માંડી બેસું છું કે મને કયારે દિલ્હીશ્વર બોલાવે અને મારા અર્ધ-નગ્ન વેષ સાથે મારી છબી કયારે છપાય! અને મારાં ભુંકણીયાં ભાટભવાયાં કયારે મારાં વખાણ કરે?

જોઇ લે? **હું તો હિન્દુત્વ મીટાણહારો છું!** હિંદુત્વ તજીને મીંયા મહમદઅલી ઝીણાના પગથીયાં ચુંબન્તો સ્વરાજ્ય પ્રાપ્તિ માટે—મલબાર હીલ જાઉં છું! તેના બબરચીથી હું સ્વાગત થાઉં છું.

જો! મારી જીંદગીમાં હું ગુરૂ શોધવાને નિકળ્યો હઉં તો માત્ર મીંયા મહમદઅલી ઝીંણા એકનેજ! મારો ખરો ગુરૂ એ એકજ પણ એણે તો મને પરીક્ષામાં નાપાસ કર્યો!

**જો ગાંડીયા રજપુત?** હું તો મુસ્લીમોની ડબલ રોટી ખાઉં છું! અછુતો સાથે બેસીને જમું છું! હું તો માનભંગીયો હિન્દુ છું! તારી જેવો સ્વમાની-મહારથી કે હિન્દુ ટેકી મહામાની નથી!

**જો પેલાં તારાં બારોટે,** ત્હેં આપેલી પાઘડી માંથેથી ઉતારીને પછી દિલ્હીશ્વરને માથું નમાવ્યું! પણ અમે તો **હિન્દુત્વની પાઘડીઓ ઉતારી દીધી છે!** અને સદાયે સુતક ઉતરાંવેલાં બોડકાં મોં-માંથાએ દિલ્હીશ્વરને મસ્તક નમાંવવાંને જઇએ છીએ!! તારાં સમયના દિલ્હીશ્વરના વારસોની તો અમે સદાયે જીલબ્બે કરીયે છીયે!!

જો હું તો-હિન્દુત્વથી હણાયેલો, **માનસંગ જેવો માન ખોયો મોહનદાસ** છું ને મુસ્લીમોના મુજરાં અને માખણ લઉં છું અને દિલ્હીના તખ્તની આકાંક્ષા રાખું છું!

આ સંત કાંઈ તારા જેવો હડહડતો હિન્દુ ખમીરી રાજપુરૂષ નથી. મારા પિતાએ પોરબંદરનાં કેટલાંક ગામો ગુમાવેલાં તેથી ઠપકો મળતાં-રીસાઇને જુનાગઢના નવાબને શરણે-આશ્રયે ગયાં હતાં! અને—

ત્યાં નવાબ સાહેબના વઝીર બાવદ્દીનભાઈના મહેમાન બનેલાં અને એમનાં અન્ન પાણી સ્વીકારીને સહકુટુંબે પચાવેલાં હતાં સમજ્યો ગાંડા?

**—હવે પછી જન્મે ત્યારે હિન્દુત્વ ભૂલીને રાજ્ય સાચવજે!**

**પ્રતાપ ઉવાચ:** રે મોહનદાસ! તારી શ્રુતિ તારાં અહિંસક ખાદીના ભાથામાં રાખી મૂકય! મારૂં હિન્દુત્વ અમર છે! નહિતર વિરાટ હિન્દુ સભા કયાંથી જન્મે? રાજાઓ આર્યત્વહિન બન્યાં છે તેથી તો વંઠી ગયા છે! હિન્દુત્વહીનોની એજ દશા હોય!

—જો! તારાં દિલ્હીશ્વરો કાંઇ મમ યુગી દીલ્હીશ્વરો જેવાં સુંદર હિન્દવાણીઓના શિલ ભ્રષ્ટ કરનારાં નથી! તું તારે **હિન્દુત્વહિન જયચંન્દ્રની જેમ મ્લેચ્છોની દોસ્તી કરીને,** ઇંદ્રિપ્રસ્થ (દીલ્હી) હાથ કરી લે પણ જેવો **તારો વર્ણશંકર વાવટો** મીનારે ચડયો એટલીજ વાર છે! ત્યાં ઉત્તરમાં હુણો અને રીંછો શિકારની વાટ જોઇ રહેલાં છે! તારે જખમારીને ક્ષત્રિયોનાં ચર્ણું ચુંબનો કરવાં પડશે. એમને નાશનો પેગામ દેવાને બદલે દયાનંદની જેમ વિજયનો પેગામ આપી સુધારીશ તો ભારત ચઢશે!

—જો! મારા **ભામાશાએ તો** વફાદાર રહી પોતાની સ્વકમાઈની મીલ્કત **મેવાડને** માટે સુપ્રત કરી ત્યારે તારાં **અમીચંદો તો** ગરીબોને, અને અક્કલના અંધાઓને છક્કા પંજામાં છેતરીને કમાઈ કરી તને સ્વરાજ્ય અપાવવા થેલીઓ આપે છે!

**એવાં રકતના સિક્કાનું સ્વરાજ્ય નહિં ટકે!**

# હિન્દુત્વ તારણહાર પ્રત્યે—મોહન શ્રુતિ !

## શૂર શિવાજીને:—





**અરે હિંસક શિવાજી ? લડાયક શિવાજી !** અફઝલખાંનનો વિશ્વાસ ઘાત કરનારાં કોમીવાદી ? હિન્દુત્વનો તારણ ક્યાંથી બન્યો ? કેટલી મૂર્ખતા ! જો તારાં વાલી—વારસ શંખ દેવો દેશપાંડો જેવા મરાઠા—પેશ્વાને મેં કેવાં અહિન્દુ બનાવી મૂર્ખ બનાવી દીધાં છે ? જો એ બધાં સુન્નત વગરના મુસ્લીમ બની ગયાં છે કે નહિ ?

**શિવાજી !** તેં તો હિંસાથી મેળવેલું તેથી તારૂં સ્વરાજ્ય ઉડી ગયું ! તારા પ્રાંતિક સુબાઓ વીફર્યાં ને બથાવી બેઠાં ! જ્યારે મેં અહિંસાથી મેળવેલાં આઠ પ્રાંતના સ્વરાજ્યના મારાં પ્રધાનો તો મારાં સદાના આજ્ઞાંકિત ગુલામો બની રહેલાં છે !

જોઇ લે મેં રાજકોટમાં અપવાસનો ઢોંગ આદર્યો કે તુરતજ એઓ બધાં રાજીનામાં આપવાં બેસી ગયાં કેવાં વફાદાર ?

**શિવાજી ! જો તું "છત્રપતિ" હતો** ને દિલ્હીશ્વરને ધ્રુજાવતો હતો **તો હું** પણ **"ચરખાપતિ"** હોઇને અત્યારે દિલ્હીશ્વરને ધ્રુજાવું છું !

**શિવાજી !** તું બાદશાહનો કેદી બનેલો ને "અસત્ય" યુક્તિથી છુટી ગયો ત્યારે હું તો અંત્યજ ઉધ્ધારની "સત્ય" શરતથી છુટયો ! ને રાજકારણમાં ભાગ ન લેવાની શરત છતાં આખું રાજકારણ મારા ગળામાં ઘાલી બેઠો છું !

જો **શિવાજી** તારી પ્રશંસાનું **કવી ભુખણવાળું** કાવ્ય **"શિવા બાવની"** મેં સાહિત્યમાંથી રદ્દ કરાવ્યું ! કારણ કે એનાથી મારા મુસ્લીમ ભકતોના મન દુ:ખાતા હતાં અને સ્વરાજ્ય આણવામાં ઢીલ થતી હતી ! અને નોંધી લે કે ત્યાર પછી તુરતજ મે આઠ પ્રાંતનાં પ્રાન્તિક સ્વરાજ્યો જીતિ લીધાં ?

જો **શિવાજી** તારા અવતારથી હિન્દુઓની સુન્નત થતી અટકી પડી! ચોટી કપાતી બંધ થઇ! પણ જોઈ લે મારા અવતારથી તો મારા ભકતોની મુંછો ઉતરી ગઇ અને માથા ઉપર ડબલ ચોટી-ચોટલાંઓ-વધી ગયાં! જો અત્યારે મેં મારી રાજસંસ્થામાં (કોંગ્રેસમાં) સુન્નત વગરના (હિન્દુ)-મુસ્લીમો ભેગા કર્યાં છે!

—**શિવાજી** તેં તો કલ્યાણીના સુબાની બાળાને એના **"ઘરભેગી"** કરી દીધી પણ હુ તો—**"ઘરભાંગુ બાળાઓ" ને** ભેગી કરીને સ્વરાજ્ય જીતવાં નિકળ્યો છું! તેથી વધુ હું મારા આશ્રમમાં મુસ્લીમ બાળાને રાખીને રંધાવું છું! અને હું અને મારા હિન્દુ છતાં "ચોટીવાળાં-સુન્નત વગરના-મુસ્લીમો" બધું ખાઇએ છીએ! છતાં અમે વૈષ્ણવ જનના ગીત ગાઇ હિંદુત્વ નભાવીએ છીએ!

—જો **કોમીવાદી** સંકુચિત હિન્દુ? હિન્દની આઝાદીને નામે મેં હિન્દુ ધર્મવિધ્વંસક-ખલીફાની ગાદીને-બચાવવાને લાખોનાં ફંડ હિન્દુઓ પાસે અપાવરાવ્યાં! કોંગ્રેસને કોમીવાદી બનાવી! અને તેના બદલામાં મોપલાબંડમાં હિન્દુઓ વટલ્યાં જોઇ લે કેવી એકતા આદરી?

એમ છતાં જો અત્યારે હિન્દુધર્મના મંદિરોને તથા હકકોપરના હૈદ્રાબાદના જુલમો માટે હું મૌન રહ્યો! અને કોંગ્રેસને એમાં સહાનુભુતી પણ ન દેવાનો હુકમ કરેલો! કોંગ્રેસને મેં કોમીવાદી ન બનાવી!

**જો તારો ભકત-સાવરકર!** જ્યાં ત્યાં તારાં વખાણ કરે છે પણ હું કાંઇ એ બ્રહ્મતપસ્વીના તેજમાં અંજાઈ જાઉં એમ નથી! હું તો માત્ર નૂરે ઇસ્લામ મહમદઅલીના ગ્રહણમાં ગ્રસ્ત થઇ જાઉં છું! કારણ કે એને નમીને મારે હિન્દુ મુસ્લીમ એકતા કરીને હિન્દની આઝાદી આણવી છે! એમને નમ્યાં વગર હિન્દની સ્વતંત્રતા આકાશ કુસુમવત છે!

જો **શિવાજી**! અંગ્રેજો કરતાં મને મુસ્લીમો વધુ પસંદ છે! કારણ કે અંગ્રેજો હિન્દુઓના ધર્મમાં હાથ ઘાલતાં નથી! હિન્દુઓને હિન્દુ રાખી મૂકીને હિન્દુ વસ્તી ૮૩ વરસમાં એકદમ વધારી દીધી! જ્યારે મુસ્લીમો

હિન્દુઓને વટલાવીને હિન્દુની સંખ્યા કમી કરવા માંગે છે જે મને પસંદ છે! કારણ કે તેથી બન્ને જાતિની સરખી સંખ્યા થઇ જાય! ને મતાધિકારના ભાગલાં ન પડે! બ્રીટન હાંકે!! ને સ્વરાજ્યનો હું પ્રમુખ થાઉં!

**—શિવાજી!** આ બધી મારી **અહિન્દુ શ્રુતિ તું** સમજ્યો? એ હિંદુત્વના તારણહારા? હિન્દુત્વના ઠેકાદાર? તું હવે ભાઇ પરમાણંદ, ડૉ. મુંજે અને બેરીસ્ટર સાવરકરને તથા તારા વખાણનારાં આર્ય સમાજીઓને સ્વપ્નામાં દર્શન દઇને આજ્ઞા કરી દે કે તને હવે ભૂલી જાય અને મારે શરણે આવી જાય!

**—ફરી જન્મ લઇને "ભવાની-ધારી" ને બદલે "ચરખા-ધારી" થજે!**

**શિવાજી ઉવાચઃ**—અરે! વાણી મહાત્મા મને તારી હિન્દુત્વ નાશક શ્રુતિ અમાન્ય છે! મહારાષ્ટ્રનું નામ અને કીર્તિ લજાવનારાં પાન્ડે-શંખોને ભલે એ મુબારક રહો!

**મોહનદાસ!** કલ્યાણીના સુબાની બાળાને પુત્રી ગણીને તેને ઘરે મોકલીને મેં તો મારી **આર્ય સંસ્કૃતિનું ગૌરવ વધાર્યું છે!** તારાં હિન્દુત્વ-હિન સ્વરાજ્ય પ્રયત્નોમાં હિન્દુ બાળાઓની કેવી બરબાદી થઇ? તેં સ્ત્રીઓની પવિત્ર સંસ્કૃતિના ગૌરવને ગર્તામાં ગબડાવ્યું છે!

—એ અફઝુલખાંન મારૂં કાસળ કાઢવાં આવેલો છતાં તું એને બીચારો કહે છે કે? તું ભુલી ન જતો હું તો બ્રહ્મતપસ્વી રામદાસનો ભકત છું! શઠં પ્રત્યે શઠતા કરનારો છું-સમાન શત્રુનો શિકારી છું.

**મોહનદાસ?** હૈદ્રાબાદ સત્યાગ્રહમાં હિન્દુઓપર ભયંકર જૂલ્મો તૂં સાંભળતો છતાં અટ્ટહાસ્ય કરતો રહ્યો! મૌન સેવી મશ્કરી કરતો રહ્યો! પરંતુ મારા મરેઠાં અને પંજાબી આર્યોના પરાક્રમે વિજય થયો-હિન્દુત્વના અસ્તિત્વનો ડંકો વાગ્યો!

ત્યારે જો તૂં તો **રાજકોટમાં** દેડકાં ડુબતાં બચાવવાને ધાયો! ધમાલ-ધતીંગો કર્યાં પણ મારા **વીરા** અને **ધર્મેન્દ્રે** તેમનાં ક્ષત્રિય ખમીર તથા મુત્સદ્દીથી તારાં ગર્વ ગાળ્યાં ને તૂં પરાજય પામી પાછો થયો!

**—મોહનદાસ સમજી લે! હિંન્દુત્વ તો અમર છે!**

## આજન્મ બ્રહ્મચારી દયાનંદ પ્રત્યે મોહન શ્રુતિ !

**સ્વામી દયાનંદ પ્રત્યેઃ—**





**અરે! નર્યાં નિર્બળ બ્રહ્મચારી?** ગંગા તટે કોઇ સ્ત્રીનું વસ્ત્ર પવનથી તને સ્પર્શી ગયું તેમાં વળી ત્રણ દિવસના ઉપવાસો ને તેપણ છાંના માનાં પ્રાયશ્ચિત રૂપે શેનાં કર્યાં? મારી જેમ ઢોલ ત્રાંસા વગાડીને કરવાંતાંને? માળો કેવો **ડરપોક બ્રહ્મચારી?** પુનામાં **પેલી રમાબાઈ** સાથે શાસ્ત્રાર્થ કર્યો તેમાં વળી આડો પડદો શેનો રખાવેલો? એ કાંઇ તને **પ્રેમાબાઇની જેમ** Sexual પીડના પ્રશ્નો થોડી પૂછવાની હતી? માળો કેવો શરમાળ બ્રહ્મચારી!

તું જોઇ લે મારા સ્વરાજ્ય મંત્રના સૌરભથી તો સ્વરાજ્ય કોકિલાઓ વહુ રાણીઓના વેષો ધારણ કરીને, ટહુકા મારતી મારી આસપાસ વીંટળાઇ જાય છે!

જોઇ લે હું તો યુવતિઓના ખંભે હાથ મુંકુ છું! સ્વરાજ્ય ભક્તાઓ અને યુવાન દેશ સેવિકાઓના ટોળાંમાં હું ભળતો હવો! છતાં **શુક દેવ અને જનક વિદેહી બનવાનો** અખતરો કરૂં છું!

વીર્યસ્ખલનો હવાં છતાં હું બ્રહ્મચારી! જાગૃતાવસ્થામાં સ્ત્રી સંગની મને ઇચ્છા હવાં છતાં હું પોલાદી બ્રહ્મચારી! માળા ગાંડીયા! એનું નામ તો "નીડર બ્રહ્મચારી" કહેવાય સમજ્યો કે દયાનંદ?

**બન્ને નિર્બળ બ્રહ્મચારીઓ! ત્હેં દયાનંદે અને સહજાનંદે** તો નાહક, નિર્બળ, ડરપોક અને ભીરૂ બનીને બચારી સ્ત્રીઓને આઘી-આઘી કાઢીને, બ્રહ્મચર્યનું પાલન કર્યું!

**અરે! સહજાનંદ?** તારાં બ્રહ્મચારી-પાળાઓ તો ગાંડીયા દેખું! આગગાડીના ડબાઓમાં નરીયાં ડબા ગોતતાં ફરે! એમ શું કોઇ સ્ત્રી પાસે બેસવાથી એમનાં બ્રહ્મચર્ય નષ્ટ થતાં હશે!

માળા બન્ને દીવાના! બન્નેને બ્રહ્મચર્યની સત્ય વ્યાખ્યાજ ન આવડી! મૂળે માળા બન્ને મનુ-ભગવાનના ભગતડાંને?

## અસહિષ્ણુંતા!

**અરે દયાનંદ! નન્નીજાન** ઉપર આટલો ક્રોધી કાંય બન્યો! એ બિચારીએ તો માત્ર જોધપુર નરેશ એકનેજ પોતાનો દેહ સોંપેલો તે છતાં ત્વં કેટલો સંકુચિત? એને કર્નલ પ્રતાપ પાસે જોધપુર પાર કેમ કરાવી?

જોઇ લે મારી સ્વરાજ્ય સૃષ્ટા ભકતાઓ તો સ્વરાજ્યની અમદાનીમાં એક પતીનું બંધન પણ ભાર રૂપ ગણંતી હવીઓ-છુટા છેડાં લઇ લેય છે! મારી કેટલીક ભકતાઓતો સાત સાત અશકોવાલી છતાં હું તો દેશ અને સ્વરાજ્યને ખાતર સહિષ્ણુ બની એમને આશિષો આપું છું! ત્યારે તું તો એક આશકવાલી નન્ની જાન પર ક્રોધે ક્યાં ભયો?

**અરે! વિશ્વામિત્ર-દુર્વાસા?-જોધપુર નરેશે વેશ્યા નન્ની-જાનની પાલખીને ટેકો દીધો તેમાં એટલો બધો ક્રોધ શેનો? ॥ "राजन्! राजा सिंह समान होते हैं, धिक्कार है यदि वे कुतिया सदृश वेश्याओंके पीछे दौडें! હે રાજન્! રાજાઓતો સિંહ સમાન છે, ધિકકાર છે જો એઓ કુતિઓ જેવી વૈશ્યાઓની પાછળ ભટકે!" દયાનંદ કેવી તારી હિંસક ત્રાડ?** રાજા-વેસ્યાના સંબંધે કોઇ નવીન સૃષ્ટી ઉત્પન્ન થાય તો ખોટું શું?

તું જોઇ લે અત્યારે મારાં ભકતો તો વાણીયા-બ્રાહ્મણી, ઢેઢી-બ્રાહ્મણ અતીત-વાણીયણ, એવાં શેળભેળ લગ્નો કરીને "સ્વરાજ્ય સૃષ્ટી"-ઉત્પન્ન કરી રહેલાં છે!

**દયાનંદ વળી જોઇ લે? મારા બનાવેલાં પ્રાન્તિક સ્વરાજ્યના "રાજાઓ" સીનેમાં નટીઓની પાછળ દોડે છે! અને વળી કોઇ કોઇ તો વારાંગનાના રખાતો છે! તેઓ એવાં પરાક્રમો-વાળાં (?) છતાં હું તો તેમને હિંસક ત્રાડને બદલે નમાવે જાઉં છું! આશિષો પણ દઉં છું!**

## "રાજવિઓના સુધારક"!

**વાહ! રાજાઓના સુધારક?** તું ગમે તેમ તો મનુ સ્મૃતિનો પ્રચારકને? એ હિંસક ક્ષત્રિયોને, રાજધર્મના શિક્ષણ દેવા નિકળ્યો! એમનું સુષુપ્ત રકત ઉકાળવાં ગયો! ત્યાં જાતે ગયો તો જીવ ખોયોને?

મારી જેમ બ્રીટીશ હદમાં બેસીને, એમને સુધારવાના-ફડાકા માર-વાતાં ને? **એ નહિં સુધારનારાં રાજાઓને-"નાશનો પેગામ" મોકલી દેવો હતો!** જોને હું હમણાં બોઝનું પતન કરવાના-ભેદી-કારણે ખોબાં જેવાં રાજકોટમાં ગયો તો જીવ ખોતો બચ્યો! ઘાત ગઇ ઘાત! માંણ માંણ બચ્યો! ગાંડા?

## અપવાસ કેમ ન કર્યાં?

**અરે ગાંડા સંન્યાસી?**—રાજકોટ નરેશને-વીરાવાળાની ભુરકી અને મેલડી છાંયામાંથી મુકત કરવાને, તેમનો હૃદય પલટો કરાવવાને મેં રાજકોટ જઇને અપવાસ આદરેલાં! તેથી વાઇસરોય વચમાં પડયો અને મને બચાવી લીધો! મારા ભાટો ભુંકયાં કે-**"સંતને ચરણે સામ્રાજ્ય!**

જો મારી માફક-**જોધપુર નરેશને, નન્નીજાનની, નાગચુડથી મુકત કરવાને, જોધપુરમાં ઉપવાસો કર્યા હોત તો શું ખોટું હતું?**

તારાથી ભુખ સહન થાત નહિં તો મોઢું ઉઘાડી રાખીને ઉંઘી જવું તું! તો તારો **"જગન્નાથ નાયર"**-ગાયનું દુધ તારાં મોઢાંમાં રેડી દેત! તને ખબર પણ ન પડતે! તારા ઉપવાસો વદાઇ જાત! તારી

વાહવાહ થાત! હોળીને બીજે દીવસે લોકો હડતાળો પાડત! **અને વાઇસરોય લૉર્ડ રીપન**–દરમ્યાનગીરી કરીને, તારા અપવાસો છોડાવી દેત!

અને પછી તારા ભકતો ભાંખી નાંખત કે:—"**સંન્યાસીને ચરણે સામ્રાજ્ય! "મહર્ષિને ચરણે મહારાણી વીકટોરીયા!!**

પણ તું કાંઇ કુટિલ થોડોક? નર્યો નિર્ભય તપસ્વી! જો બેરિસ્ટર બન્યો હતો તો બાજીગર બનીને–બાજી બગડતી સુધારતને?

## ગાંડો ગૌપ્રતિપાલક!

**ભોળો ગાય પ્રશંસક!** ગાયનુંજ દૂધ પીનારો! જો ગાયના દૂધને બદલે મારી જેમ તું **નજરની સાંમે "બકરી" દોવરાવીને દુધ પીતો હોત તો રસોયો જગન્નાથ દગો દેત? ને ઝેર પચાવવું પડત?**

વળી પાછો દયામાં આનંદ માનનારો દયાળુ દયાનંદ! કેવો દયાળુ કે ઝેર દઇ દગો દેનારને પૈસા દઇ જીવતદાન દીધું? ગાંડા! એવા હિંસકને તે છુટો મૂકાય? જો મેં હમણાં સત્યને નામે પ્રસિદ્ધ પામવાને સારૂં હિંસક પૃથ્વિસીંઘ જે છુટો હતો તેથી "સત્ય ને અહિંસા" ને નામે ફરી જેલ કરાવી! એણે હિંસકતાની સજા નહોતી ભોગવેલી એટલે ભોગવાવી! પછી મેં મારી વાહવાહ કરાવવાને એને છોડાવ્યો! જો મારી કેવી લીલા?

**ભોળા ગાંડીયા?** જો મારી સાથે દગા રમનારાઓને મેં જીવતાં–બાળ્યા–સમાન નથી કર્યાં? પુછી જો તું અમૃતલાલ, નરિમાન, ખરે, ઉધોજી, બોઝ બાબુને! હજુ મેં થોડાંકને મારી દાઢમાં રાખેલાં છે વખત આવેથી એમને પણ પરચો દેખાડીશ! હું આવો છતાં જોઇ લે! મારા ભાટ ચારણો મને "સત્ય, અહિંસા અને વિશ્વપ્રેમનો–ફીરસ્તો ગણે છે કે નહિં?

જો તેં તો માત્ર દેશને સમૃદ્ધ કરવાનેજ ગાયોની કતલ બંધ કરાવવાને-વાઇસરોય લોર્ડ રીપનની મસલતથી લાખો હિન્દુઓની સહિઓ લેવા માંડેલી જ્યારે મેં તો માયસોર નરેશે ગોવધ બંધ કરવાને કાયદો ઘડતાં હતાં તે અટકાવ્યો! એમ મેં મુસ્લીમોને રાજી કરીને મારા સ્વરાજ્યના પાયો મજબુત કર્યો!

## સ્ત્રીઓની છટકું સ્વતંત્રાનાં વિરોધીઓ!

**અરે સંકુચિત?—જો તેં અને સહજાનંદે** તો સ્ત્રીઓને મરદોથી અળગી કાઢી નાંખીને-પુરૂષ સમોવડી બનાવવાને બદલે અબળાઓજ રાખી મૂકી! સ્ત્રી પુરૂષોના ચોકાં જુદા કરાવ્યાં! સ્ત્રીઓને પુરૂષોમાં ભળવાની મનાઇ કરી! **પછી પંજાબી કે ગુજરાતી ગાંન્ધુ સ્ત્રીમંડળો-** તમો બન્નેનો ભાવ કેમ પૂછે? તમારી જયંતીઓ કયાંથી ઉજવે?

-જૂઓ ગાંડાઓ? મેં તો સ્ત્રીઓને, પુરૂષો ઉપર અધિકાર ચલાવવાને ઉશ્કેરીઓ! અગાઉ પુરૂષો બૈરાંઓની રક્ષા કરતાં હતાં તેને બદલે મેં મારા યુગમાં, દેશ સેવિકાઓ અને સ્વરાજ્ય રણચંડિકાઓથી પુરૂષોનું રક્ષણ કરાવવા માંડયુ! તમારા ભકતોના વરઘોડામાં સ્ત્રીઓને પાછળ રખાય છે ત્યારે સ્વરાજ્યના વરઘોડામાં સ્ત્રિઓ આગળ રખાય છે!

મેં તો દેશ સેવિકાઓ અને સેવકોનાં શેળભેળ શંભુ મેળાં ઉભાં કર્યાં! ચળવળોમાં ઝીંણા હોલમાં નર-નારીઓનાં અખાડા અદરાવ્યાં! અને જો એવી છટકું-સ્વતંત્રતાને લીધે હું કેવો પુજાઇ રહેલો છું?

૧—મારી જીવતાં જયંતીઓ ઉજવાય છે!

૨—છતાં ધણીઓયે સ્વરાજ્ય માટે વિધવા બનેલી સોગીયણો રેંટીયા બારશે મને વધાવે છે! તેણીઓ સધવા છતાં સૌભાગ્યના ચિન્હ રૂપી ચાંડલા રહિત-છતાં મને મારાં કપાળમાં ઢબુ જેવડો ચાંદલો કરી મારાં ઓવારણાં લેય છે!

૩—ગાંધીજી ઘણું જીવો-મહાત્માજી ઘણું જીવો એવાં આશિષો આપે છે !

૪—મને બ્લડપ્રેસર કે બેચેની થતાં બુલેટીનો નિકળે કે તુરતજ એણીઓ પ્રાર્થના કરીને મારૂં આયુષ્ય વધારે છે !

૫—જુવો મહિલાં દ્વેષીઓ? એણીઓના આશિષોથી તો હું રાજ-કોટની ઘાતમાંથી બચ્યો !

૬—મને વારંવાર બ્લડ પ્રેસર હવાં છતાં એ સ્વરાજ્ય-પતિવ્રતા-ઓના જપ-તપ-અને વરદાનોથી હું દીર્ઘાયુષી થતો જાઉં છું !

૭—મારી એ સ્વરાજ્ય ભકતાઓ ! ગાંધી સપ્તાહોમાં મારી પ્રિય જાતિ અંત્યજોને આવાસે જઇને-સવારના પોતાના સંડાસો સાફ કરાવીને-રાત્રે તેમની સાથેજ રાસડાં લેય છે ! ત્યાં ભંગીવાડે જઇને ભંગણોની સાથે ભળીને-"**ઘણું જીવોરે બાપુ ગાંધીજી**" ના ગરબાં ગવરાવીને મારી આયુષ્યને લંબાવે છે !

જોઇ લ્યો એમ એણીયોને આપેલી-છટકું સ્વતંત્રાના બદલામાં તથા સ્વરાજ્યના સાટાંમાં એણીઓ મારી એમ ભકિત કરે છે !

## નર્યો એક માર્ગી દયાનંદ !

**હે દયાનંદ !** વાલકેશ્વરના તારા ઉતારે તને તપસ્વી માનીને બિચારી મહીલાંઓ તારાં પગે પડીને આશિષો લેવાં આવીઓ ત્યારે તેં એણીઓને નિરાશ કેમ કરી? "**मातायें अपने स्वामियोंकी भक्ति करों-ईश्वर भक्ति करो-पुण्य होंगा !**" આવો એક માર્ગી ઉપદેશ દઇને, ચર્ણ ચુંબન કે સ્પર્શ ન કરવા દઇને નિરાશ કરી પાછી કેમ કાઢી મૂકીયો? નર્યો એક માર્ગી દયાનંદ !

—જો હું તો સનાતની ધર્માચાર્યોના ચર્ણ સ્પર્શ કરનારાંઓને મૂર્ખાં અને અંધશ્રદ્ધાળું કહે તો હવો! નિન્દા કરંતો—ઇર્ષા કરંતો હવો—સ્વરાજ્ય મહિલાંઓ પાસે મારાં ચર્ણ સ્પર્શ કરાવે જાઉં છું! **મારો દોસ્ત વીઠ્ઠલભાઇ પટેલ એવું જોઇને મને ઠપકો દેતો ત્યારે મેં એને સમજાવી દીધું કે ગાંડા પટેલીયા!** એમ મહીલાઓને વશ રાખીએ તો સ્વરાજ્યની લડતમાં મદદ મળશે ને **આપણે સ્ત્રીઓને લઢાઇના ઉંટ બનાવીએ તો સભ્ય બ્રીટન ખીસીયાણું બની સ્વરાજ્ય દઇ દેશે!!**

## નિરાશાજનક પુરૂષ!

**રે મહાન પુરૂષ! તારો સત્યાર્થ પ્રકાશ વાંચીને** હું તો સ્તબ્ધ થઇ ગયો! ભોંઠો પડયો! એટલે મેં લખી માર્યું કે **"એવાં મહાન પુરૂષને હાથે આવો નિરાશાજનક ગ્રંથ?** જોઇ લે તને મહાન તો કહી દીધો પણ ગુપચુપ રીતે **નિરાશાજનક પણ કહી દીધો!** પણ તારા ચતુર ચેલકાંઓ જબરાં કે ચેતિ ગયાં! ચમકયા ને મારી ઝડતીના સેંકડો ટેલીગ્રામો અને હજારો કાગળો શાસ્ત્રાર્થ કરવાના—જાસા ચીઠ્ઠી—માટે મોકલ્યાં!

જેથી મારે ખુલાસો કરવા ફરજ પડી કે હું યરોડામાંથી મુકત થઇને શાસ્ત્રાર્થ કરીશ! એ વાતને બે કાયદા થયાં પણ હું કાંઇ થોડોક કાચો છું! કે દાદ દઉં? જાત જાતના બ્હાના કાઢીને સ્વરાજ્યની લાલચ દેખાડીને હું તારાં ચેલકાંઓને રમાડી રહેલો છું!

## સન્યાસિ છતાં સાવધ નહિ!

**વળી જો દયાનંદ!** મુસાફરી અને જેલમાં હલકા ખોરાક મળે છે! તેથી મેં અન્ન ત્યાગ કર્યો! ને બકરીનું દુધ, મોસંબી તથા દ્રાક્ષના રસ પીવા માંડયાં પછી રસોયા કે જેલરો દગા કયાંથી કરે? તને વહેલાં મળવા આવેલાં મોતીલાલ અને વીઠલભાઇને પુછી લે! સન્યાસી છતાં ફળાહારી ન રહ્યો ત્યારે અકાળે મર્યો ને?

## ગુરૂ ગોતણીઓ સંન્યાસી !

**જો દયાનંદ તું તો**—ગુરૂને શોધવાને સારૂં ગુફાઓ અને તિર્થોમાં ભટકયો પણ જો મને તો મારા ગુરૂઓ પોતે મારે ત્યાં મને શોધતાં આવે છે! જોને મારા સ્વરાજ્ય તિર્થે ડો. **ખરે આવીને "ખત લે ગયો" ને મારો ગુરૂ નં. ૧ નો બની ગયો! બીજો મારો મહાગુરૂ દરબાર વીરાવાળો–મારા રાજકોટનાં "પ્રજાકિય સમિતીના તીર્થે" આવીને મારો ગુરૂ નંબરઃ One A બની ગયો !**

વળી મારી મહત્તા તેં જોઇ ? તેં તો તારા ગુરૂને લવીંગની ગુરૂ દક્ષિણા આપી જ્યારે મેં આ શિષ્યે તો મારા ગુરૂ વીરાવાળા પાસેથી રૂા. ૧૫૦૦ ની સામી દક્ષિણા માંગીને લઇ લીધી ? ગાંડીયા ! ગુરૂઓ તો શિષ્યને પુછતાં આવે ! તું જોતો નથી અત્યારે નિશાળીયાંઓને મેં ફટાવી દીધાંથી–માસ્તરોના ગુરૂઓ નિશાળીયાં બની બેઠાં છે કે નહિં? પુછી જો તારા ટંકારા–મોરબીના દિવાનના ભાઈ પ્રીન્સીપાલ–રામભાઇને !

જો પેલાં નરીમાન અને બેઝ મારા ગુરૂ બનવાંને આવેલાં પરંતુ મેં એમને કેવાં ઉખેડી નાંખ્યા ? હું કાંઇ જેવા તેવાંઓને મારાં ગુરૂ બનાવતો નથી !

**ગાંડીયા**—તેં તો માત્ર એકજ સંન્યાસી બ્રાહ્મણ વીરજાનંદને ગુરૂ બનાવ્યો પણ મેં તો બ્રાહ્મો–ક્ષત્રિ એમઃ **ખરે અને ક્ષાત્રય વીરવાળાને "બ્રહ્મક્ષત્રી" ગુરૂ બનાવ્યાં !**

જો કે કેટલાક **વૈશ્યવૃત્તિના ઘનશ્યામદાસ ગુપ્તા જેવાંઓ** સ્વરાજ્યની લાલચોવાળા, સિવાયના લગભગ બધાં ૯૦ ટકા આર્યો તો મારે ત્યાં આવીને મારા ગુરૂઓ બની ગયા છે. **તારી જેમ હું ગુરૂઓને શોધવાને–ગોતવાને–હું ગોતણીયો બનીને ગયો નહોતો !**

# નર્યો સ્વપ્ન દ્રષ્ટા!

**દયાનંદ જોઃ—ईशावास्यमिदꣳसर्वम् यत्किंच जगत्यां जगत्।**

આ ઇશોવાસ્ય ઉપનિષદનો મંત્ર મારી નજરે ચડી ગયો ને મેં હરીજનમાં એનો **"કોલંબસની શોધ" જેવો** ઢંઢેરો વગાડયો! અને મારા એ પ્રકાશથી મારાં "અંધભકતો"ના ચક્ષુઓ ઉઘડી ગયાં! એઓ ખુશ ખુશ થઇ ગયાં! મારા જ્ઞાનને માટે મુગ્ધ બની ગયાં મારી જે જે **બોલાવવા** બેસી ગયાં ને જાણેકે મારો એ કોઇ ઇશ્વરી **ઈલમ** હોય એમ માની બેઠાં; **પરંતુઃ**—

તારા ચતુર ચેલકાં કાંઇ ઓછાં છે! પેલા તારા ચુસ્ત ભકત છતાં પણ મારામાં અંધ શ્રધ્ધા સ્વરાજયને અંગે ધરાવનારાં નર્મદાશંકર ત્રીવેદીએ—**આર્ય પ્રકાશમાં મારી શોધ "નવીન નથી, મઉલિક નથી—સ્વયંભુ નથી—અસલી નથી—એમ એણે ધડાધડ છાપી માર્યું અને એમ એ આર્યપ્રકાશના-નુતન પ્રકાશથી" હું ભોંઠો પડીને**—"રાજકોટના પ્રકાશની જેમ" બણગાં મારી શકયો નહિ અને ગુપચુપ ગાપચી મારીને બેઠો!

**દયાનંદ!** મારા ચેલકાંઓ નર્યાં અંધ શ્રધ્ધાળું છે! હું જરા મ્હોં કટાણું કરૂં તો જાણે પરમાત્માએ મારા અંગમાં કાંઇ અનિષ્ટ કર્યું એઓને ભાસે! હું જો જરા મલકાતા મોંઢાનો થઉં તો જાણે દિલ્હીનું સિંહાસન આ આવ્યુ-એ આવ્યું એમ માનીને ખુશ બનીને ગેલ કરવાં બેસી જાય! મારા શિષ્યોની આવી અજબ બુધ્ધિ છે! ઈશાવાસ્યના મંત્રથી એઓ બધાં જાણે મારા અંગમાં ઇશ્વિરનો સંચાર આવ્યો માનીને ગેલમાં આવી ગયાં પણ તારાં ચેલકાંઓનાં ઉત્પાતથી એઓ બધા ઠંડા થઇ ગયા! ને હું મારા એ તમાસામાં નીષ્ફળ ગયો!

મને સ્વપ્ને પણ ખબર નહિ કે ૬૦ વરસ ઉપર એ મંત્રનો સુંદર પ્રભાવ અને પ્રકાશ હિન્દીઓ ઉપર પાડીને મારા ગુરૂ ટોલ્સટોયથી પણ વધુ ઉત્તમ પરોપકારી-વિશ્વપ્રેમ અને સમાનતાનો-ઉપદેશ તેં વિશ્વને સમજાવેલો હતો! **દયાનંદઃ ખરેખર તારો ટંકાર "સંસારનો**

**ઉપકાર કરવાનો છે" તને ધન્ય છે !**

પણ તારી પાસે મારા જેવાં ભાટ ભવાયા તથા ચારણોના ટોળાં ક્યાં હતાં કે મારી જેમ તું તારાં વખાણુ ઢોલ, ત્રાંસા અને સરણાઇ-ઓથી વગાડી શકે ?

**દયાનંદ ! વળી જો તેં-સંપુર્ણ સ્વદેશી ખાદી અને સ્વદેશી વસ્ત્રો તથા ચીજો બનાવવાં** અને વાપરવાના ઉપદેશ ૬૦ વરસ ઉપર આપેલાં અને તારાં રાજ શિષ્યોએ પોતે અને પોતાની પ્રજામાં તેમ કરવા આજ્ઞાઓ કાઢી ? **પણ હું તો માત્ર મહાસભાનો મેમ્બર બનાવવાને ખાતરજ-મારા શિષ્યોને ખાદી પહેરાવવાની પ્રતિજ્ઞા લેવરાવું છું પછી ભલેને એ બધાં બ્રીટીશ કાપડના, જાપાનીઝ કાપડના અને ખુદ શાહીવાદને-ધંધા કરીને પોષી રહેલાં હોય ! ભલે ભારતને ભીખારી બનાવે જાતાં હોય છતાં એઓ-દેશભક્ત ગણાય !**

—તારાં સ્વદેશીના ઉપદેશોતો-દેશને સમૃધ્ધ કરવાનાં જયારે મારા ખદ્દરના ઉપદેશો તો માત્ર હું કોંગ્રેસનો-મુકુટમણિ તરિકે મારૂ વર્ચસ્વ અખંડ રાખવાના મતો માટે દઉ છું ! **તે તું મારા મસ્તકપરના મુકુટઉપરથી જોઇ શકીશ !** હું તો કોંગ્રેસનો સભ્ય નહિ છતાં કોંગ્રેસનો મહારાજા-ધિરાજ His Highest Command of Shegaon, Defender of the Untruth & Violence, Emperor of the Congressian Eight Provinces of India છું !

**દયાનંદ !** મારાં આવાં આવાં ગારૂડીયાં ખેલના તમાસાને અંગે મારી ભુરકીમાં બધાં ભ્રમિત થઈ મારા અંધભકતો ઉભરાઇ રહયાં છે **જયારે ત્હારા ભકતો તો સ્વયં દયાનંદોજ બની ગયાં છે !**

## ફરી જન્મ લે ત્યારે મારી શ્રુતિયે વર્તજે !

**દયાનંદોવાચ:**—મોહનદાસ તારી શ્રુતિની મારી ઉપર જરાયે અસર થઇ નથી તું પોતે નશ્રુતિઓ છે ! શ્રીકૃષ્ણચંદ્રની આજ્ઞા થયે તું મને અંતરિક્ષે મળશે ત્યારે હું તને મારો સંદેશ સમજાવીશ !

# મોહનદાસ અંતરિક્ષે જઇને દયાનંદ પાસે દિવ્ય સંદેશ માંગે છે!



—જો દયાનંદ! હું રાજાઓની ગાદીના તખ્તો અને તાજોના જન્મ સિદ્ધ હકકો ડુબાડવાં બેઠો છું! પણ જો હું મારો કોંગ્રેસ રાજમુકુટ મારા મસ્તક ઉપર ઝળકતો રાખું છું ને તે અમર રાખવાને માટે દરેક વર્ષે કોઇના કોઇ જંગલમાં મારો દરબાર–ઠાઠ માઠ સાથે હું ભરાવું છું! અને ઉજ્જડ ગામમાં એરંડો રાજા કેમ બને છે–એ હું દુનિયાને દેખાડું છું!



દયાનંદ—એ મારા અધિવેશનો જે ખરી રીતે તારાં ઉપદેશ મુજબ આર્યોની પરિષદોની માત્ર નરી નકલ કોંગ્રેસે કરી છે!

**દયાનંદ! તું કેવો મહાન કે તને ઉદેપુરના મહારાણાએ એકલિંગેશ્વર મહાદેવના મંદિરની એક લાખની આવકની ગાદીનો મહંત બનવાને વિનંતી કરી પરંતુ નીરાકારવાદના તારાં સિદ્ધાંતને ખાતર મહંત બનવા ના પાડી બેઠો! પણ તું જોઇ લે હું તો મહાસભાનો મહંત બનીને મારા મસ્તક ઉપર સ્વ-રાજ્ય મુકુટ–ધરાવતો–થાકતો નથી! વર્ધામાં મને મગનવાડીની ન્હાનીશી મીલ્કત મળતાં તો હું શેગાંવેશ્વર બન્યો!!**

—જો દયાનંદ! મારા કોરોનેશનને ઝાંખા પાડવાને તારાં ચેલકાંઓ દખલગીરીઓ કરે છે! ખીલાફત જેવી ઝનુની સંસ્થાને જો કે હું કોંગ્રેસમાં ભેળવી દઉં છું જે મારે ચાલે પણ તારી સંસ્થાઓને દાદ ન દેવાને માટે એને હું કોમીવાદી ગણું છું. કારણ કે તારા ચેલકાંઓ તારૂં 'તેજ' ભૂલી જતાં ન હવાં–મને મહાત્મા કહેવાને–માનવાને આનાકાની કરે છે!!

તારા ચેલકાંઓ દરવરસે મારાં સ્વરાજ્ય પ્રચારની સામે વેદ પ્રચારના–મોરચાં માંડે છે! તેવી રીતે હરીપૂરામાં સ્વરાજ્યના ડંકાની હરિફાઈમાં એઓ વેદનો ડંકો વગાડવાને મારા કોરોનેશન નગરની પાસે અમારી હરિફ છાવણીઓ ઠોકવા મંડી પડયાં પણ મારા કર્નલ વલ્લભભાઈએ, એમને કોમીવાદી કહીને કાઢી મૂકયાં કે નહિં?

પછી તારાં પૂર્ણભકતો–પણ સ્વરાજ્ય લાલચે થોડી ઘણી મારામાં અંધ ભકિત ધરાવનારાં વૈશ્યવૃતિના દંહી–દુધીયાં આર્યો કલ્યાણદાસ, બાપુભાઇ અને સૌરભ ઉર્ફે સત્યવ્રત વીગેરે ભેગાં થઇને, માળાં એવાં ચતુર કે પેલાં મારે આધિન–Law & Order ના પ્રધાન મી. કનૈયાલાલ મુનશી પાસે છાનાંમાનાં પહોંચી ગયાં! પણ એણે એમને પાછા કાઢયાં. પણ—

—એ મુનશી માળો મુત્સદ્દી એણે તો તારાં ચેલકાંઓને સ્વપ્ન દઇને સમજાવ્યું કેઃ—"તમારા જેવાંઓ, ગાંધી કોરોનેશન નગરમાં ગરકાવ થઈ જશે તો તમારી કીંમત કઇ રહેશે? તમે તો સિંહના શિષ્યો છો તમારે ગાંધી ઘેટાંના ટોળામાં ભળીને શું પોતાનો પાત કરવો છે"? ને ઉમેર્યું કેઃ–

—"જૂઓ આર્યો તમારે તો ગાંધી કોરોનેશનના ગઢને ગાબડા પાડવાને-શુર અને વટવાળા બનીને સમોવડીયાની જેમ સામે કીનારે છાવણી નાંખી ઘેટાંઓને તમારી ગર્જનથી ગભરાવવાનાં હોય! આર્યો તમારી છાવણી ત્યાં તમે સામે પાર ઠોકી દયો" !

**દયાનંદ ? એ મુનશી ગમે તેમ પણ પવિત્ર ભાર્ગવકુળી બ્રાહ્મણ છે! તારૂં નામ અને જીવન એને યાદ આવતાંને એનું બ્રાહ્મણત્વ સજીવન થયું! એ મુનશીને એની શીખાથી તે પગના નખ સુધી એ દયાનંદ! એને તારે માટે ભારોભાર સન્માન અને અભિમાન છે!**

—**દયાનંદ**! મારો એ તાજો શિષ્ય મુન્શી, તારાં તેજનો, તારાં તપનો ભારોભાર વખાણનારો છે! તારી તપશ્ચર્યા અને કીર્તિયુક્ત કાર્યોથી એણે ત્હને એક અણમૂલો મહર્ષી માન્યો છે!

"તને રાષ્ટ્ર વિધાતા–વેદ ટંકારકારી–દયાનંદથી સંબોધ્યો! ત્હને વિશ્વ કર્માની દ્રષ્ટીવાળો! હૈયામાં વનરાજની હામવાળો! શબ્દોમાં બ્રહ્માસ્ત્રની વિનાશકતા વાળો! કાર્તિવીર્યનો ઝનુની વિજય પ્રેમ વાળો કહયો! તને ભીમદેવની સચોટતા અને શ્રી હેમચંદ્રની અકલ્પ્ય વિદ્રતાની ઝાંખીવાળો, સંસાર ભકિતની એક નિષ્ટામાં પરશુથી વીયોગી થયેલો પરશુરામ સમો કલ્પ્યો! અને આર્યાવર્તને સજીવ કરવા અમૃત શોધતો પ્રતાપી ને ભવ્ય મહર્ષિને ગુજરાતનો વિજયધ્વજ સિંધુ તટે રોપતો એણે ત્હને જોયો!"

દયાનંદ! તારે માટેની આવી એની અલૌકીક ભાવનાને અંગે એણે સમોવાડીયાની જેમ સામે પાર આર્ય પરિષદ ભરવાની અનુમતિ આપી! દયાનંદ આ બધું ધર્મપરિવર્તન તો તારા અખંડ અને અસ્ખલિત બ્રહ્મચર્યનાં ઓજસનું પરિણામ હું જોઉં છુ!

જો દયાનંદ! એણે મને ગૌતમબુધ્ધથી પણ વધુ વખાણ્યો પણ તું જાણે છે કે ગૌતમની કીંમત તો "ગાય, બકરાં, બોકડાં ને ઘેટાંના બલીદાનોમાંથી બચાવવાની હતી—મને એ કક્ષાએ મુકીને એણે અહિંસક મહાત્મા તરીકે સંબોધી સન્માન્યો છે! પણ? પણ?

દયાનંદ! મેં મારી સ્વરાજયની ઈન્દ્રજાળમાં એને ૧૦ વરસ થી ફસાવ્યો છે! એનું બ્રાહ્મણત્વ બીગાડવાને મેં એને સત્તાના પ્રલોભનમાં જકડયો છે! તારાજે વાં પરશુરામની કીર્તિને વખાણવાનું ભુલાવવાને અને મમ ગુણ—કીર્તનનો કીર્તનીયો કરવાને મેં એની ઉપર "રાજસત્તાના લોભની ભુરકીનું મારણ—તંત્ર માર્યું છે! ભભુતિ છાંટી છે! પણ એમાં માત્ર હું કિંચિત ફલીભુત થયો છું.

પરંતુ એ મુનશી—મુળે ઉપનીષદો અને વેદ—વાચસ્પતીઓનો સીધ્ધો વારસ હોઇને—એના રકતમાં બ્રાહ્મણત્વ તપી ઉઠે છે! એના પૂર્વજોના ગુણકર્મો એને રોમે—રોમે ખડાં થાય છે!

—મારા સ્ખલિત બ્રહ્મચર્યની નિબળતાંથી એ બ્રહ્મતપસ્વી—ભૃગુઋષિના સિદ્ધા વારસનાં હ્રદય કમળ પત્ર પર મારૂં વર્ચસ્વરૂપી જળબિંદુ સ્થિત થઈ શકતું નથી પ્રસંગો ઉદ્ભવતાને એની નસોમાં બ્રાહ્મણત્વના રકતનો વેગ ધડકે છે!

દયાનંદ? જોઇ લે એક દાયકાથી એ એક જૈન બાળાનો પતી બનવાં એનામાં વૈશ્યવૃતિની આંકાંક્ષા ઉદ્‌ભવી ને સ્વરાજ્યે ચઢયો પરંતુ-દયાનંદ એના હ્રદયમાંથી બ્રાહ્મણત્વ ગયું નથી! જો કે એ વૈશ્ય પૂત્રીના સહવાસથી એ વૈશ્યવૃતિએ ચઢી ગયો છે છતાં એના હ્રદયમાંથી બ્રાહ્મણત્વનો લોપ થયો નથી!

દયાનંદ-દયાનંદ! તારા વૈદિક સિદ્ધાન્તોના સુસંસ્કારો તથા તારા પૂર્વજ ઋષી મુનીઓના તપોબળો મારાં એ શિષ્યમાં ઉંડા મુળ ઘાલીને બેઠાં છે!

જો એ મારે આધિન હોવાથી મારે ખાતર એણે "શાસ્ત્રો બાળો"- એમ આવેશમાં અને ક્રોધમાં સનાતનીઓને સુણાવી દીધું! પણ એ કાંઇ શાસ્ત્રોને ધિક્કારનારો નથી! જોઇ લે તું ત્યાર પછીનાં એનાં કેટલાંયે વ્યાખ્યાનોમાં એણે ત્હારાં પ્રિય વેદાદિ શત્ શાસ્ત્રોના પ્રમાણો સચોટ રીતે દાખવ્યાં છે! અને પોતે શાસ્ત્રોનો ભકત છે એમ પુરવાર કરે છે! જો—

દયાનંદ! મારો મુસ્લીમો પ્રત્યેનો એકનિષ્ટ પક્ષપાત હોઇને, મારા મુનશીએ, તારાં આર્યોના અમદાવાદના સરઘસ અને સોલાપુરની છાવણીઓને આવેશમાં આવીને બરખાસ્ત કરાવેલી પરંતુ દયાનંદ! ત્હેં એને કૈલાસમાં બેઠાં ચેતવ્યો! તારી તપશ્ચર્યા અને તપોબળના વિદ્યુત Xrays કિરણો એના બ્રાહ્મણ હ્રદયમાં પ્રવેશ્યાં અને એણે કરેલી ઉતાવળને સુધારવાને, સોલાપુરની આર્ય છાવણીઓને ન્યાય આપ્યો! દયાનંદ તારાં દિવ્ય જ્ઞાન અને અખંડ બ્રહ્મચર્યની ભવ્યતાનો આ હું મહાપ્રતાપ માનું છું! જો તારી પ્રતિમા કેવી ભવ્ય છે?



દયાનંદ–દયાનંદ ! તારાં ઓજસનાં અંબાર અને તારો દિવ્ય પ્રકાશ તો તારાં અનેક બ્રાહ્મણ તથા ક્ષત્રિય શિષ્યોમાં સ્થિત છે! તદપિ એઓમાંથી ઘણાંઓ મારા સ્વરાજય મંત્રોમાં મુગ્ધ બની ગયેલાં હોવાથી મારાં અંધ ભકતોમાં ભળ્યાં છે ! છતાં તારા ધ્યેય કે તારી કીર્તિને જો હું જાણ્યે અજાણ્યે કલંકીત કરવાં જાઉં કે હિન્દુ જાતીને અન્યાય દેતો હોઉં તો એકદમ તરતજ એ બધાં આર્યો મારી ઉપર સીસોદીયાં ક્ષત્રિઓની જેમ તુટી પડે છે ! મને ત્રાહ્ય પોકરાવે છે !—દયાનંદ ! તારા અખંડિત બ્રહ્મચર્યનો આ મને પ્રખર પ્રભાવ ભાસે છે !

## દયાનંદ જો ? નિઝામે – નિશસ્ત્ર વિજય !

## ઓ સન્યાસી ?

જો આપણા સૌરાષ્ટ્ર – કાઠીયાવાડમાં, બાવા સાધુડાં, ભાટ ચારણો, અને અતીત-અઘોરીઓ પોતાના હક્કો, લાગાં, અને દાપાં માટે લોકોને તથા રાજાઓને આંગણે ને ઉંબરે ત્રાગાં કરે છે! અપવાસો આદરે છે! તે તું સારી રીતે જાણે છે! છતાં તું સબળ અને બ્રહ્મચર્યનિષ્ટ હોવાથી. તેં એવાં નિર્બળ શસ્ત્રોનો ઉપયોગ કદી કર્યો નથી !

**પણ જોઇ લે મેં એ ત્રાગાંઓ ને ગીલીટ ચડાવીને એનું નામ મેં સત્યાગ્રહ આપ્યું ! અને બહારની પ્રજાને એ મારી તદ્દન નવીન શોધ છે એમ ઠસાવ્યું અને એ સત્યાગ્રહ કરવાનો મારો એકલો "ઇજારો છે" એમ હું મારો દાવો રાખું છું ! આટલું છતાં તારા આર્યોએ મારો એ હક્ક છીનવી લીધો !**

જો **દયાનંદ** તારા ચેલકાંઓએ દક્ષિણ હઇદ્રાબાદમાં હવન કરવાની મનાઇ થતાં! ૐ ના ઝંડા ફરકાવવાની મનાઇ થતાં! ધાર્મીક સરઘસોની મનાઇના કારણે. એઓએ સત્યાગ્રહ આદર્યો– **ત્યારે દયાનંદ મેં અટ્ટહાસ્ય કર્યું ! ઠઠ્ઠાં કર્યાં ! મોઢું કટાણું કર્યું–છીંકો ખાધી ! "પંચ બોલે એ પરમેશ્વર" ની જેમ–મારાં–ગાંધી પંથી પંચો–પાસે પરાજય–પરાજય ના પોકારો કરાવ્યાં !! એમ મેં અનેક અપશુકનો કર્યાં** ઉપરાંત ત્યાંની મહાસભાને દબડાવી ને મદદ કરતી અટકાવી મેં સર હઇદરીને મઉન રહી ન સમજાવ્યો !

–આવો મારો સખ્ત વીરોધ છતાં! **દયાનંદ–દયાનંદ! સૌરાષ્ટ્રના એ વનરાજ! મથુરાના એ મહારથી! એ ટંકારાના બ્રહ્માસ્ત્રધારી!** તારાં શિષ્ય સન્યાસીઓ, વિશ્વામીત્રની જેમ રૂઠયાં! પરશુરામની જેમ ત્રાડયાં! તારો ભાઇ પરમાનંદ ભીમની જેમ ભભુકયો! તારાં પંજાબી અને મેવાડી આર્યો ચંદાવતોની જેમ ઝણઝણ્યા! તારાં ગુજરાતના આર્યો મારાં સ્વરાજ્ય ગ્રહણમાં ગ્રસ્ત હોવાં છતાં ગર્જ્યાં! જુથના જુથ હૈદ્રાબાદે ધાડાંની જેમ ઉતરી પડયાં!

**દયાનંદ! મારી મુરાદ મટ્ટીમાં મળી ગઈ! મારી સરદારી વગર સત્યાગ્રહ નહિં અને મારાં વર્ચસ્વ વગર સત્યાગ્રહનો વિજય નહિં! એવાં મારાં અહંતાના પાણી ઉતરી ગયાં!**

અધુરાંમાં પુરૂં તારાં ભકતોની મદદે પૂના-નાગપૂરનાં પેશ્વાઓ અને મરાઠાંઓ ઉઠયાં! તારાં ભકતોની મદદે તારો **પ્રશંસક બ્રાહ્મણ-વિનાયક સાવરકર વીજળી વેગે વીચર્યો!** અને એથી એમની મદદે હિંદુ મહાસભા ગર્જિ! દયાનંદ–દયાનંદ એક વિલક્ષણ વાત તો એ છે કે એ તારાં આર્યોની વ્હારે સનાતનીઓ ધાયાં! શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સુવંશજ યુવક ગો૦ શ્રી દીક્ષીતજી એ ધર્મસંરક્ષણાર્થે તન મન ધનની સહાયતા આપી, દયાનંદ! દયાનંદ! આ ધર્મરક્ષણ પરિવર્તનથી વેદિક સિધ્ધાંતોના મુળ મને તો પાતાળે ગયાં ભાસે છે!! દયાનંદ! સનાતન હિન્દુધર્મ તો મને હવે અમર ભાસે છે!

**મહર્ષિ!**–હું ભોંઠો પડયો, મૌન પડયો! ખીશીયાણો થયો! એમની દુઃખો સહન કરવાની શકિત અવર્ણનીય પ્રતિત

થઇ! તારાં સન્યાસી નારાયણસ્વામીને, ત્યાં મારી જેમ જેલમાં બકરીનાં દુધ અને મોસંબીના રસના અન્નકુટ મળતાં નહોતાં મારાં સૈનીકોની જેમ એમને A કે B કલાસ મળેલાં નહી! એમને ઘરના ભોજનની છુટ નહોંતી! એમને આપુસ મળતી નહોંતી! એમને તો સીમેન્ટ મીક્સ્ડ રોટલાં મળતાં! મીંઠાની ઘેંશ પવાતી! સડેલાં ચોખાં અને દાળના ખોરાક અપાતાં-દયાનંદ-દયાનંદ! એમને ભ્રષ્ટ કરવાને એમાં પરમાટી અને મળમુત્ર ભેળવવાંમાં આવતાં હતાં!! દયાનંદ! તારાં ચેલકાંઓની ધર્મ પ્રત્યેની હિમાલય જેવી અડગતાં અને દ્રઢતાં તથા ધર્મ પ્રત્યેની ધીરતાથી ધરણી પર વાહ વાહ થઈ ગઈ!

**ઓ બ્રહ્મચર્યનિષ્ટ-દયાનંદ!** એ તારાં સત્યાગ્રહીઓમાં તારાં બ્રહ્મચર્યના પરાક્રમો ઉતરેલાં! તારી સિંહસમી ત્રાડ અને તારી હમીર જેવી હામ અને તારી વનરાજ જેવી વિચીક્ષણતા એમનાં હૈયાંઓમાં ઉતરેલી! તારાં તપોબળ અને તપશ્ચર્યા એમનાંમાં ઉતરેલાં! દયાનંદ તારાં એવાં અલૌકીક યક્ષો એમનું રક્ષણ કરતાં હતાં! દયાનંદ એ કારણે **તારાં શિષ્યોનો એ-ધર્મયુદ્ધમાં વિજય થયો! એ સત્યાગ્રહના નીર્માતા તારાં આર્ય-સન્યાસી નારાયણ સ્વામીને મસ્તકે એ વિજયનો કળશ ઢળ્યો! આર્યસમાજનો દિગ્વિજય થયો!**

અને હું! હું! હું! દ્વેષી ગણાયો! મુઢ ગણાયો! મોહું વિકાસીને વીસામણો બન્યો! ભોંઠો પડી-જો ભુંદસે ગઇ એ હોજસે ન આતી હય-છતાં હરીજનમાં જરા સહાનુભુતિ છાંટી!

## દયાનંદ ત્હારી વિશિષ્ટતા અપાર છે!

**દયાનંદ**—આદર્શ સુધારક દયાનંદ? તું ટંકારાના શિવ મંદિરમાંથી ત્રિલોચની શંકર પાસેથી **વેદ ટંકારની અસ્ત્ર વિદ્યા શિખ્યો!** ત્હને વેદજ્ઞાનનું ત્રિલોચન પ્રાપ્ત્યું! દયાનંદ તારાં એ વેદ ટંકારથી દીશાઓ ડોલાયમાન થઈ! અંબરો ગગડયાં!!

**દયાનંદ તારા વેદ વજ્રથી ભારતનાં અન્ધન્તમના પર્વતો પ્રચુર પામ્યાં! તેને લીધે તું—વેદ ટંકારકારી—ગણાયો!**

**દયાનંદ**—તારી ચક્ષુઓમાં ભારતવર્ષ અને સમસ્ત વિશ્વને-"**વૈદિક વિશ્વ**" રચવાની દિવ્ય દૃષ્ટિ હોવાથી **તું વિશ્વકર્મા** જેવો ગણાયો!

—**દયાનંદ!** વનરાજની જેમ બાળ વયે તું જંગલે-જંગલે ભટકયો અને નિશસ્ત્ર છતાં રાવ કર્ણસીંહ ઠાકુરની તલવારને હૈયાની હામથી ને બાહુના બળથી ટુકડા કરી નાંખ્યા તેથી તું **વનરાજની હામવાળો** કહેવાયો!

—**દયાનંદ!** શાસ્ત્રાર્થોના સમર સંગ્રામે તારી વાકધારા અને શબ્દબાણો-અંધંતમોનાં વિનાશ કરવાવાળાં હોવાથી **ત્હારાં શબ્દો—"બ્રહ્માસ્ત્ર" જેવાં તિવ્ર, તિક્ષણ—અને વિનાશક ગણાંયાં!**

—**દયાનંદ!** સ્વદેશના ઉધ્ધારની સાથે વિશ્વના ઉદ્ધારનો તું કર્તવ્યશાળી, વિશ્વામિત્ર જેવો રાજમહર્ષિ હોવાથી તું **કાર્તવીર્ય જેવો વિજયી ગણાયો!**

—**દયાનંદ!** તારામાં ગદાધારી ભીમ અને બાણુવાળી ભીમદેવ જેવી શત્રુઓની છાતીમાં ચોટ્ટમારંતી દલીલો દેવાની શક્તિ હોવાથી તું **ભીમની સચોટતાવાળો ગણાયો!**

—**દયાનંદ!** તારામાં અસ્ખલિત-વિદ્વતા હોવાથી તું મહામુનિ પુજ્યશ્રી હેમચંદ્રાચાર્યજી જેવી ભવ્ય શકિતને લીધે **વેદાચાર્ય ગણાયો!**

—**દયાનંદ!** તું માત્ર ભારતવર્ષનોજ ભકત નહિં પણ સંસાર ભરનો ઉધ્ધારક-ભકત હોઇને તું **વિશ્વપ્રેમી વદાયો!**

—**દયાનંદ!** તારી પ્રતિભા, પરશુરામની પ્રતિભા સમાન હોઇને, તું **"શાસ્ત્ર પરશુ ધારી"—પરશુરામ તરિકે પોકરાયો!**

**અને ઓ! ધન્વતરી-? ઓ અશ્વિની કુમાર દયાનંદ? તેં વેદામૃતરૂપી—અમૃતસંજીવની—જડી બુટ્ટી શોધીને મૂર્છિત આર્યાવર્તને સજીવ કર્યો છે!**

**અને ઓ વિજયી દયાનંદ?** ત્હેં ભારતવર્ષના વિજય ધ્વજને પંચનંદના (પંજાબ) પ્રદેશમાં રોપીને તેં સઉરાષ્ટ્રની કીર્તિનો વિજયી ધ્વજ સંસારમાં ફરકાવ્યો છે!

**દયાનંદ**—દયાનંદ! આ બધો પ્રતાપ કયાંથી? દયાનંદ! હું સત્ય કહું છું કે આ સર્વ પ્રતાપ તારી **કર્મનિષ્ઠ દેશભકિત! સંસારભકિત અને એથી વધું ત્હારૂં અખંડ અને અસ્ખલિત-પ્રખર બ્રહ્મચર્ય છે!!**

**હા દયાનંદ! હું તને શું કહું? એ તારી શક્તિ! એ** તારી તપશ્ચર્યા! એ તારૂં અખંડ અવિચલીત બ્રહ્મચર્ય! અને તારી સ્વદેશ ભકિતએ અને તારાં અણમુલાં દિવ્ય સુત્રોએ-તારાં ભકતોમાં કોઇ દ્દઢ, અજબ, અને અલૌકિક તથા દિવ્ય સ્થાન મેળવ્યું છે!

**રે દયાનંદ! તારાં શિષ્યો—**

**—જો કે એ થોડાંક છતાં ગ્રીસના સ્પાર્ટનો છે!**

**—જો કે એ મુઠ્ઠીભર છતાં મેવાડી ચંદાવતો છે!**

**—જો કે એ વેઢાં જેટલાં છતાં શિવાજીના તાનાઓ છે!**

**—જો કે એ ગણ્યાં ગાંઠયાં છતાં હાલારના વાઘેરો છે!**

**—એઓ જનરલ ડાયરની સામી છાતીએ જઇને ગોળી ખાવાની સિંહ ત્રાડ મારનારાં સિંહો છે!**

**મારાં અગણીત તારકાં–ચેલાંઓમાં એઓ બધાં સૂર્ય અને ચંદ્ર સમાન છે! એમનામાં–શુક્રની ઝમક છે; અને એમનામાં–મંગળની ઉગ્રતા છે!!** દયાનંદ જાતિ અને દેશને માટે એઓએ મારાં સત્યાગ્રહના બળવામાં સૌથી ભયંકર ભોગો આપેલાં છે!

**પરંતુ દયાનંદ! હા દયાનંદ? હા અભાગી ભારત!** હું નિર્બળ મનોબળી–અહંકારી–એમનો સાચો સેનાધિપતિ બનવા સર્જાયો નથી! હું તારાં, એ ક્ષત્રિય ખમિરી શિષ્યોનો વિજયી નેતાં બની શકયો નથી! એમની ઉપર મારૂં વર્ચસ્વ સ્થાપવા હું નિષ્ફળ નિવડયો છું! **મેં એમને ઘેટાં માનેલાં પણ એઓ તો મને સિંહના બચ્ચાં દેખાયાં!**

**દયાનંદ—દયાનંદ**-હું હવે શિથીલ થયો છું! નિરાશ થયો છું! હતાશ થયો છું વીસ વીસ વરસના વાણાંઓ વાઇ ગયાં છતાં હું ભારત ને વધુ ભિખારી ભાળું છું!! **ઓ મહર્ષિ-મહર્ષિ!** ભારતના ઉધ્ધારને માટે હવે કૈલાસને તજીને તું આ અવનિયે ઉતરી આવ્ય! **દયાનંદ!** દુશ્મનોના-ગગન મંડલોમાં ગગડાટ ગર્જાવવાને, એમનાં ગાત્રો ગલીત કરવાને ત્હારાં જેવાં, બ્રહ્મચર્યનિષ્ટ, સૌરાષ્ટ્રના સિંહની ત્રાડ અને ગર્જનની અત્યારે ભારતીઓને આવશ્યકતા છે! અત્યારે ભારતીઓ તારી વાટ જોઈ રહેલાં છે!

**"ઓ દયાનંદ તું ફેરી આવી જા"!**

**દયાનંદ ઉવાચઃ**—સાંભળ મોહનદાસ! હું હમણાં આવી શકું એમ નથી હું તો હમણાં શ્રીકૃષ્ણચંદ્રની અનુમતિએ હરિવર્ષે કાર્ય કરી રહેલો છું! ત્યાંના દાનવો પૃથ્વિીને ત્રાસ દઇ રહેલાં છે! ત્યાં હું અત્યારે **કાલ્કોડસ્મિ** સ્વરૂપે કાર્ય કરી રહેલો છું!

**વળી મોહનદાસ તું વૈશ્યવૃતિવાળો છે! ત્હારી હૈયાતીમાં કોઈ અન્ય મહર્ષિનું આગમન અશકય છે! એક મ્યાનમાં બે તલવાર અસ્થાને છે!**

**મોહનદાસ**! તું જશનો બહુ ભુખ્યો છે! બીજાનાં કાર્યો ઢાંકી દઇને તું તારા તરીકે દુનિયાને સમજાવે છે!

**—અચ્છુતોના મતે** અને રાજકીય હકકોની પંડિત માલવીયા અને શ્રદ્ધાનંદની યોજના તેં તારી શોધ તરીકે બતાવી!

વિમાવાળાના **ગાંડિવ રેંટીયામાં** જરા ફેરફાર કરીને તેં એને "**યરોડાચક્ર**" તરીકે પ્રસિદ્ધ કરી તેં તારી વાહ વાહ બોલાવી! યરોડા જેલમાં, મારા વારસ **વિજયશંકરે** તને અસ્પ્રુતોની સામાજિક સ્થિતી સુધારવાની યોજના સમજાવી જે ત્હેં હળવેક રહિને તારી પોતાની તરીકે બ્હાર પાડીને-કીર્તિ ખાટી! **કવિ ન્હાનાલાલની ગ્રામ્ય ઉદ્યોગની યોજના "સારથી" માંથી વાંચીને** ત્હેં તારી શોધ તરીકે પ્રજાને સમજાવી! તાજેતરમાં **ઈશાવાસ્ય** ના મંત્રનો મારો ૬૦ વર્ષ પહેલાંનો પ્રકાશ તેં તારી શોધ તરિકે સમજાવી તાળીઓ ટીપાવી!

એવી રીતે તું પોતે કીર્તિનો બહુ આકાંક્ષી છે! મોહન! તારે તો તારૂં કર્યું ભોગવી લેવું રહ્યું! ત્હેં કરેલી ભારતની આર્થીક, સામાજિક અને સાંસારિક બરબાદી ભયંકર સ્વરૂપે મને દેખાય છે!

નિષ્કામ ભાવે અને વૃતિએ કર્તવ્યશાળી બની જઇશ તો તારેજ હાથે પ્રજાની ઉન્નતી થશે! ભારતનો ઉદ્ધાર થશે!

**મોહનોવાચ**:—દયાનંદ! **મહર્ષી દયાનંદ! ત્હેં મારાં અહંતાના આવરણો ઉતાર્યાં! ઓ અશ્વિની કુમાર! ઓ ધન્વંતરી!** તું મારૂં બ્રહ્મચર્ય અખંડિત અને દ્દઢ બનાવવાને કોઈ ઉપચાર સુનાવી દે!

**ઓ દયાનંદ!** તું મને ભારતના ઉદ્ધારનો કોઈ સુગમ-માર્ગ સમજાવી દે!

**દયાનંદ ઉવાચઃ**—મોહનદાસ દિવ્ય સંદેશ તને દેતાં પહેલાં તારાં દંભના પટ્ટ હું ચીરવા માંગુ છું!

## મોહનદાસ તું બ્રહ્મચારી છે ક્યાં?

**મોહનદાસ**! તું મને બ્રહ્મચર્યની શ્રુતિ શિખવવા બેઠો છે કેમ? તારી એ ભયાનક ભ્રષ્ટ વ્યાખ્યા તનેજ મુબારક હો! સ્ત્રી પુરૂષોના અકારણ સંસર્ગોથી તેં દેશમાં કેવાં અનર્થો કરાવ્યાં છે? તારી રાષ્ટ્રીય શાળાઓમાં કુંવારી બાળાઓને શિક્ષકોથી કેટલાં ગર્ભો રહ્યાં? પતિઓ જેલમાં જતાં કેટલી પત્નીઓને તારાં સ્વરાજીસ્ટ ચેલકાંઓથી ગર્ભો રહી ગયાં ને એણીઓને આપઘાતો કરવાં પડયાં? તારી ભક્તાઓની કુંવારી પુત્રીઓને ગર્ભો રહેવાથી કેટલીઓને પંઢરપુરોના આશ્રયો શોધવાં પડયાં? નવ મહીનાને બદલે તારી કેટલીયે ચેલકીઓને છ-છ મહિને બાળકો સાંપડયાં? ખુદ તારા સાબરમતીના આશ્રમમાંજ કેટલાં ગર્ભપાતો થયાં? પેલી પરદેશી નીલા-નાગીણી આર્ય સભ્યતા શિખવાને માટે તારે આશ્રમે આવી તો તારાં શઠ-ભકતો! તે પણ પવિત્ર ખાદીધારી! તેપણ વૈષ્ણવ જનો! તેપણ સત્ય-અહિંસાના પુતળાંઓ! તેપણ તું બની બેઠેલાં મહાત્માના સેવકો! તેણીની પાછળ સાંઢોની જેમ દોડયાં! એણીનું શિલ ભ્રષ્ટ કર્યું! મોહનદાસ! આ તો બધાં ખુલ્લાં પડેલાં ભોપાળાં! પણ એવાં તો કેટલાંયે કુકર્મો અંધારામાં છુપાયેલાં છે! આ પાપો તો તારી વર્તણુંક અને બ્રહ્મચર્યની વિકૃત વ્યાખ્યાનું પરિણામ છે! અને એ સર્વ વિપરીત પરિણામો તે તારાં ઢોંગી અને પાયા વગરના બ્રહ્મચર્યની વ્યાખ્યાનાં—અનર્થો છે! જે તારો વિષય નથી તેમાં તું માથું મારતો બંધ થઇ જા! **શુક દેવ જેવો બનવાને તો કેટલાંયે તપ, યજ્ઞ અને ગાયત્રીના જપ કરવા પડશે! સંયમ સાચવવાં પડશે!**

—મને ગંગા તટે સ્ત્રીનું વસ્ત્ર સ્પર્શતાં મેં ઉપવાસો કરી બ્રહ્મચર્યનું મેં ગૌરવ વધાર્યું છે! અને મારાં મન, ચિત્ત અને મગજમાં કીંચિતપણ વિકૃતી ન આવે માટે મેં રમાબાઇ સાથેના શાસ્ત્રાર્થ સમયે અંતરપટ નંખાવેલો! મોહનદાસ? બ્રહ્મચર્યની સત્ય વ્યાખ્યાનો આ વિજય છે! તારાં જેવો નિર્બલ અને મનોવિકારી બનવાની મારી ઇચ્છા નહોતી! એ સખ્ત નિયમો મારા પૂર્વજો-વ્યાસજી ભીષ્મ-પીતામહ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, રામદાસ, અને સહજાનંદજીના મતો મુજબ ચાલીને-મેં આજીવન બ્રહ્મચર્ય પાળ્યું! દૃઢ બ્રહ્મચર્યના પ્રતાપે તો મારા સમયના અંધકારી-ભારતમાં હું અગણીત વીરોધો અને વિધર્મીઓના સામના સામે એકલાં હાથે લડી શકયો હતો!

મોહનદાસ! તારી જેમ યુવતિઓને સાથે લઇ લઇને ફરવું, વીર્યશ્રાવો કરવાં અને એમ છતાં શુકદેવ બનવાની લાલચ રાખવી એતો માત્ર દંભ છે! ઢોંગ છે! ભારતની યુવાન પ્રજાને બ્રહ્મચર્યથી પતિત કરી, બરબાદીએ ઉતારવાની તારે હસ્તે થતી ભયંકર ભુલ છે–તું હજુપણ સાવધાન થઇ જા!

## જો કેવો વચન ભંગી?

મોહનદાસ પાંચ વર્ષ પહેલાં, તારાં એક શિષ્યનો કપુત બેટો તારી નકલે ચડયો! એક કુમારિકાના ગળામાં હાથ નાંખીને ફરવા મંડયો! ધીરે રહીને એ કુમારિકાના અંગોને સ્પર્શવા મંડયો! તારી પાસે એ ફરિયાદ આવી, તારી મતિ જરાક સુધરી એટલે તેં પશ્ચાતાપ કરીને, યુવતિઓની કાંધે હાથ દઇને ફરવાનું તેં માંડી વાળ્યું છે એવો ઢંઢેરો ટીપ્યો! પ્રતિજ્ઞા લીધી, ! વચન આપ્યું! પણ આખરે તું તો વચન ફોકીયોજ! "અબી બોલા–અબી ફોક" કરનારો એટલે હળવેક

રહીને ચાર છ મહીના વિતાડીને ફરીને યુવતીને ગળે હાથ મૂકીને તું ફરવા મંડી પડયો છે ! આ તારા વચન કેવાં ? તારી પ્રતિજ્ઞા કેવી ? તું ભુલકણાં હિન્દી મેંઢા–બકરાંઓને થાપ દેનારો નથી ? આવાં તારાં વચનદ્રોહો છતાં તને તારાં અંધાઓ–સત્યવાદી અને મહાત્મા કહે છે ? એમ એવી રીતે અંધાઓ અને અવાચકોનો તું મહાત્મા સિદ્ધ થતો નથી ?

## મોહનદાસ તું હિન્દી પણ કયાં છે !

મોહનદાસ તને શું કહું ? તારાં વર્તનો અને કર્મો હિન્દુના તો નથી છતાં તું હિન્દી પણ નથી ! તું તો હિન્દી સાધુના વેષમાં કોઇ વિદેશી વીધર્મી પ્રચારક દેખાય છે ! તું કેટલો હિન્દુત્વ અને હિન્દી તત્વહિન છે ? વર્ધાની શિક્ષણક્રમની યોજનામાં તેં શું કર્યું છે ? ભારતના વીર, પરાક્રમી, પ્રતાપી અને ભવ્ય ઇશ્વરી શ્રીરામ–કૃષ્ણને તેં એ શિક્ષણ ક્રમમાંથી રદ્દ કર્યાં છે. ને વિધર્મીઓને આસ્માને ચઢાવીને આર્ય બાળકોના હૃદયમાં વિધર્મી સંસ્કૃતિ સ્થિત કરવાનાં કારસ્થાનો કરેલાં છે ! એ વર્ધા યોજના વાંચનારાં શુદ્ધ હિન્દુઓનાં તો રૂંવાડાં ઉંચા થાય છે ! એમના રક્તો ઉકળ્યાં છે ! મારા આર્યો તો સાવધાનજ છે ! તારાં એ પ્રપંચો અને કારસ્થાનોને એમણે ખુલ્લાં પાડી દીધાં છે ! મોહનદાસ યાદ રાખજે કે સનાતનીઓ કાંઇ ઉંઘતા નથી ! તારી વિધર્મી ઈન્દ્રજાળને એમણે પણ ચીરી નાંખી છે ! મોહનદાસ ! યાદ રાખજે કે આર્યાવર્તમાં મારા ભક્તનો એકપણ નીડર સંતાન જીવતો છે અને જ્યાંસુધી સનાતન વૈદિક ધર્મીનો એકપણ બાળક જીવતો છે ત્યાંસુધી હિન્દુત્વ મીટાવણહારી તારી કપટજાળો છેદાઇ જશે ! તારા પ્રપંચોના ફાંદા ફુટી જશે ! તું ભારતના મહા પુરૂષોનો આખો ઇતીહાસ મીટાવી દઈને વિધર્મીઓનો ઈતિહાસ હિન્દી બાળકોને

શીખવવા બેસી ગયો છે ? એ શું હિન્દુત્વ પ્રત્યેનો તારો ભયંકર દ્રોહ નથી ? તું કયા મુખેથી વૈષ્ણવજનના રાગડાં તાણે છે ? એ વર્ધા શિક્ષણ-યોજનામાં ખુદ તેં ઇશ્વરના પરમ ભક્ત નરસીંહ મહેતાને અને ભક્ત તુકારામને પણ ઉડાડ્યાં નથી ? અંગ્રેજોને હાંકી કાઢવાને નામે આટલો બધો તારો પ્રપંચ ? તારૂં કેટલું પતન છે ? તું જાતિને-ધર્મને વેચવા બેઠો છે ?

## હિન્દુઓ પ્રત્યે તું કેટલો ઘૃણીત છે ?

જો તારી કોંગ્રેસનો કોઇ ત્રણ બદામનો માનવી મરી જાયતો, અથવા તારાં આશ્રમમાં કોઇ કુતરાં બીલાડાનું મોત થાય કે જરા અકસ્માત થાય કે તારા આશ્રમની એકાદ ઉંદરડી માંદી પડે કે તને પોતાને શરદી થઇ જાય તો તારાં હરિજનમાં લાંબાલચક વલોપાતો તું કરી નાંખે છે ! અને તારાં અંધ ભકતો આંસુડાં સારે છે ! ત્યારે બીજી બાજુએ હિન્દુઓના પ્રસિધ્ધ દેશ ભકતોના સરિયામ રસ્તે છડે ચોક અગણીત ખુનો થાય છે ! કાશ્મીર, સીંધપ્રાંત ને હઇદ્રાબાદના હિન્દુઓ ઉપર ભયાનક રાક્ષસી અત્યાચારો થાય છે ! તેને માટે તું મુઢ બની મઉન સેવે છે ! આ તારી કઇ મૂઢતા છે ? સીંધની હિન્દુ પ્રજાને સીંધ તજી દેવાની નીર્માલ્ય શિખામણ તું આપે છે તો પછી આ હિન્દમાં પરદેશી સત્તા તને પજવે છે તો તું અને તારા ચેલકાંઓ હિન્દ છોડીને અરબસ્તાને કેમ સિધાવતા નથી ? તારી પતન મતિનાં આ શું પ્રત્યક્ષ વર્તનો નથી ?

મોહનદાસ ? આ બધી તારી વર્તણુંકથી તો તું મને હિન્દુ સાધુના વેશમાં દેશનો કોઇ ભયંકર દુશ્મન તથા સ્વદેશી હિન્દુ વેષમાં સીંધના રાજા દાહીરનું અને સિંધનું પતન કરનારા મીર કાસમના પ્રપંચી જાસુસી સાધુઓ જેવો

કોઇ વીધર્મી પ્રચારક દેખાય છે! પણ તું યાદ રાખજે કે તારાં પ્રપંચો હિન્દુ મહાસભા અને સનાતની–આર્યો પામી ગયાં છે અને જો તું આજેજ સ્વરાજ્ય અપાવે તો પણ તારાં હિન્દુત્વહિન કર્મોથી એઓ બધા સાવધાન છે–સમજ્યો?

**મોહન ઉવાચઃ**—દયાનંદ–દયાનંદ? તેં મારા હ્રદયમાં પેસીને મારાં દંભને જાણી લીધાં છે–તેં મારા પડળ ચક્ષુઓ ઉઘાડયાં છે હવે હદ થઈ અને——

મહર્ષિ! મહર્ષિ! ફરી વિનવું છું કે તું મને કોઇ દિવ્ય સંદેશ આપી દે!

## દયાનંદનો દિવ્ય સંદેશ!







——**દયાનંદ ઉવાચઃ—સાંભળી લે મોહનદાસ!** તું બ્રહ્મચર્યને પતન કરાવનારાં અહાર વિહારનો સત્વર ત્યાગ કરી દે!

૧—ઉષ્ણુ વીર્યથી બકરીના દુધને બદલે તું સૌમ્યગુણી-ગાયનું દુધ લેતો જા! જે બ્રહ્મચર્યને દૃઢ કરશે!

૨—વીર્ય-ઘાતક ઉષ્ણુ ખજુરનો અહાર તજીને તું શિત-વીર્યથી ઘઊંનો ખોરાક ખાતો જા! એથી બ્રહ્મચર્યની રક્ષા થશે!

૩– મળબધ્ધ કરનારા દાઢમને બદલે તું આંબળાની કોઈ કૃતિનું સેવન કરતો રહે તેથી તારા વીર્યનો વ્યય થતો અટકશે.

૪—ઉત્તેજક નીરો પીવાને બદલે તું બદામ-ખસખસ અને ગાયના દુધનું મિશ્રીત પેય પીતો જા જે તારા વીર્યને શિત કરીને સ્ખલન થતું અટકાવશે!

૫—વીર્ય સ્ખલન થવાના કારણુ રૂપ સ્રીસ્પર્શને તજવાને સ્રીઓ થકી તૈલ મર્દન અને સ્નાન કરાવવાને બદલે મરદની પાસે તૈલ મર્દન કરાવતો જા!

૬—બાથ રૂમમાં ગરમ પાણીના સ્નાનને બદલે ખુલ્લાં ચોકમાં બેસીને શિતલ જલથી સ્નાન કરતો જા તેથી તારી શારિરીક ઉષ્ણુતા મટીને બ્રહ્મચર્યને દૃઢ કરશે!

૭—મોહનદાસ! તારી ચોપાસ ભમરીઓની જેમ ગણુ-ગણુતી અગ્નિ સ્વરૂપા યુવતીઓ, અને દેશ સેવિકાઓને દુર કરી દે! એમને કોઈ સુશિલ સન્નારિઓની આગેવાનીમાં ધકેલી દે! જરૂર પડેથી તું તારા સ્વસ્થાને બેસીને એમની પ્રવૃતિનો દૃષ્ટા બની સંદેશા દેજે!

૮—તારી અંગરક્ષિકા-વનિતાઓને બદલે તું શૂર ક્ષત્રિય-મર્દોને અંગરક્ષકો બનાવી દે!

**જો મોહનદાસ**—તારા બ્રહ્મચર્યની અખંડતાને માટે મેં આ સત્ય સુત્રો કહેલાં છે! અને તું જેમ ઇચ્છે છે તેમ જો તારે દુનિયાને કાંઇ વધુ ઉપયોગી થવું હોય તો એ વીર્ય રક્ષક ઉપચારોનો સ્વીકાર કરી લે!

## મોહનદાસ હવે સાંભળી લે - ભારતનો ઉદ્ધાર!

૧—તારા ભકતોને પ્રમાણિક, સંયમી, સદાચારી અને નિર્વિકારી બનાવી દે - એમના હૃદયમાં - સદાચાર, પ્રમાણિકતા, દેશાભિમાન સ્થિત કરાવી દે!

૨—તું તારા ભકતોને પગના નખથી તે શિખાસુધીની સર્વે જરૂરીયાતો માટે સ્વદેશીજ વસ્તુઓ વાપરવાની પ્રતિજ્ઞા કરાવી લે.

૩—હિન્દની મહીલાઓને સીનેમા નટીઓના સ્વાંગો અને હાવભાવોથી વિમુખ કરાવી દે! એમના દૃષ્યથી કામીઓ પણ એણીઓને માતા સ્વરૂપે નિહાળે એવા સ્વાંગો સજાવી દે!

૪—હિન્દના ઇસ્લામીઓને એમના ધર્મમાં દૃઢ રહી ઇશ્વર ભક્તિ માટે ઉપદેશો દઇ દે. એમની ખુશામતો તજી દે! હિન્દુઓને અન્યાય કરતી આડાઇ તજાવી દે!

૫—સમાજના ઉધ્ધારને નામે સીનેમાના ઢોંગ સોંગ તારાં વછેરાં - વછેરીઓ કરે છે તે સીનેમાઓજ બંધ કરાવીને ભારતને ભીખારી થતો બચાવી દે! એ સીનેમાની નકલી દેવીઓના વીકૃત હાવભાવોથી વીમૂખ કરાવી દે!

૬—તું પ્રજાને સ્વધર્મ, કર્મકાંડ, ગ્રહસ્થાશ્રમોમાં માથું મારતો હવો-સ્વરાજ લેવાના પાસા ફેંકે છે તે તજીને નિર્ભેળ રાજદ્વારી બની જા!

૭—તું વૈશ્યવૃતિના હિન્દીઓની સહાયતાએ સ્વરાજ્ય લેવા નિકળ્યો છે પણ એ તો બધા અમીચંદોના રૂપાન્તરો છે! તેમનાં સંગો તજીને કર્મનિષ્ટ મનુષ્યોને સહાયક બનાવી લે!

૮—તું તારા કરોડપતિ-લખોપતિ, હજારો પતિ ભકતોની લક્ષ્મીને પરદેશી રોકાણોમાંથી મુકત કરાવીને દેશી ઉદ્યોગો, હુન્નરો અને કલાકૌશલ્યમાં રોકાવીને ભારતનું આર્થિક ભવિષ્ય સુધારી દે!

૯—મોહનદાસ! વકીલો, ડોકટરો, સોલીસીટરોને રેંટીયા ચલાવવાનું કહેવાને બદલે તારા સેવકોને ગામડે-ગામડે મોકલીને નવરાં પડેલાં ખેડુતો પાસે ચરખાં અને વણાટ શાળાઓ ચલાવરાવીને હિંદમાં ખદ્દરની પેદાશ વધારી દે!

૧૦—તું તારા કર્નલ વલ્લભાઇને હિન્દીઓ અને રાજવિઓને દબડાવવાને બદલે આતતાઇઓને સુધારવાને આજ્ઞા દઇ દે!

૧૧—મોહનદાસ—એ રઘુવંશી લવ કુમારનો સિધ્ધો વારસ વલ્લભભાઇ-એ હળધરૂ બલભદ્રનો પનોતો વારસ છે! એને કહી દે કે પેટભરૂં-વેવલાંઓના સરદારને બદલે ક્ષત્રીયોનો સરદાર બની જાય; તો એ આવતી કાલે સ્વરાજ્ય સ્થાપી શકશે!

**મોહનદાસ–મોહનદાસ!** હું તો માત્ર તને મંત્ર-દ્રષ્ટા તરીકે આ સત્ય સુત્રો સુનાવું છું! મારા એ સુત્રોને તું તારાં જીવનમાં અને કર્તવ્યમાં મુકી દે! એ સર્વે સુત્રો અનાદિ છે, શાસ્ત્રોકત છે. તારી જેમ મારી પોતાની શોધ કે પ્રકાશ છે એમ દંભ સેવ્યા વગર હું તને સમજાવું છું!

**મોહનદાસ!** મારો આ દિવ્ય સંદેશ અનાદી છે! પ્રાચિન વૈદિક છે! જે તું જાણે છે છતાં તારે તો પ્રાચિન પ્રથાઓને મિટાડીને તારે તો તારી રીતોના અખ્તરાં કરીને અમર બનવું છે, પણ મોહનદાસ તું જોઇ લે ૨૦ વરસથી તું માથાં ફોડતો છતાં તે નિષ્ફળ નિવડયાં છે! મોહનદાસ જો જો–દેશ ભીખારી બન્યો છે તારી મહાસભાના ભક્તો–ગામડીયા ખેડુતો ચીંથરે હાલ છે. ગરીબ મજૂરો, અનાથો અન્ન વગરના ટળવળે છે!

## મોહનદાસ તારી તો ઉલટી ગંગા છે!

**મોહનદાસ!** તારે તો મુળ વગરના વટવૃક્ષો ફાલવવાં છે! તારે તો પાયાવગરના મહેલો ચણવાં છે! તારે તો રેતીમાં હોડીઓ હંકારવી છે! તારે તો સમુદ્રમાંથી નદીઓ પહાડે ચઢાવવી છે!

મોહનદાસ! તારે તો પગવગરના મનુષ્યોને દોડાવવાં છે! તારે તો મસ્તક વગરના ધડોને પાઘડીઓ પહેરાવવી છે! તારે તો પગો આકાશે રાખીને મસ્તકથી પંથ કાપવાં છે!

મોહનદાસ! તારે તો મરદોને નમુંછીયાં અને ચોટલાવાળાં બૈરાં બનાવવાં છે–તારે તો બૈરાંઓને ભાયડા બનાવવાં

છે! તારે બ્રાહ્મણોને ભંગી બનાવવા છે! તારે ક્ષત્રિયોને ચ્યંડલ બનાવવા છે! તારે ભંગીઓને બ્રાહ્મણો અને વૈશ્યો બનાવવાં છે!

વળી મોહનદાસ! તારે મીઠું ચોરીને સ્વરાજ્ય લેવું છે! તારે તો તકલીથી સ્વરાજ્ય જીતવું છે! તારે તો ચરખાથી સામ્રાજ્ય ધ્રુજાવવું છે! તારે તો સુતરને તાંતણે એક વર્ષમાં સ્વરાજ્ય લેવું હતું કેમ કે?

તેમજ તારે સ્વરાજ્ય લઇને પછી મારા એ અનાદિ દિવ્ય સંદેશ મુજબ ભારતને સુધારવો છે કેમ કે? પણ મોહનદાસ! એમ ઉલટી ગંગા વહેવડાવવાં જતાં તો તું ગુલાંટો ખાઇ ગયો! વીસ વીસ વરસોથી તેં ગોથાં ખાધે રાખ્યાં છે! સ્વરાજ્યની ગડમથલમાં ગબડી જઇને તું અંધારી ગર્તામાં પ્રજાને ગબડાવી રહેલો છે!

મોહનદાસ! તું મહારાણા પ્રતાપને, શિવાજીને, રણજીત સિંહને, ગુરૂ ગોવિંદસિંહને માર્ગ ભુલેલાં દેશભકતો કહેછે પણ તું તો અગણિત ભુલો કરનારો મહા-માર્ગ ભુલેલો માનવી સિધ્ધ થયો છે!

**જો મોહનદાસ!** માત્ર એકજ દ્રઉપદીના ચીરો ખેંચાતાં થયેલાં પાપથી ભારતવર્ષ પાંચહજાર વરસથી દુઃખભાગી થઇ રહેલો છે–તો તારા શરણે આવેલી નીલા નાગીણીઓ જેવી અનેક દ્રોપદીઓના "ચીરો અને શિલો" તારાં કૈરવો સ્વરાજ્યની આમદાનીનાં ઓઠાં નીચે ખેંચી રહેલાં છે! બરબાદ કરી રહેલાં છે! તો એવાં ક્રુર કર્મોના કેવાં વિકરાળ પરિણામો આવ્યાં છે તે તું જોઈ શકતો નથી?

**મોહનદાસ! તું પ્રજાને વગર સુધાર્યે સ્વરાજ્ય લઇશ તો** (આ પુસ્તકના પૃષ્ટ ૧૨૯ ઉપર બતાવેલાં) **ભાઇ ભાઇને ઠગનારાં અને અર્થિક શોષણ કરનારાં હિન્દીઓ** વધુ વિક્રાળ બનશે! જેના હાથમાં સત્તા હશે તે પ્રજાને રંજાડશે! ગરિબોને લુંટશે! મનુષ્ય-મનુષ્યનો ભોગ લેશે! છેત્તરપીંડીઓ વધશે! દેશમાં યાદવાસ્થળી પ્રકટશે! **દેશ પાણીપત બનશે, માનવો અગ્નિના ભોગ બનશે! ભારતમાં હાહાકાર મચશે!** અને તેના અંગે વળી કોઇ ક્રુર અને કૃપણ સત્તા આવીને સ્વરાજ્ય ઝુંટવીને ભારતના નવા ધણી બની બેઠશે! માટે ચેતીજા! પ્રજાને પહેલાં પ્રખર દેશાભિમાની બનાવી લે પછી સ્વરાજ્યની લાલચે લપટાવ!

**જો મોહનદાસ!** મારા આર્ય સેવકો મારા એ શુધ્ધ દેશ ભકતો, મારાં સ્વરાજ્ય સંસ્થાપક સુત્રોની ભુમિકાએ ભારતવર્ષની પ્રજાને શાંત પ્રવૃતિયે દેશભક્ત, દેશઉધ્ધારક, સ્વદેશ સેવક તથા ભાઇભાઇને ચાહનારી **आत्मवत् सर्व भूतेषु** બનાવવાને યત્નો આદરી રહેલાં હતાં! ભારતની પ્રજાને એમ એઓ સુધારીને સુસ્વરાજ્ય સ્થાપવાની સિધ્ધિ કરી રહેલાં હતા!

પરંતુ મોહનદાસ! તું આફ્રીકામાં ઓઘો બાળીને, અકાળે કોઇ કઠણ ચોઘડીએ ભારતમાં આવ્યો! અને આર્યોના યત્નોમાં તેં ફાંદા માર્યા! તેં તારી ધુનમાં પહેલાં સ્વરાજ્ય અને પછી દેશભક્તિની વાત હાંકી!–'**એક વર્ષમાં સ્વરાજ્ય અપાવું છું" એવો હિમાલય જેવો મોટો પથરો મુકયો!**

**મોહનદાસ** ! તેં વૈષ્ણુવજનનાં ગીતથી વૈષ્ણુવોને બનાવ્યાં ! તેં અહિંસાને નામે જૈનોને ભમાવ્યાં ! હું કુરાન વાંચું છું એમ બોલીને તેં મુસ્લીમોને છેતર્યાં ! બાઇબલ મને પ્રીય છે એમ કહીને તેં ક્રીશ્ચ્યનોને મનાવ્યાં ! તેં સ્વરાજ્યને નામે યુવકો અને યુવતીઓને ઉદ્ધત બનાવ્યાં ! તેં જાતપાત ને વીધવાવીવાહની બાજીગરીથી આર્યસમાજીસ્ટોને પડખે લીધાં ! **અને તેં પારસીઓને દાદાભાઇના ડાહ્યાં દીકરાંઓ કહીને થાબડયાં** ! એવી રીતે તેં તારી ઇંદ્રિજાળ પાથરીને પ્રજાને વશ કરીને બધાંને ફસાવ્યાં !

**મોહનદાસ** ! સત્ય અને અહિંસાના તારાં ફારસો કેવાં છે ! છેલ્લો રાજકોટનો તમાશો કેવો ? સુભાષબોઝ તારી ધુન–વિરૂદ્ધ થઇને પ્રમુખ ચુંટાયો ! તું માનભંગ થયો તેના વેરની ખાતર તેં રાજકોટના ખાબોચીયાનો પ્રશ્ન ઉપાડયો ! ઉપવાસના ધાંધલથી આખા હિન્દની નજર, દયા અને સહાનુભુતી ખેંચી ! બોઝનું પતન–પંતદ્વારા કરાવ્યું ! રાજકોટની ચળવળનું પતન કર્યું ! ફેડરલ જડજનો સ્વિકાર કરીને ફેડરેશન અપનાવ્યું ! અને ચોથું—તેં તારી કીર્તિ વધારી ! એમ એક કાંકરે તેં ચાર પક્ષીઓના શિકાર કર્યાં ! આ બધાં તારાં સત્ય અને અહિંસાના ફારસો નથી ?

**જો મોહનદાસ** ? તારી એવી ભ્રમજાળમાં અને સ્વરાજ્યની ભુરકિમાં મારાં આર્યભક્તો ભ્રમિત થયાં ! મંત્ર ભૂલ્યાં ! ધ્યેય ભૂલ્યાં ! ધર્મ ભુલ્યાં અને આખરે બરબાદીયે ઉતર્યાં ! મોહનદાસ ! મોહનદાસ ?

**તારાં એ નાટકી સ્વરાજ્યમાં—**

મારા ભકતો ફસાયાં અને—

[ હરિગીત–મૈથિલી રાહે ]

તુંજ નાટકી સ્વરાજ્યમાં; મમ ભકતજન ભોળાં થયાં,
ગોદે ચડયાં મધુ પાન લેવાં-ઝેર પાનો ત્યાં મળ્યાં! ૧
મમ ભકતગણુ ભોળાં બનીને, ધર્મ વિહોણાં થયાં,
તુંજ નાટકી આઝાદીનાં—એ ધર્મહિન ચેલાં બન્યાં! ૨
શ્રુતિ મંત્ર મારો વિસરી, તુંજ તંત્રમાં મોહી પડયાં,
ને ધ્યેયથી ગબડી જઈ,—આઝાદીમાં અંધા બન્યાં! ૩
**મમ આશ્રમો સુના મૂકી, તુંજ આશ્રમે દોડી ગયાં,**
**આઝાદીનાં ઉત્પાદમાં—બરબાદીયે ઉતરી પડયાં! ૪**
**ગુરૂ મંત્ર મારો વિસરી, આઝાદી લેવાં ઉપડયાં,**
**આઝાદી તો લાવ્યાં નહિં-બરબાદી લઇને આવીયાં! ૫**
**મમ સત્ય સુત્રો વિસરી, તુંજ ઇન્દ્રજાળે જઇ ફસ્યાં,**
**મમ દેશનાં ઉદ્ધારના—બે દાયકા એળે ગયાં! ૬**
મોહન તજી તુંજ તંતને, મમ મંત્રને શરણે જજે,
હિત હિન્દનું હઇડે ધરી—તુંજ દેશને સમજાવજે! ૭
મોહન ફરી તને વીનવું મમ સત્ય સુત્રો સ્થાપી દે,
તુંજ દેશની દીન હીનતા-જડમુળથી દફનાવી દે! ૮
**તારી ઉપર છોડી દઈ, તગદીર ભારત-વર્ષનાં!**
**હું જાઉંછું "હરિવર્ષમાં"-એ દાનવોને દંડવા! ૯**
હિમત ખડ્ગ હસ્તે ધરી, ધૃત દસ્યૂનો દબડાવજે!
ને ભવ્ય ભારત કણ્ઠમાં—જય માળ રમ્ય વરાવજે! ૧૦

—મોહનદાસ! ત્હને મારો આ દિવ્ય સંદેશ છે! જો ત્યાં હરિવર્ષે મારી વાટ જોવાય છે! હું હવે અંતરિક્ષેથી વિચારૂં છું.

મોહનદાસ——મોહનદાસ? જો——જો —— ત્યાં——

તારે નામે અને કામે, ભારતની પ્રજા મીટ માંડીને બેઠી છે ! એ ૩૩ કરોડનો સાચો ઉધ્ધારક તું ક્યાં બન્યો છે ?

—"વૈષ્ણવજનનાં" દંભી નાટકો બંધ કરીને **ભારતની પીડ મીટાડનારો સેવાભાવી સત્ય વૈષ્ણવ બની જા!** તારા સ્વહસ્તે ભારતનો રાજદંડ ધરીને વિજય ડંકો વગાડી દે ! ભારતના ભુતકાલિન ભવ્ય ભોગ દેનારાં દેશભકતોના દગદગીત આત્માઓને સંતુષ્ટ કરી દે !

—**મોહનદાસ** ! વીસ વીસ વરસો બરબાદ જવાથી દેખ ! દેખ ? ત્યાં ભારતની કંગાળ અને કળકળતી પ્રજા તારી સામે ટગર-ટગર જોઇને અશ્રુઓ સારે છે ! કોંગ્રેસના તારા કોરોનેશનને માટેના લાખો રૂપીઆ બરબાદ થતાં બચાવી ને—તારા વિશ્વાસઘાતનું પ્રાયશ્ચિત કરી લે !

—**આળસ તજી દે ! ચક્ષુઓ ખોલી દે !** ભારતના ભક્ષકોને ભુખ ભેગાં કરવાને મારા એ આદી-અનાદી પ્રાચિન દેશભક્તિનાં સાર્વદેશીક સત્ય સૂત્રો પ્રજાની રગે રગમાં અને રોમે રોમમાં રમાવી દે ! તું તારા અહિંસક સુત્રે મુગ્ધ ભલે રહે પણ તારાં——તંબુઓમાં સ્પાર્ટનો, મેવાડીઓ, કાઠીઓ, વાઘેરો અને મરાઠા વીરો જેવાં મનોબળવાળાં માનવીઓ ઉભરાવી દે !

આરામી ? કટિબધ્ધ થઈ જા ! ખડો થઇ જા !
ત્યાં શેગાંવની સુખ શૈયામાં શેનો સૂતો છે ?
લે—લે—લે—

**"હિમત ખડ્ગ હસ્તે ધરી દૂત દસ્યુનો દબડાવજે,**
**"ને ભવ્ય ભારત કણ્ઠમાં જયમાળ રમ્ય વરાવજે !**

સમાપ્ત !

## સમસ્ત ભારતને પીત-રંગી જોવાં ઇચ્છતાં ભારતના ભુતકાલિન મહારથીઓ!




"હિમત ખડગ કરને ધરી દ્રુત દસ્યુનો દમડાવજે,
"ને ભવ્ય ભારત કણ્ઠમાં જયમાળ સ્મર્ગ વરાવજે!

**કૈલાસેથી-મોહનદાસ ભવ્ય ભારતકણ્ઠમાં વિજયમાળ વરાવે છે!**

## આર્યાવર્તની સંસ્કૃતિના સત્ય સંરક્ષકો!

શ્રી કૃષ્ણચંદ્ર!




મહારાણા-પ્રતાપ. સિંહ-શિવાજી

મહર્ષિ દયાનંદ.

જેઓએ અનેક કષ્ટો સહન કરીને આર્યસંસ્કૃતિને અમર રાખી છે.

## હિન્દને સ્વરાજ્ય કયારે મળે ?




**સિંહપર સવાર થયેલો સર્વદમન !**

—જ્યારે ભારતની દરેક કોમના સંતાનના હૃદયમાં **"સદાચાર, પ્રમાણિકતા, સ્વદેશાભિમાન"** સદાને માટે સ્થિત થશે ત્યારે સાચું સ્વરાજ્ય આવશે ! કાંડામાં જોમ અને બાહુઓમાં બળ હશે ત્યારે સ્વરાજ્ય સચવાશે ! અને જાંગોમાં અને પગોમાં દૃઢતા હશે ત્યારે સિંહના કાનો આમળીને સિંહ ઉપર વર્ચસ્વ મેળવશે ! દિલ્હીશ્વરને ત્યાંના ભીખના સ્વરાજ્ય કાંઇ અમર રહેશે નહિં !

## એ ક રા ર !

—હરેક દેશવાસીને પોતાની જાતિ અને સંસ્કૃતિને માટે જે અભિમાન છે તેવુંજ અભિમાન અને ગઉરવ હરેક આર્ય-હિન્દુને હોવું જોઇએ !

આર્ય જાતિના અસ્તિત્વ માટે, આર્ય ધર્મ અને આર્ય-સંસ્કૃતિની અમરતાની પાછળ આર્યોના ભયંકર ભોગોનો જ્વલંત ઇતિહાસ ખડો છે ! આર્યત્વના અસ્તિત્વ પાછળ લાખો સતિઓ, લાખો ક્ષત્રિયો અને લાખો ધર્મસુસ્ત આર્ય-યુવકોના બલીદાનો દેવાયાં છે !

જાતિ અને સ્વધર્મની રક્ષાને માટે પારસીઓ ઇરાનથી જીવને સાટેજ સાવધાન બનીને હિન્દમાં આવીને વસેલાં છે !

એવી પ્રાણથી પણ વધુ કીંમતી અસ્મિતા ને મીલકતનો વિનાશ કરવા બેઠેલી કોંગ્રેસની બેહુદી નીતિને માટે આ પુસ્તકમાં પોકાર છે !

જેમ કોંગ્રેસને પોતે માની લીધેલાં પ્રાણપ્યારા વાવટા અને શિસ્તની રક્ષા માટે જે ચિંતા અને અભિમાન છે તેમ હરેક આર્ય-હિંદુને પોતાના પૂર્વજોની કીર્તિ, પોતાની જાતિ અને સંસ્કૃતિપર પડતા કુઠાર ઘાતો સામે અડગ અભિમાન-સહ માથું ઉંચકવાનો અને સામનો કરવાનો હક્ક છે !

મારાં પ્રકાશનો લોકોને ઉપદેશ દેવા માટે નથી પરંતુ અમોને ઉંધાપાટા દઇને ઉપદેશો દેવાને નીકળ્યાં છે તેના જવાબરૂપે છે !

કોંગ્રેસનો નિર્ભેળ રાજકિય મુદ્રાલેખ કે લક્ષબીંદુની સામે અમારો વિરોધ નથી પરંતુ કોંગ્રેસને પોતાના ચક્રમ અને તરંગી ભેજાંઓથી દોરનારાં ભેજાંગેપ **માનવીઓના વર્તનો વિરૂદ્ધ** આ પુસ્તકને પાને-પાને પોકાર છે

એવો-મારો એકરાર છે ! —લેખક

# પુરવણી.

## ક્ષત્રિયોને આર્યોનો વિજય સંદેશ!

બ્રીટીશ હદમાં બેસીને ગાંધી અને તેમનાં ગાંધીઘાંચીઓ દેશી રાજાઓને નાશનો પેગામ મોકલે છે. તેપણ માત્ર દેશી હિન્દુ રાજાઓને વિધર્મી મુસ્લીમ રાજ્યોને નહિં! એનો અર્થ એઓ માત્ર સ્વજાતિ દ્રોહીઓ છે! હિન્દુ દ્રોહીઓ છે! ધર્મધ્વંસકો છે!

અમારે તો એ આર્ય રાજપુતોને નાશનો પેગામ નહિં પરંતુ વિજય-સંદેશ દેવાનો છે! અમે વૈદિક આર્ય સિધ્ધાંતવાદી આર્યોને તો ક્ષત્રિયોને અમર અને જીવંત રાખીને એમના બાહુબળોથી આર્ય સંસ્કૃતિની રક્ષા ૨૦૦૦ વરસથી રક્ષેલી છે તેમ રક્ષાવવી છે.

બ્રીટનની શીતલ છાંયાના પ્રતાપે ક્ષત્રિયો અત્યારે, બેફામ બની ગયાં છે! બ્રીટનની છાંયાના પ્રતાપે એ ક્ષત્રિયોને પોતાનું રાજપુત નુર અને શુર પ્રકાશીત રાખવાનાં પ્રસંગો પડતાં નથી!

બ્રીટનની ધાક અને સત્તાએ એમને આરામના ઘેનના પેગો પાઇને આરામી અને આળસુ બનાવ્યાં છે. એમને વિધર્મી શત્રુઓના કે સ્વજાતિય આતતાયીઓના સામનાં કરવાનાં અત્યારે મોકા મળતાં નથી!

આવા શાંત યુગનાં કારણે એઓને પ્રજાની હુંફ અને પરવા રહી નથી! પ્રજા પ્રત્યે બેદરકાર બનેલાં છે! બ્રીટનની જેમ આર્થીક લુંટો ચલાવવાની નકલે ઉતરી પાડયાં છે! અને પોતાના પુર્વજોના રાજધર્મ, પ્રજા પાલન ધર્મ અને ક્ષત્રિય ધર્મને તજી બેઠાં છે! વૈશ્યવૃતિએ ચઢીને વેપારે ઉતરી પડયાં છે! એઓ દ્રવ્યનો વ્યય પ્રજાના પાલનને માટે નહી પરંતુ વીદેશે-જઇને દેશની સમૃધ્ધિ પરદેશે વેરી રહેલાં છે! જે ચોકખો ભયંકર પ્રજાદ્રોહ છે!

ખરી રીતે તો બ્રીટનની શીતલ છાયામાં પોતાની પ્રજાને પોતાની અંગત મત્તા બનાવી દેવી જોઇએ. રાજ્ય રક્ષક બનાવી દેવી જોઇએ ! મનુસ્મૃતિના આદેશ મુજબ—

**प्रजानां रक्षणं दानमिज्याध्ययन मेव च ।**
**विषयेष्व प्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥**

આ મુદ્રાલેખે વર્તીને, રાજસભા સ્થાપીને પોતાના તાજને સલામત રાખીને, પ્રજાને પોતાની એક મહાન મદદગાર છાવણી રૂપે રચી નાંખવી જોઇએ !

દેશી રાજ્યના રાજાએ તો દરેકે દરેક વતનીને રાજ્યનો વફાદાર સૈનિક બનાવવો જોઇએ ! દેશી રાજ્યોની પ્રજાતો રાજાને-રાજ્યને તન-મન-ધનથી સહાયતા દેનારી મેવાડી પટાવતો તથા ભામાશા જેવી વફાદાર બનવી જોઇએ !

આ સર્વ આકર્ષણો માટે એ સર્વેના ઉપાયો માટે રાજાઓએ રામાયણના રહસ્યને પોતાના જીવનમાં, ઓત પ્રોત ઉતારવું જોઇએ. પ્રજાની મમતા અને મિત્રતા સાધવી જોઇએ.

એક ન્હાના ઠાકોરથી તે મોટા મહારાજા સુધીના ક્ષત્રિયો, તથા રાજપુત રમણીઓ અને બાળાઓ તથા રાજકુમારો જો રામાયણના પ્રસંગોને પોતાના જીવનમાં ઉતારી દેશે તો એમનો વિજય અવિચળ છે ! અમર છે ! એમને-નાશનો પેગામ આપનારાં, રાજા બનવાં નીકળેલાં હલદરને ગાંઠીયે ગાંધી બનેલાં રાજદ્વારી વૈશ્યોને હિંગ તોળવાં બેસવું પડશે.

## ક્ષત્રિયો સુકરણીથી વિજયી બનશે !

રાજા, મહારાજા, ઠાકોરો અને જાગીરદારોનો વિજય તો એમના પવિત્ર અને શુધ્ધ વર્તનોથી ને સુકરણીથી વિજયવંત બનશે ! એમના પવિત્ર પુર્વજોના નામ અને અમર કાર્યો અત્યારે ભારતના ઇતિહાસમાં કોહીનુરની જેમ પ્રકાશીત રહેલાં છે તેમ

પ્રકાશિત રહેશે! એમના વડિલોની કીર્તિઓને એમણે યાવત-ચંદ્ર દીવાકરૌ જેમ સદાયે ઝળકતી રાખવાને—શુધ્ધ અને સદાચારી તથા પવિત્ર બનીને-અમર કરવી જોઇએ!

એ ક્ષત્રિયોની નસેનસમાં રામ અને લક્ષ્મણનાં રૂધીરો વહે છે! રાજપુતોને રોમે રોમે શ્રીકૃષ્ણ અને બલરામના પરાક્રમો હજું ફરકે છે! એમના બાહુઓમાં અર્જુન અને ગદાધારી ભીમની ભવ્યતા ભાસી રહેલી છે! એમના શ્વાસોમાં હમીર અને વન-રાજની હામો અત્યારે પણ હમકારી રહેલી છે! એ રણધીરોના મસ્તકોમાં મહારાણા પ્રતાપ અને શિવાજીના માન અને ભાંન ભરેલાં છે! એમની છાતીઓમાં અભીમન્યુની હીમતો ઠસેલી છે! એમની કાયાઓમાં કૌરવોને કંપાવનારાં અને ધાક દેનારાં ધનંજયની ધાકો ધમધમી રહેલી છે!

## એઓ મહા સતીઓના વારસો છે!

મહાસતી સીતા, દમયન્તી, તારામતી, સુર્યવંશી મહારાણી પદમિનીના એઓ પનોતા વારસો છે! એ દેવીઓનાં એ દૈવી વંશજો છે! મહામાયા દુર્ગા માતાઓના એ પવિત્ર પ્રસાદો! એ રૂપવતીના પાક દામનના, શિલ અને આર્યધર્મના રક્ષણહારા ચંદાવતને-પોતાના મસ્તકની વીજય માળ પહેરાવનારી પવિત્ર હાડી રાણીના રકતના એ વીર વારસો છે!

એ ક્ષત્રિયો, દીલ્હીશ્વરની છાતી પર ચડીને કટારી ભોંકતી મહાકાલી મહા રણચંડીકા-જોધબાઇની પુત્રીઓના જવાંમર્દ જોધ્ધાઓ છે! કામી અને કુટીલ યવનોના કૃષ્ણ કૃત્યોને મટ્ટીમાં મીલાવનારી કીર્તીવંત રણદેવી મહારાણી પદમિનીના એ બધા પરાક્રમી પુત્રો છે!

કાઠીયાવાડ, ઉત્તર ગુજરાત અને રાજપુતાનાની ટેકીલી અને વીર ક્ષત્રાણીઓના સીધા વારસો તે આજના રાજાઓ છે!

શીલ, સંયમ અને સૌભાગ્યને માટે અગ્નીની ચીતાઓમાં સુંદર અને સોહામણા દેહોને ભડભડતી–જ્વાળામાં ભસ્મીભુત કરનારી સીસોદીયા રમણીઓનાં એ દૈવી દીકરાંઓ છે!

## મહા સતીઓનો મહા પ્રભાવ!

મહામાતા–મહાલક્ષ્મી, દેવી સરસ્વતી, તેમજ મહા માતા ભદ્રકાળી, માતા અંબા અને દુર્ગા જેવી પવિત્ર અને પુણ્યશાળી સતિઓ હજુપણ રાજપુતોના રાણીવાસોમાં અસ્તિત્વ ધરાવે છે!

કાઠીયાવાડ, રાજપુતાના, બુંદલેખંડ અને બીજાં અનેક રાજસ્થાનોના ગામડે ગામડે સમાન મુરતીયાને અભાવે આજીવન બ્રહ્મચર્ય પાળનારી, સતત્ સદાચારી શિલવતીઓના કષ્ટો અને તપશ્ચર્યાઓ આ ભારત ભુમીની પવિત્ર કીર્તિ અને નામને જીવંત રાખી રહેલાં છે! એમના શિલ અને પાતિવ્રત્યથી રાજાઓ અને ક્ષત્રિઓના પૂણ્યો તપે છે! એવી મહાદેવી મહા માયાઓના પવિત્ર કૃત્યો અને સતીત્વથી અત્યારે ભારતમાં વીર ક્ષત્રિયોના રાજપાટો જીવંત રહેલાં છે!

—એ રાજપુતાણીઓ પતિને ઉંઘતા મુકીને કે છોકરાંઓને શુદ્રોને સ્વાધિન કરીને પ્રભાત ફેરીઓમાં ફસનારી નથી! એ રાજસ્થાનની રણચંડીકાઓ કેશરીયા સાડીઓમાં સજજ થઇને રાજ લેવાના નીમીતે દારૂડીયાઓના ચુંબન સ્વિકારનારી પતન પામેલી સ્વરાજય ભીખુંઓ નથી! એણીઓ સ્વરાજની આમદાનીના ઓઠાં નીચે છુટાંછેડા લઇને અનેક આશકો કરનારી ગૃહસ્થીના વેષમાં વેશ્યાઓને પણ લજાવે એવી ગાંધી–સ્વરાજય ચંડીકાઓ નથી! એ શુર ક્ષત્રાણીયો શીલ અને સદાચારના ભોગે દિલ્હીની ગાદી લેવા જનારી પતન પામેલી નકલી રણ ચંડીકાઓ નથી! તેમજ એણીઓ શીખંડીઓને સ્વરાજય દેવા નીકળનારી લડાઇની ઉંટડીઓ પણ નથી!

—પરંતુ એણીઓ તો અલ્લાઉદ્દિનના ભેદને પામીને, ક્ષત્રિયોના વેશ ધારણ કરીને ખીલજીની છાવણીની ખાનાખરાબી કરનારી રણચંડીકાઓ છે! રણથંભોરના કીલ્લાને અમર રાખનારી રાજ રણચંડીકાઓ છે! ચીતોડને ખાતર ભસ્મીભુત થઈ ભારતના ગૌરવને અને કીર્તિને જગતમાં અમરપટો અપાવનારી મેવાડી રાજ રમણીઓની એ પવિત્ર પુત્રીઓ છે!

પ્રમાદીઓના પ્રમાદને, કાયરોની કાયરતાને, શિથિલ અને આળસી યોધ્ધાઓની નસોમાં રકતોને વેગ દેનારી વીરાંગના-ઓની વારસ રાજપુતાણીઓ છે! રણસંગ્રામેથી હતાશ બની પાછા આવનારા પતીઓને રાણીવાસના દરવાજેથી પાછા ધકેલનારી હિન્દુ ધર્મ રક્ષીકા–રાજરણચંડીકાઓ છે!

ભારતની એવી પવિત્ર પુત્રીઓની કુખે ફરીને શ્રીરામ અને લક્ષ્મણ, બલભદ્ર અને કૃષ્ણ, મહાવીર અને ગૌતમ, રાણો સંગ, હમીર અને પ્રતાપ પેદા થશે! એ યાદવવંશી વીરાંગનાઓને ખોળે ફરીને શુર શિવાજીના અવતારો આવશે.

એ શિલવતીઓની કુખે મસ્તક વગરનાં ધડથી લડનારાં જયશિખરી જેવાં જયવંતા દેહવાળા જોધ્ધાઓ પાકશે! અને એ જંગલમાં મંગલ માનનારી મહાસતી રૂપસુંદીરીની વારસ-રાણીઓના ખોળે ફરીને ગુજરાતનું મહારાજ્ય સ્થાપનારાં-વીર-વનરાજ અને કુમારપાળ જેવાં પવિત્ર અને ધર્મ નિષ્ટ મહારાજાઓ પ્રકટશે! એણીઓની ગોદે શકવર્તી શાલીવાહન અને વીર વીક્રમાદિત્યના અવતારો અંહી ફરી ઉદ્દભવશે! ભોજ અને ભર્તૃહરી તથા ગોપી-ચંદની જનેતા માતા મેનકાઓની એ સીધી વારસ કુમારીઓને પેટ અહીં ફરીને–ગૌબ્રાહ્મણ પતિપાલકો પ્રકટશે!

## પરંતુ એ સર્વ સિધ્ધિને માટે

રાજાઓએ પોતાના જીવનોને પવિત્ર કરવાં પડશે, સંયમી સદાચારી અને ધર્મ ધુરંધર બનીને પ્રજાને–પોતાની કાયા માનીને રક્ષણ કરવું પડશે.

પ્રજાની એક એક કન્યાને રૂપવતી તુલ્ય સમજીને ચંદાવતની જેમ ભોગો દેવાં પડશે, એમના રક્ષણોને કાજે એઓએ પોતાના પ્રાણ પાથરવા પડશે.

અત્યારની રાણીઓએ પ્રજાની સ્ત્રીઓના શિલના રક્ષણ ખાતર રાણી હાડીની જેમ પતિ ચંદાવતોના ગળામાં પોતાના મસ્તકોના હારો પહેરાવવાં પડશે. સ્ત્રી જાતીપરના અત્યાચારો માટે એણીઓએ પોતાના પતિરાજોને–સાનો દેવી પડશે.

પ્રજાની દરેક પત્નીને પોતાની આશ્રિત દિકરીઓ માને અને પ્રજાની દરેક માતાને પોતાની રાજ માતા તુલ્યે માનીને એમના માન મર્યાદા અને રક્ષણ માટે એ રાજપુતોએ ભુતકાળમાં આપેલા એમના વડવાઓના ભોગો સદાયે જીગરમાં જ્વલંત રાખવા પડશે! રાજ્યની આવકના પાયારૂપ-ખેડુતોને પોષણદઇને પોતાની ભુમિને નંદનવન સમાન બનાવી ખજાનો તર કરવાની ઉમેદ સેવવી પડશે! પ્રજાના પાલકો બનીને શુદ્ધ પ્રજાપતિઓ બનવું પડશે!

## રાજાઓ સુષુપ્તિ ઉડાવે!

કલિકાલના કૃપણ અને ક્રુર પંજાના પ્રભાવે ધાર્મીક અને દૈવી શિક્ષણના અભાવે! રાજપુતોમાં આવેલાં પ્રમાદને અંગે અત્યારે એ ઓ પોતાના પૂર્વજોની કીર્તિઓને અવલંબીત રહેલાં નથી!

પશ્ચિમની પતિત પ્રથાઓ અને નકલોથી વીમૂખ થઇને ક્ષત્રિઓએ તેમનાં નામાંકીત બાપદાદાઓના રાજધર્મ અને ગુણ-કર્મના પંથે અનુસરવાની વેળ હવે આવી પહોંચી છે!

જગતમાં અત્યારે સંક્રાંતી કાળ આવ્યો છે! અત્યારે ક્રાન્તી કમકમી ઉઠી છે! અત્યારે આંધી ઉડી રહેલી છે! એ રાજપુત વીરોને ૭૦૦ વર્ષ પહેલાંના પોતાના પુર્વજોનાં પરાક્રમો તરફ દ્રષ્ટી રાખવાનો ધ્યેય અત્યારે રાખવો પડે એમ છે!

પ્રજાની સાથે હાથ મોલાવીને એમણે આવતી કાલની આફત માટે સાવધાન રહેવાનો સમય નજદીક દેખાય છે!

## મહર્ષી દયાનંદ અને ક્ષત્રિયો!

સુર્યવંશી સીસોદીયા મહારાણાને તથા જોધપુર નરેશને વૈદિક રાજ ધર્મ સમજાવનારાં અને રાજસ્થાનના સુધારને માટે હળાહળ ઝેર પીનારાં સ્વામી દયાનંદના શિષ્યો રાજાઓને સદાયે આવી પવિત્ર પ્રેરણાં દેનારાં છે—નાશના પેગામ મોકલનારાં નથી?

## પીળો પીતામ્બર-વર્ણી પ્રદેશ!

પુર્ણ પુરૂષોતમ-પીતામ્બરધારી શ્રીકૃષ્ણની કાઠીયાવાડી-ભુમિને પીતામ્બર રંગી એટલે સદાનો પીળો પ્રદેશ એ શુર ક્ષત્રિયોએ રાખેલો છે, સુર્યવંશી રામચંદ્રના પનોતા સીસોદીયા શુરોએ રાજસ્થાનને સદાને માટે પીતામ્બરી રાખેલ છે અને એઓ એમનો એ પીતામ્બરી પ્રદેશ ભગવાન શ્રીરામકૃષ્ણની કીર્તિ રુપે યાવતચંદ્ર દીવાકારૌ માફક સદાયે કીર્તિવંત રાખે!

રાજાઓ જો આ વિજય સદેશને અમર રાખેતો એમના અને હિન્દુ ધર્મના સંરક્ષણને માટે ભારતની આમ પ્રજા પ્રાણ પાથરવા તત્પર બનશે!

પરદેશી ગુલામોને હાંકી કાઢવાની વાતો હાંકનારાં કોંગ્રેસીયનોની જેમ દેશી રાજાઓને દબડાવવાને શાહી સરકારના ચુમ્બનોને તો આર્યો-અમીચદનું કૃપણ, ક્રુર અને કલંકીત કૃત્ય માને છે—જાતિદ્રોહ સમજે છે! આર્યો તો સદાયે વૈદિક ચાતુર્વણ્ય ને માનનારાં છે અને દેશના રક્ષક—**बाहु राजन्य कृतः** ક્ષત્રિયોને જીવંત જોવાં ઇચ્છનારાં છે.

# રાજાઓને વેદનો વિજય સંદેશ!

**त्रीणि राजाना विद्थे पुरुणि परि**

**विश्वानि भूषथः सदांसि॥** ઋ. મં. ૩ સુ. ૩૮ મં. ૬

રાજા, રાજપુરૂષ અને પ્રજા, એ ત્રણેયે મળીને, સુખ પ્રાપ્તિ માટે, વિજ્ઞાન વૃદ્ધિ માટે, રાજા પ્રજાના પવિત્ર ચિરસ્થાયી સંબંધના રક્ષણને માટે ત્રણ સભા જેવી કેઃ-(૧) વિદ્યાર્યસભા, (૨) ધર્માર્યસભા, (૩) રાજાર્યસભા-નિયત કરીને પ્રજાને સુખી કરવી.

**क्षत्रियस्य परोधर्मः प्रजानामेव पालनम।**

**निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते॥**

ક્ષત્રિયોનો પરમ ધર્મ છે કે પ્રજાનું પાલન કરવું, નિયતકર માત્ર લઈને તેનો ભોકતા રહીને રાજા-ધાર્મિક થઇને સુખી થાય એનાથી વિરૂધ્ધ ચાલે છે તે દુઃખી થાય છે!

**स्थिरा वः सन्त्वायुधा पराणुदे वीळू उत प्रतिष्कमे।**

**युष्माकमस्तु तविषी पनीयसी मा मर्त्यस्य मायिनः॥** ઋ.

હે રાજપુરુષો! તમારા સર્વ આયુધો અને તમારી સેના પ્રશંસિત અને મજબુત રહેવાં જોઇએ! **જેથી તમે સદા વિજયી રહેશો.**

રાજાઓએ ૠગ્વેદના અને મનુ ભગવાનના ઈશ્વર પ્રેરિત આદેશોને અપનાવવાનો સમય હવે આવી પહોંચ્યો છે!

મહારાજા હરિશ્ચંદ્ર, દશરથ, રામચંદ્ર, યુધિષ્ઠીર જેવાં ક્ષત્રિય કુલ દીપકોના, એમનાં મન-વચન-કાયાથી સુકૃત્યો તથા અગણિત કષ્ટો અને બલીદાનોના પ્રતાપે એમણે સમસ્ત સંસારમાં પોતાના નામો અને જીવનો અમર કરેલાં છે! એ ધાર્મીક ક્ષત્રિયોના પ્રાતઃસ્મરણીય નામો, આજે સંસારના ઇતિહાસના પટ્ટપર અમર છે! એમની કીર્તિઓ પૃથ્વીના પટ્ટપર જુગ-જુગો વીતવાં છતાં હજુ કીર્તિવંત છે!

ધર્મશાસને ચાલનારાં રાજાઓ નિર્ભય બનશે, કોઇ શકિત એમને પરાસ્ત કરી નહિ શકે!

## સૂર્યવંશીઓને-આરાધ્ય દેવ સૂર્યનો-સંદેશ!

**ઓ! સૂર્યવંશીઓ?** જુઓ જુઓ ત્યાં તમારો આરાધ્ય દેવ પ્રાતઃકાલનો **ઉગતો સૂર્ય** તમારી ઉન્નતીનું ભાન દઇ રહેલો છે! તમારા પૂર્વજોના પરાક્રમોની સાક્ષી દેતો-ક્ષત્રિયોના રાજધર્મને તથા પ્રજાધર્મને તપ્ત કરવાનું એ **મધ્યાન્હનો તપતો સૂર્ય** પોતાના પ્રખર અને પ્રચંડ કિરણોથી ક્ષત્રિયોનું રૂધિર અકળાવે છે-ઉકાળે છે! ક્ષત્રિયોની સ્વતંત્રતાની ભાવના તપાવી રહેલો છે!! અને એ સૂર્યવંશીઓ? ભારતના અંધકાર યુગના પતન પામેલાં-રા'માંડલિકો, સિધ્ધરાજો. કરણઘેલાંઓ, અને પાવાગઢ નરેશો જેવાં કામાન્ધોના કલંકિત કૃત્યોથી ક્ષત્રિયોની કીર્તિને ડુબતી દેખાડતો એ સૂર્યદેવતા **પશ્ચિમે આથમે છે!!!**

મન, વચન અને કાયાથી ૧૪ વરસો સુધી નીર્વિકારે અખંડ બ્રહ્મચર્ય પાલનહારાં રઘુવંશી શ્રીરામ-લક્ષ્મણના એ કપુત-વારસોના ભયંકર અને પિશાચી કૃત્યોથી ક્ષત્રિયોના પતનની સાક્ષી પુરતો એ **સૂર્યદેવ પશ્ચિમે અસ્ત પામતો દેખાય છે!**

—સૂર્ય જેવો તેજસ્વી, પ્રચંડ અને ધગધગતો ગ્રહ પશ્ચિમના સ્પર્શમાત્રથી તેજ હિન બનતો પશ્ચિમમાં ગ્રસિત થાય છે! ક્ષત્રિયોને એ સુચવે છે કે સૂર્યવંશીઓ તો પશ્ચિમના સ્પર્શથી સદાયે અલગ રહે! સાવધ રહે! સાવધાન રહે!! ક્ષત્રિયોને પોતાનાં કર્તવ્યોનાં ભાંન અને સાન દેતો એ ભાનુ સદાયે ભ્રમણ કરી રહેલો છે-એ આરાધ્ય દેવ સૂર્યના પૂજારીઓને તથા ભાનુ ભક્ત-ક્ષત્રિયોને કયારે ભાન આવશે?

## ચંદ્રવંશીઓને-આરાધ્ય દેવ ચંદ્રનો-સંદેશ !

અને **ઓ ચંદ્રવંશીઓ**? જૂઓ એ પ્રતિપ્રદાનો ઉગતો **ચંદ્ર** પવિત્ર પૂર્વ દિશાયે દ્રષ્ટી નાખતો પૂર્વે પ્રયાણે છે તેમ તેમ તો એ દિન પ્રતિદિન પ્રકાશની કળાએ વધતો પૂર્વના પુણ્ય પ્રભાવે **પૂર્ણ કળાએ પહોંચે છે**! પણ ફરી પાછો એ પશ્ચિમના ચાળે ચડે છે ને પશ્ચિમે લપટાય છે ત્યારે ક્ષીણ થતો **પશ્ચિમે ગ્રહીત થાય છે**-અસ્ત થાય છે! એ ચંદ્રને પશ્ચિમ દિશા ગડપ કરી નાંખે છે!

પશ્ચિમ દિશાનો આ પ્રત્યક્ષ રૂપે-પતન પમાડનારો ઉત્પાત છે!

ઓ સૂર્ય અને ચંદ્રવંશીઓ? તમારાં એ આરાધ્ય દેવતાઓ તમોને આવા પ્રત્યક્ષ પ્રમાણોથી સુચવે છે કે તમે પશ્ચિમથી સાવધાન બનો-હોશીયાર બનો!! એ તમારા આરાધ્ય દેવો તમોને સંદેશે છે કે તમે તમારાં પૂણ્ય શ્લોકી પૂર્વનાં-પૂર્વજોના પવિત્ર પંથે વિચરો! પશ્ચિમનો પંથ તમોને ગ્રસિત કરી રહેલો છે! ક્ષત્રિયોની જાતિને, કીર્તિને અને કર્તવ્યોને પતને પહોંચાડી, રાજધર્મ અને પ્રજા-પાલન ધર્મથી ગબડાવી રહેલ છે!

સૂર્ય-ચંદ્રની એ અર્થસુચક ગતીનો પાઠ ભારતી પૂત્રો ક્યારે સમજશે? પશ્ચિમને ચાળે ચડવાનું વીસરીને ભારતને ગારત બનતો ભારતીઓ ક્યારે અટકાવશે?

## રાજાઓ પોતાની મહા માતાઓની પવિત્ર પ્રતિજ્ઞાઓ તથા આદર્શોને ક્યારે પાળશે?

એક વચની હરિશ્ચંદ્ર, મહારાજા દશરથ, અને એ પિતૃ-આજ્ઞા પાલનહારા શ્રી રામચંદ્રના આધુનિક વીર વારસો પોતાની મહા માતાઓએ ગળથુથીમાં આપેલી પ્રતિજ્ઞાઓ તથા તેણીઓના આદર્શોને ક્યારે પાળશે?

**રઘુકુલ રીતિ સદા ચલિ આઇ,**
**પ્રાણુ જાહિં વરૂ વચન ન જાઇ!**

પ્રાણને ભોગે પણ રાજાઓ, પ્રજા પાલકો બને! મહારાણા પ્રતાપની જેમ સુકા રોટલાં, ખડધનો ખાઇને પણ રાજાઓ રાજબીજોનાં ગૌરવો બઢાવે! રાજાઓ પોતાનાં પૂર્વજોનાં વચનો યાદ કરીને પ્રજાના રક્ષકો બને-ભક્ષકો બનતાં અટકે! પ્રજાની પુત્રિઓ અને પત્નિઓને પજવનારાં એ આજકાલના પ્રજાપતિઓ શ્રીરામ-લક્ષ્મણના બ્રહ્મચર્યોના યમ-નિયમો તરફ જરાં દ્રષ્ટિ નાંખે! એમની મન-વચન-અને કાયાયિક બ્રહ્મચર્ય-નીષ્ટતા તરફ નીધા કરી અત્યાચારોથી અટકે!

## એ રઘુવંશીઓના બ્રહ્મચર્યવ્રત કેવાં હતાં?

**नाहं जानामि केयूरम् नाहं जानामि कुण्डलम् ।**
**नुपुरं चैव जानामि नित्यं पादामि वन्दनात ॥**

એ દીયર લક્ષ્મણ, ભાભી સીતાના, ન તો કંકણોને ઓળખે છે, ન તો એ, એના કુંડળોને પિછાને છે! એ બ્રહ્મચારી-લક્ષ્મણ સીતાજીના પગના ઝાંઝરોનેજ ઓળખી શકે છે! કારણ કે એ લક્ષ્મણ તો સદાયે સીતાજીના પગોને નમન કરતો-દ્રષ્ટિ રાખતો હતો. એ સીતાજીના અન્ય અવયવો પર એની દ્રષ્ટિ કદી પણ પડતી નહોતી!

લક્ષ્મણની એ કઇ ભાવના? લક્ષ્મણની પવિત્રતાનું લક્ષ બીંદુ કયા પ્રકારનું? ભાભીઓને પગે પડતાં લક્ષ્મણો આજે હિન્દુ સંસારમાં કયાંય દેખાય છે? આજે રાજાઓના રાણીવાસોમાં રાજમાતા રાણીઓને પગે પડનારાં પવિત્ર લક્ષ્મણો કયાં છે?

અત્યારે રાણીવાસોમાં અનેક સતી સીતાઓ છે પરંતુ લક્ષ્મણો કેમ નથી? આજે રાણીવાસોમાં લક્ષ્મણોને જન્મ દેનારી સુમિત્રાઓ તો અનેક છે પણ એમના લક્ષ્મણોને પવિત્ર અને પ્રખર બ્રહ્મચારી ભાતૃભક્ત બનાવવાનું જ્ઞાન દેનારાં રાજગુરૂઓ કયાં છે? અત્યારે રામ અને લક્ષ્મણો બનવાનું વૈદિક જ્ઞાન દેનારાં વસિષ્ઠ અને વિશ્વામિત્રો કયાં છે?

રાજાઓ? લાખોની બરબાદી પશ્ચિમે કરનારાં–રઘુવંશીઓ? વસિષ્ઠ અને વિશ્વામિત્રોની શોધને માટે કાંઇ યત્નો કરો છે? ગોબ્રાહ્મણ પ્રતિપાલકનો મુદ્રાલેખ ભુલી જનારાં ને તજી દેનારાં રાજાઓ ફરીને ભારતમાં બ્રહ્મઋષીઓને તૈયાર કરવાને કયારે જાગશે?

ક્ષત્રિઓએ પોતાની સત્તા, સિંહાસન, અને શૌર્યતાની સિદ્ધીને માટે પવિત્ર અને નિષ્કામવૃત્તિના બ્રહ્મણો, ઉપદેશકો વેદપાઠીઓને આજીવિકાઓ બાંધી દઈ ભારતના ક્ષાત્ર લોહીને સજીવન કરવાનો સમય આવી ગયો છે એ આજીવિકાઓ તો રાજાના હાથના મેલ હશે! ગવરનર કે વાઇસરોયના એક ખાણાની ખરચીમાં તો અનેક ઉપદેશકો રાજ્યને ચોરે–ચોંટે જઇને રાજ્યને માટે માથાં દેનારા માનવીઓ પેદાં કરશે! રાજ્યને માટે મરી પીટનારાં માનવીઓ તૈયાર કરવાને સારૂં રાજાઓએ, પોતાના ઉપદેશકો રોકવાનો સમય હવે આવી પહોંચ્યો છે! અને હવે પ્રજાની પ્રીતિ સંપાદન કરવા વગર છુટકો નથી!

## શ્રીરામનું બ્રહ્મચર્ય તો અજોડ ને અલૌકિક હતું!

ખુબી એ છે કે જ્યારે લક્ષ્મણ તો સીતાના ઝાંઝરો પણ ઓળખી શકે છે ત્યારે શ્રીરામચંદ્ર તો કુંડલ-કંકણ તો શું પણ પગના ઝાંઝરો પણ પીછાની શકતા નથી! લક્ષ્મણના સંયમ કરતાં રામનું તપ અને સંયમ અલૌકિક ને અજોડ હતું! રામનું બ્રહ્મચર્ય તો મેરૂ પર્વતથી પણ વધુ અડગ હતું!

એ રઘુવંશી રામના પવિત્ર જીવનના ઇતિહાસના પડદા પાછળ, સપત્નિ સહુના ૧૪ વર્ષના વનવાસોમાં શ્રીરામની અતિ મહાન્ મહત્તા સમાઇ છે! એ સૂર્યવંશી રામની પવિત્રતા–ધર્મનિષ્ટ રહેણી–કરણી તો પૃથ્વીના ઇતિહાસ પટ્ટપર જ્વલંત છે!

## સપત્ની સીતાજી સહુના શ્રીરામને–૧૪ વર્ષોના એકાંતો છતાં શ્રી સીતાજી સિમંત વીહોણા શાથી?

આર્વાચિન ગ્રહસ્થાશ્રમીને એ રઘુવંશી પ્રાતઃસ્મરણીયના તપ અને યમ–નીયમોનું જરાપણ ભાન થાય છે? આર્વાચિન નારીઓને તો અત્યારે ૧૪ વરસમાં ચૌદ સિમંતો થઇ જાય છે!

રામચંદ્ર પોતે લક્ષ્મણને સીતાજીના આભુષણો ઓળખવાનું પુછે છે! ત્યારે રામચંદ્ર પોતે સીતાજીના સતત સહવાસો છતાં, સીતાના આભુષણોથી અજ્ઞાત કેમ હતાં? પોતાની અર્ધાંગનાના ઝવેરાતોથી એ અંધારામાં કેમ હશે?

આ એક મહત્વનો પ્રશ્ન છે! એ એક ગુઢ ભેદ છે! એ ભેદની પછવાડે ૨૫ કરોડ કહો કે–સંસારની સંસ્કારી પ્રજાના પ્રાતઃસ્મરણીયનો પ્રભાવ સમાયો છે! એ પ્રશ્નની પાછળ ભારતવર્ષની એ પ્રાતઃસ્મરણીય વિભુતીનું જ્વલંત સ્મરણ છે! એ પ્રશ્નની સામે આર્યાવર્તના એ ઇક્ષ્વાકુ–વારસ–રઘુવંશી શ્રીરામનું હીમાચલ સમું સ્થિર અને અવિચળ બ્રહ્મચર્ય છે!

એ ગુઢ પ્રશ્નની પછવાડે શ્રી સીતાજીના સતત્ સહવાસ છતાં એ ચીત્ત અને ચક્ષુઓથી પણ બ્રહ્મચર્યનું પાલન કરનારાં પૂર્ણ પુરૂષોતમ રામની તપશ્ચર્યા તપે છે!

એ તપસ્વીને મૃગલોચનો-સમાં લોચનો હોવા છતાં એ સીતાના આભુષણો નીહાળી શકતો નહોતો! એ નૈષ્ટિક બ્રહ્મચારીના દૃઢ અને અડગ મનોબળથી સ્વસ્ત્રીને પણ ૧૪ વરસની તપશ્ચર્યા સમયે જગદમ્બા માનતો હતો!

**એ ૧૪ વરસના વનવાસીઓ-"તપસ્વીઓ હતાં-એઓ મનસ્વીઓ નહોતાં" એ જંગલવાસીઓ-"તાપસીઓ હતાં-એઓ કાંઇ-તામસીઓ નહોતાં!**

એ રાજ તપસ્વીઓના મનોબળો વિકારી નહોતાં! નિર્બળ નહોતાં! એમને નિદ્રામાં ને તંદ્રામાં કે જાગૃતાવસ્થામાં કામપીડન કનડતાં નહોતાં! કામદેવથી એ કંપતા નહોતાં! કામ-ક્રોધ-મોહ અને મત્સરોને તો એ મહાત્માઓ ઘોળીને પીઇ ગયાં હતાં.

એ સંયમી સપૂતોને હાલતાં ચાલતાં વિર્યશ્રાવો થતાં નહોતાં! જાગૃતાવસ્થામાં પરસ્ત્રીઓને દેખતાં એમને સ્ત્રીસંગની ઇચ્છા થતી નહોતી! એમને તો પૂર્વજોના સન્માર્ગે વીચરીને વૈદિક સિધ્ધાન્તોને વળગીને ભારતી પ્રજાના ચિરંજીવ પ્રાતઃસ્મરણીયો બનવું હતું!

—પોતાના ભાટ ભવાયાઓ ભેગાં કરાવીને પ્રજામાં પરાણે કે ભોંયપત્રિકાઓમાં ભંડાવીને પ્રજાના પ્રાતઃસ્મરણીયો ઠોકાડી દેનારાં એ નટખટીયાં-લંગોટીદાસો નહોતાં! એ વજ્રકચ્છી કોપીનધારીઓ હતાં-વીર્યશ્રાવી લંગોટીયા નહોતાં! પરસ્ત્રીઓના ગળામાં હાથો નાંખીને, બ્રહ્મચર્યની પીપુડીઓ વગાડનારાં એ નિર્બલ મનોબલી મનસ્વીઓ નહોતાં!

શ્રીરામનું વનવાસી જીવન–અખંડ બ્રહ્મચર્યનિષ્ટ હતું, એનાં એ તપને અંગે અત્યારે સંસારના સ્મરણુપટ્ટપર–રામનું નામ સદાયે કીર્તિવંત છે–પ્રાતઃસ્મરણીય છે! એ રામનું નામ અત્યારે પતિતોનો ઉધ્ધાર કરનારૂં છે! એ રામ અત્યારે ભારતવર્ષની સંસ્કૃતિની કીર્તિનો કોહીનૂર છે! એ રામ અત્યારે ભારતની પ્રજાનો પવિત્ર માર્ગદર્શક છે! એ રામ અત્યારે ક્ષત્રિયોની નિષ્કલંક કીર્તિનો વિજય કળશ છે! ભારતની ધાર્મિક જનતાના હૃદયમાં એ રામ અત્યારે મૂર્તીમંત સ્વરૂપે છે!

એ રામના ચક્ષુઓની સામે ૧૪ વરસો–સીતાજીની મૂર્તી ખડી હોવાં છતાં, આંખ–આંખના પાંપણોને જોઇ શકતી નથી તેમ એ સીતાના આ ભુષણોને જોઇ શકતો નહોતો! એનાં ચિત્ત અને ચક્ષુઓ તો–રઘુવંશીઓના કુલની રીતિના વચનોના પાલનને માટે તપ અને તપશ્ચર્યામાં સ્થિત હતાં! શ્રીરામનું એ પવિત્ર લક્ષબીંદુ હતું! શ્રીરામમાં એ ભવ્ય અને પવિત્ર સંસ્કૃતિ સ્થિત હતી!

—રાજમુકુટ કે રાજ સિંહાસનને માટે કે દ્રવ્યને માટે માતા–પિતાને દુઃખ દેનારી એ રામની સંસ્કૃતિ નહોતી! પિતાને કેદી કરનારા ઇસ્લામના કહેવાતાં ઇમાનદાર ઔરંગઝેબની જેમ પિતા શાહજહાનને એક નાનકડી અંધારી કોટડીમાં કેદી બનાવવાની એ ક્રુર, કારમી, પિશાચી અને વિકરાળ કે સેતાની સંસ્કૃતિનો એ રામ વારસદાર નહોતો! એ તો આર્યાવર્તની અમુલી આર્ય સંસ્કૃતિનો એક સંસ્કારી વારસ હતો! ગુરૂ વસિષ્ઠદ્વારા અલૌકિક સંસ્કૃતિથી વિભુષીત થયેલો એ ઇક્ષ્વાકુનો સપુત હતો–કૌશલ્યા દેવીનો એ પવિત્ર નંદન હતો!! **એથી એ રામ અમર છે!**

## ક્ષત્રિયો સતીઓના શ્રાપોના પ્રાયશ્ચિતો કયારે કરશે?

—ચારણી દેવીના મંદિરે ગીરનારનો રા'માંડલીક જાય છે! પવિત્ર ચારણી માતા હર્ષિત થાય છે! પોતાના રાજ પિતાને દેખીને હર્ષવંતી બને છે! એણી રાજાના ઓવરણાં લેય છે અને એ દેવી પિતૃ પ્રેમ પરખાવતી વદે છે—

"ધન્ય ભાગ્ય અમારે આંગણે આવ્યા સોરઠના સરતાજ!
વધાવો કુમકુમથી એને!—
"ચંદ્ર સુરજ સમ તપો આપનું મહારાજા–તમ રાજ્ય!
"અન્નદાતા તારી જુગ–જુગ કીર્તિ પ્રસરો ને મા'રાજ!

ભારતની એ જગદંબા! સોરઠની એ સતીની કેવી પવિત્ર વાણી? કેવી નીર્મળ ભાવના? કેવો પવિત્ર આશીર્વાદ? –અન્નદાતા તારી કીર્તિ જુગ જુગ રહો! અહા હા અન્નના બદલામાં, રામાંડલીકની યુગ યુગ સુધી કીર્તિ જીવંત રાખવાની કેવી ભવ્ય ભાવના?

પણ કરાળ કામદેવ? તારી કેવી કરાળ માયા? ભારતના મુકુટ સમાન સોરઠ? શ્રીકૃષ્ણ અને પાંડવો તથા મહા તિર્થંકર મહાવીર પ્રભુના પવિત્ર પાદ પગરવથી પવિત્ર થયેલાં ભવ્ય સૌરાષ્ટ્ર? તારે કપાળે કાળું કલંક લગાડનારો રા'માંડલિક કામી બન્યો! પુજારણ દેવીની પુત્ર વધુની સુંદરતામાં અંધો થયો! ધર્મહિન બન્યો! ક્ષત્રિયત્વ હિન થયો! સંયમ અને સદાચારથી ચલિત થયો!

એ પવિત્ર ચારણ પુત્રિનાં સૌંદર્ય અને શિલનો ભક્ષક બનતો ભસ્માસૂર થયો! ચારણી દેવીના આશિષને અપનાવવાને બદલે, પોતાના પૂર્વજોની કીર્તિ અને કર્તવ્ય શિલતાને અમર કરવાને બદલે એણે પોતાના પિશાચ કર્મથી પોતાની અને રાજપુત જાતિની કીર્તિને કલંકિત કરી! ક્ષત્રિઓના સત્ચારિત્રોના સુવર્ણ કલશપર એણે લોખંડની કાળી ખીલી ઠોકી!

સૌરાષ્ટ્રના સ્વરાજ્યના પવિત્ર ગિરીશીખર એ ગીરનારની ગૌરવી ટોંચ ઉપરના ભવ્ય ભગવા ઝંડાનું પતન કરનારો એ પાપાત્મા પ્રકટયો! પરમ પવિત્ર તિર્થંકરોના પવિત્ર નિર્વાણ-સ્થાનપર વિધર્મીઓનો હીરવો ઝંડો ફરકાવવાનું એ માંડલીક નિમીત્ત બન્યો!

ચારણ સતીના શ્રાપથી એ રા'માંડલીક ભસ્મીત થયો! ભીખ માંગતો ભીખારો બન્યો! ભારતના પવિત્ર ઇતિહાસમાં, સોરઠના સદાચારી સંસ્મરણોમાં એણે સદાને માટે કાળું કલંક લગાડયું! રાજપુતોની કીર્તિના સુવર્ણપાત્રમાં એ લોખંડી મેખ સમાન પાકયો!

કાઠીયાવાડને ખુણે ખુણે—અત્યારે આ જુગે—જુગે એનું કલંકીત કૃત્ય ઘૃણાથી ધીક્કારાય છે! સંયમી અને સદાચારી માનવોના રૂંવે રૂંવે એના એ કારમા ઘાતથી રકતોના બીંદુઓ શ્રવે છે! એના એ ઘોર કર્મથી સદાચારીઓના ચક્ષુઓમાંથી અશ્રુઓના બીંદુઓ ટપકે છે! સૌરાષ્ટ્રના પીત–પ્રદેશના હૃદયમાં ખંજર સમો ખુંચેલો એ ગીરનાર અત્યારે દેખાય છે!

એ માંડલીકો, સીધ્ધરાજો, એ કરણ ઘેલાંઓ કે પાવ-ગઢના પત્તાઇઓની કામી–કરપીણ–કરણીઓ પાછળ કોનાં પાપ છે? કોના પ્રમાદો છે? એ પ્રમાદો એમના પિતાઓનાં હતાં. કપુતોના હૃદયોમાં એમનાં વડીલોએ, બાલ્યાવસ્થામાં શ્રીરામ અને લક્ષ્મણનાં પવિત્ર જીવનોના આદર્શો ઉભરાવેલાં નહોતાં! જેને લીધે એ રાજાઓના એવાં જાલીમ કૃત્યો હતાં! રાજકુમારોને "मातृवत् परदारेषु" ના ગુરૂમંત્રો દેવાંતા બંધ થયાં! એને લીધે ભારતની પવિત્ર ભુમિના અનેક પાટનગરો ભસ્મીભુત થયાં!

**એવી રીતે સત્ય-ધાર્મીક શિક્ષણના અલોપ સાથે ભારતનું ભવ્ય સામ્રાજ્ય અલોપ થયું! ભારતની સંસ્કૃતિનો ધ્વંસ થયો! ભારતની કીર્તિ પર કાળમીંઢ ધાબાં પડયાં!** ભારતને ઘરે ઘરે વૈદિક શિક્ષાની ગાથાઓને બદલે અત્યારે સીનેમાંની નટીઓના નાચરંગ અને ગાનના તાનો-રેડીયોદ્વારા સંભળાવાય છે! અહા ભારત-ભારત-? પતનની પરાકાષ્ટાએ પહોંચી પડેલાં-ભારત? આર્યત્વહિન બનતાં ભારત? તારાં બાળકો અત્યારે શું સાંભળે છે? વૈદિક સામ-ગાનને બદલે-અત્યારે તારાં બાળકો સીનેમાંની-દંભી દેવીઓ-દેવીઓના સ્વાંગમાં સજાયેલી પતિત નારી ઓના સંગીતો સાંભળે છે! ભારત? તારાં પૂત્રોના કર્ણોમાં-"**त्वं वेद्दोर्सा**" ને બદલે "**त्वं भ्रष्टोसी**" બનાવનારાં ભ્રષ્ટ ગાન-તાન રેડાય છે! ભારત તારાં સંતાનોને બ્રહ્મચર્ય-સંયમ-અને સદાચારથી પતન કરાવતાં ભ્રષ્ટ ભાષણો, વીકારી ને હિંદુત્વ મીટાણહારા-માનવીઓદ્વારા સંભળાવાય છે!

હા-પ્રભુ! જૂઓ જૂઓ? અમારી નિર્મળ કન્યાઓ સીનેમાઓમાં ભ્રષ્ટ બનતી ચાલી છે! પિતાઓ પુત્રીઓને સીનેમાં--સ્ટાર બનાવી દ્રવ્ય પ્રાપ્તિ કરી ઉદરપોષણ કરી રહેલાં છે? ભગવાન! જૂઓ ત્યાં ભારતની સતીઓની પુત્રિઓ પોતાની નિર્દોષ બાલિકાઓના નાચરંગો કરાવીને નાણાં પેદાં કરવામાં અભિમાન ધરાવે છે! પ્રભુ! અમારી પાંચાલીઓનાં-અમારી પવિત્ર સૈરેંદ્રીયોના સૌન્દર્યો અને શીલોની લુંટો ત્યાં સીને-માની રંગભુમિપર દુઃશાસનો અને કીચકોદ્વારા ચાલી રહેલી છે!

પ્રભુ! અત્યારે ધન પ્રાપ્તિનો એ ક્ષુદ્ર માર્ગ માત્ર ભારતીઓને ભાસી રહેલો છે! નૃત્ય અને સંગીત કલાની ઉન્નતીની પીપુડીઓ-એ ભારતના બની બેઠેલાં અ-ભાગ્-વિધાતાઓ ખદ્દરના સ્વાંગો સજીને વગાડી રહેલાં છે! અને

એમ ભારતની સન્નારીઓ અને કુમારિકાઓને વેશ્યાના સ્વાંગો સજાવીને નૃત્યો કરાવનારાં એ દેશ નાયકો ફાતડાઓની જેમ તાલીઓ પીટી રહેલાં છે.

પ્રભુ! स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ उत्सा-द्यन्ते जाति धर्माः कुल धर्माश्च शाश्वतः ॥ સ્ત્રીઓ દુષિત થઇ રહેલી છે! વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થતી જાય છે! પ્રભુ જાતિ અને કુલધર્મ નષ્ટ થતાં ચાલ્યાં છે!

દ્રોપદીના ચીરના પુરનહારા-પરમ પુરૂષોત્તમ પ્રભુ? પધારો—પધારો!. ભારતને પવિત્ર જલ-વાયુ અને સાનુકુળ ઋતુઓ પ્રદાન કરીને પ્રભુ કેમ સંતોષી બેઠાં છો? ભારતીઓને ભ્રષ્ટમતિમાંથી નહિં બચાવો? પ્રભુ પ્રજાને સદ્બુધ્ધિ કયારે આપશો?

प्रभो! धीयमं देहि! धीयमं देहि! धीयमं देहि!

સતીઓના શ્રાપોના આ અત્યારે પાખંડ પરિણામો ઉદ્દભવ્યાં છે! સતીઓના અશ્રુઓથી ભારત ગારત થયો છે!

—ભારતના રાજપુતો સતીઓના શ્રાપોના નિવારણને માટે પોતાનાં તથા પ્રજાનાં બાલ-બાલિકાઓને રામાયણ, મહાભારત અને ભારતની ભવ્ય ને પવિત્ર વિભુતીઓની કથાઓ સુણાવવાં પ્રબંધ કરશે ત્યારે અહિં શિવાજી ને પ્રતાપ પ્રકટશે!

ભગવતી જીજાબાઇએ તો એજ રામાયણ અને મહા-ભારતની કથાથી આર્યધર્મ તારણહાર શિવાજીને—સિંહ તરીકે ઉજાળ્યો!

રાજાઓના તાજો, તખ્તો અને સિંહાસનો ડગમગતાં અટ-કાવવાને માટે એમણે પોતાની જીજાબાઇઓથી શિવાજીઓ પ્રકટાવવાની કોશીશો કરવી રહે છે!

## રાજપુતાણીઓ તો હજી પવિત્ર છે !

કલિકાળમાં પણ ભારતની એ પવિત્ર પનોતી રાણીઓ અને ભારતની દ્વીજ અને શુદ્ર સન્નારીઓ તો હજી પવિત્ર છે !

ભાવનગરની સદ્દગત મહારાણી માતાના સ્ત્રી જાતિ પ્રત્યેના તથા પ્રજા પ્રત્યેના પ્રવચનોમાં ભારતની પ્રાચિન રાજમાતાઓના ભાંન અને સાંનના પડઘાં પડતાં હતાં !

—જ્યારે શીરોહી નરેશે શ્રીરામનું નામ લજાવ્યું છે ને એ ક્ષત્રિય રાજા આર્યત્વહિન બની ધૂર્ત અને મલીન મોલવીઓ ને ફકીરોનો મુરિદ બન્યો સંભળાય છે!

ત્યારે એજ રાજાની રાજપુત્રી—નવાનગરનાં મહારાણી પોતાની પૂર્વજ માતાઓના પવિત્ર આદેશમાં મુગ્ધ છે! એના ગઇ કાલનાં પ્રવચનોમાં પ્રજા પ્રત્યેની અને સ્ત્રી જાતિની ઉન્નતી માટેની અપૂર્વ વાણી વંચાય છે!

સીતાની એ સીધી વારસદારની જીભ ઉપર સીસોદીયા રાણી પદ્દમિનીની વીરતા ભાસે છે! એને શબ્દે શબ્દે પૃથ્વીરાજની પટરાણી ઇચ્છનકુમારીની નીડરતાં અને ભવ્ય વીરતાના વચનો સંભળાય છે!

આતો માત્ર બે પરિચિત રાણીઓના ઉદાહરણો છે! રાજસ્થાનોમાં તો અનેક એવી રાણીઓ પોતાના પવિત્ર ગુણધર્મ સાચવતી અપ્રસિધ્ધ વિદ્યમાન છે!

પણ અમારા રાજાઓ એવા કયાં છે? એઓ તો વીદેશી વારાંગનાઓ અને ગોરાંગનાઓમાં ગુલતાન થયાં છે! રાજાઓ આજે શૂર ક્ષત્રાણીઓની પુજાને બદલે પિશાચીણીઓના પંજામાં ફસેલાં છે! રાણકદેવી અને સતી તોરલની સુપુત્રિઓની પૂજાને બદલે પૈસા–પ્રેમી–પીપાસીનીઓના એઓ પૂજારી બન્યાં છે!

ઓ ક્ષત્રિય કુલદીપીકા રાણીઓ ? રાજાઓને સુધારવા કઠીણ છે ! છતાં પણ તમે તમારાં પ્રાચિન ધર્મ મુજબ તમારાં તપ અને ત્રિલોચનના પ્રભાવે એમને વશમાં-અંકુશમાં રાખી શકો એમ છો ! તમારૂં એ ત્રિલોચન તે તમારૂં સતીત્વ છે—તમારૂં પતિવૃત છે ! ! તમારા સુકુમારોને—આવતી કાલના રાજાઓને, પ્રજા પાલકો બનાવો ! સદાચારી ને સંયમી બનાવો ! તમે જાતે શ્રમ લઇને એમને બ્રહ્મચર્યનિષ્ઠ બનાવો ! તમે તમારી કુખોને ઉજાળવાને તમે-**જીજાબાઇઓ બનો**-ને—એમને શિવાજીઓ બનાવો !

## પ્રભુ પ્રેરિત પીત-પ્રદેશ !

કોઇ શુભ નક્ષત્રે અને શુભ ચોઘડીયે ભારતનો નકશો દોરાયો હશે ત્યારે તેમાં રંગો પુરતી વખતે કોઇ ઇશ્વરી પ્રેરણાંથી ભારતના દેશી રાજાઓના પ્રદેશને પીળા રંગથી ચીત્રાયો છે ! પીતામ્બરધારી શ્રીરામ—કૃષ્ણના પુણ્યોનો એ પ્રભાવ છે !

રાજવંશીઓના રાણીવાસોમાં જ્યારે ભ્રષ્ટતા પેસશે ! જ્યારે ત્યાં હિન્દુત્ત્વહિન વિધર્મીઓના પગલાંનો સંચાર થશે—જ્યારે રાજરમણીઓને પતન કરનારી પ્રથાઓ પીડશે ત્યારે એ ભારતનો પીત-વર્ણી પ્રદેશ અદ્રશ્ય થશે અને એ પિતામ્બરધારી, પરમપુરૂષોત્તમોની પ્રેરણાયુકતનો પીત-પ્રદેશ કોઇ વર્ણશંકર રંગી બની જશે. અત્યારે એ સતીઓના પુણ્ય પ્રતાપે દેશી રાજ્યો જીવંત છે !

જે દેશની નારીઓ નારીત્વને ગુમાવે છે-તે દેશનો નાશ સત્વર થાય છે ! અત્યારે પશ્ચિમની નારીઓ પતને પામી છે ! હલકટ, ભ્રષ્ટ અને નીર્લજ બની છે ! ત્યાંની નારીઓ સ્વચ્છંદે ચઢી છે-નટીઓ બની છે ! શુદ્ર અને મહા ચાંડાલ નારીઓની જેમ સીગારેટો ફુંકે છે ! ચોટલાં કપાવીને વંત્રીઓ બની છે ! ચોઘડીયા પલટાંતાં છુટાં છેડાં લેય છે ! યુરોપની પત્નિઓના પતનથી યુરોપ અત્યારે પતને ઉતર્યો છે ! ત્યાંની સ્રીઓના ભ્રષ્ટાચારોથી યુરોપ અત્યારે ભયાનક ભડકાંમાં ભસ્મીભુત થઇ રહેલો છે !

## ઔરંગઝેબની અજાયબી !

ચુસ્ત ઇસ્લામી બાદશાહ આલમગીર જ્યારે મેવાડી વીર ચંદાવતના ગળામાં હાડી રાણીના મસ્તકનો હાર જુવે છે ત્યારે તે અજાયબ પામે છે! અને એ દાના દુશ્મનના મુખેથી ભારતની આર્ય સન્નારીઓને માટે અર્થસુચક શબ્દો સરી પડે છે—

"જ્યાંસુધી ભારતવર્ષમાં સતી તણો અવતાર,
"ત્યાંસુધી તો આ દેશનો નાશ કદી ન થનાર!

ઓ ભારતની સતીઓ? તમારી પવિત્રતાથી આ ભારત હજુ પોતાનું ગૌરવ સાચવી રહેલો છે! ભારતનો ઉધ્ધાર અને વિજય તમારાં પતિવૃત ધર્મથી સ્થીત છે—ભારત તમારા સતીત્વથી અમર છે! ભારત તમારી કુખે કર્મવીરો માંગે છે—ધર્મવીરો અને ભડવીરો માંગે છે!

ભારતની શુર સતીઓના અધુનિક વારસો? સાવધાન બનો—રાજકુમારીઓ તથા રાણીઓના સતીત્વને અંગે તમારાં પુણ્યો તપે છે! એ સતીઓને પરદેશી ગોરાંગડીઓ અને નટ્ટીઓનાં પડછાંયાંથી વીમૂખ રાખો—એમને ધર્મ ધ્યેયથી ગબડતી અટકાવો! એમનાં ચીત્ત અને ચક્ષુઓની સામે સદાયે-ભારતના વીરો અને વીરાંગનાંઓના પરાક્રમો રખાવો!

તમારાં પૂર્વજોના જીવનોના બોલપટો——તે રામાયણ, મહાભારત અને રાજસ્થાનના ધીર અને વીર તથા શુરવીરોની વીરોચીત ગાથાઓ ને કથાઓના પરિપાઠોથી—તમારે ત્યાં બલભદ્રો, ભીમસેનો, ધનંજયો અને અભિમન્યુ જેવાં બલવીરો પેદાં કરો—તૈયાર કરો!

એ ભારતની સન્નારીઓમાં, એ રાજક્ષત્રાણીઓમાં સતીત્વની શક્તિ જીવંત છે ત્યાં સુધી જગતની કોઇ શક્તિ નથી કે એ સતીઓના પુત્રોનો પીળો પ્રદેશ કોઇ હડફ કરી શકે!

## પણ માત્ર એટલેથી ચાલશે નહિં!

—રાજાઓ એટલેથી કાંઇ પતે એમ નથી! પ્રજાને પણ વીસરી શકશો નહિ! જૂઓ તમારા ખેડુતો ચીંથરેહાલ રખડે છે! અપવાસોથી ભુખના કડાકા સાથે ત્યાં ખેતરોમાં ફફડે છે! એમના હાંડલામાં ખાવાને ઘેંશ નથી——અરે પીવાને પાણી પણ નથી! કેટલી કરૂણાજનક કથા? રાજાઓ વિકાળ દુષ્કાળના કારણે તમારી ભુખી પ્રજા, તમારા ચારણો, તમારા આશ્રિતો અત્યારે પીળો પ્રદેશ તજીને લાલ પ્રદેશમાં ટોળે ને ટોળે, કળકળતી આંતરડીયે ભીખો માંગે છે!—ગૌબ્રાહ્મણ પ્રતીપાલક રાજાઓના મુકુટોને એ શું કલંક સમાન નથી?

—ભીખારી અને દુકાળીયા ખેડુતોની વીઘોટીઓની આવકપર ગુલ્તાન રહેનારાં રાજાઓ? તમારાં સિંહાસનોના પાયા સમાન ખેડૂતોની આંતરડીઓ ત્યાં કળકળી રહેલી છે! એમના બાળકો ભુખના માર્યાં કારમી-ચીસો પાડતાં આંખોમાંથી આંસુઓ પાડી રહેલાં છે! રાજાઓ? એમના દીલોની હાયોથી રાજમુકુટો ત્યાં ડગમગતાં દેખાય છે!

રાજાઓ? તમારી ગરીબ અને મધ્યમ પ્રજાઓ દુઃખોમાં દટાયેલી છે! એમના કુટુંબોને પોષવાને માટે કાંઇ આવક રહેલી નથી! એઓ બધાં કંગાલિયતથી દીલને કંપાવનારી હાયો નાંખી રહેલાં છે! એમનાં અંતરોની વેદનાઓથી એઓ રાજાઓના કૃત્યોને શાપો દઇ રહેલાં છે! એમના કારમા નિસાંસાથી રાજાઓના સિંહાસનો ડોલી રહેલાં છે! પ્રજાના લોહી અને માંસ વગરના હાડપિંજરો તરફ ઓ રાજાઓ? નીધા કરો?—નીધા કરો—નજર કરો! તમારાં કર્ણોને ઉઘડાં કરો! રાજાઓ—"**राजा कालस्य कारणम्**" મા બનો—ના બનો!

કંગાલ અને કરૂણ પ્રજાના નરેન્દ્રો બનવું એમાં તે કયું ગૌરવ છે? ✿ એવી ચીંથરેહાલ પ્રજાના મુકુટમણીઓ રહેવામાં કયું ગુમાન છે? ✿ ભિખારી, બેહાલ અને દુકાળીયાં મનુષ્યોનાં મહારાજાધિરાજ રહેવામાં તે કઇ કીર્તિ છે? ✿ દ્રારિદ્ર તથા દુઃખી બ્રાહ્મણો અને મુડદાલ તથા કૃશકાયી ગૌમાતાઓના પ્રતિપાલક રહેવામાં—"ગૌબ્રાહ્મણ પ્રતિપાલકનું"—બિરદ કયાં સમાયું છે? ✿ રાજાઓ? એ અર્ધમુઇ, ભીખારી પ્રજા અને હાડપિંજરવાળી ગાયોના વચમાં બેસીને નજર કરો! એ ગૌપાલક શ્રીકૃષ્ણના વારસોનું ગૌધન કેવું કરૂણામય છે? ✿ એ નિસ્તેજ અને ભુખથી ભસ્મીત થઇ રહેલી વસ્ત્રહિન જનતાની વચ્ચે બેસીને રાજાઓ તમે છબીઓ પડાવીને—નજર કરો—ચક્ષુઓ તમારાં ચમકશે! હૃદયને આઘાત થશે કે તમે કેવી કંગાલ પ્રજાના શીરતાજ છો! હાય લાગશે કે તમે કેવી સબડતી-જનતાના નરેન્દ્રો છો!

—રાજા ભોજ, પરદુઃખ ભંજન વિક્રમ અને દાનેશ્વરી કર્ણનાં વારસો શું આવી મુડદાલ અને કંગાલ તથા કરૂણ પ્રજાના પ્રજાપતિઓ બનવામાં અને કહેવરાવવામાં હિણપસ્તી માને નહિ? રાજાઓએ તો સુખી અને સમૃધ્ધિશાળી જનતના મહારાજાધિરાજ બનવામાં ગૌરવ અને ગુમાન રાખવું જોઇએ! એમની પ્રજા હસંતી હો! એમની ગાયો કુદંતી હો! એમના બળદો મસ્તાન હો! સ્ત્રીઓ અગ્ની જેવી પવિત્ર હો! પુરૂષો નિર્વીકારી હો!!

—ખેડુતોની હિજરતની વખતે, ખેડુતોના ગાડાંઓની સામે સુઇ જઇને ખેડુતોના દુઃખો ટાળનારાં—સ્વર્ગવાસી ગોંડળનરેશના અનુકરણો કરવાનું અમારા રાજાઓ કયારે શીખશે?

—એક ધોબી પ્રજાજનના મેંણાને માટે જગદંબા જેવી દેવીને ત્યાગનારાં રઘુવંશી રામના વારસો પ્રજાના થોકબંધ મેંણાંઓને માટે અને તે પણ રાજાઓને પતને પહોંચાડનારી —આસુરી વૃત્તિ-દેવીના—ત્યાગો નહિં કરે? યુરોપની મુસાફરીઓ તથા અમનચમનોમાં લાખો રૂપીઆ બરબાદ કરનારાં રાજાઓનો એક એક પૈસો પ્રજાના પાલન અને પ્રાણ માટે વપરાવો જોઇએ!

અને **રાજાઓ! ભાયાતોને પણ ભુલી શકાય એમ નથી!** પ્રજા તો વીફરી છે! ક્રાંતિ ચાલતી આવે છે! હતભાગ્યે બ્રીટનની બાંહેધરી અદ્રશ્ય થતાં—તમારા સહાયકો કોણ રહેશે? તમારી પાસે સૈનિકો કયાં છે? શસ્ત્રો કયાં છે? તમારા પીત-પ્રદેશને અને તમારા તાજને કોણ બચાવશે?

**રાજાઓ? એ રાજપુત રક્તાધારી—ભાયાતોજ તમારાં આવતી કાલના સહાયકો છે!** મેવાડના પટાવતો જેવાં એમને વફાદાર બનાવવાં એ તમારૂં કર્ત્તવ્ય છે! રાજાઓ ભાયાતો અને તાલુકદારો પણ કકળી રહેલાં છે—વીફરતાં જાય છે! શ્રીરામની ગાદીનો હક્ક નહિ ડુબાવનારા ને ભવ્ય ભોગ દેનારાં—સાધુ ભરતના—ઓ વારસો? ભાયાતોના હકકો સજીવન કરો! એમને તમારે માટે માથાં દેનારાં બનાવો! રાજ્યોને ટકાવવાને પરદેશીઓની ખુશામતો શા માટે? પોતાના અગણિત-ભાયાતોની હુંફથી તમારા બાહુઓમાં જોમ વધારી શકો એમ છો! તમારા બાહુઓમાં બળ છે! તમારી છાતીઓમાં હામ છે—માત્ર તમારી પીઠ પાછળ ભાયાતો અને પ્રજાઓનો સાથ અને પડકાર મળેથી રાજપુતોનો પીળો પ્રદેશ યાવત-ચંદ્ર દીવાકરો અમર ને અચળ રહેશે! એ પીળા પ્રદેશોને અમર અને જીવંત રાખવાને રાજાઓ ધર્મનિષ્ટ બનો! કર્મનિષ્ટ બનો! ક્ષાત્રધર્મનિષ્ટ બનો!

જૂઓ જૂઓ-રાજાઓ? પરમાત્મા પાસે તમારી પ્રજા વેદ મંત્રોદ્વારા કઈ કામના ઇચ્છે છે?

**ओ३म् आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम् । आ राष्ट्रे राजन्यः शूर इषव्योऽतिव्याधी महारथो जायताम् । दोग्ध्री धेनुर्वोढा नड्वानाशुः सप्तिः पुरन्धिर्योषा जिष्णू, रथेष्ठाः सभेयो युवास्य यजमानस्य वीरो जायताम् । निकामे निकामे नः पर्जन्यो वर्षतु, फलवत्यो नः ओषधयः पच्यन्ताम् । योगक्षेमो नः कल्पताम् । यजु० २२ । २२**

રાજાઓ? પ્રજા તો તમારી શુભ ચિન્તક છે! ઇશ્વર પાસે માંગે **છે** કે—**હે પ્રભુ અમારા દેશમાં રણધીર, મહારથી અને ધનુર્વેદના અધિકારી રાજપુતો બનાવો!** જૂઓ—કેવાં વરદાન માંગે છે? તમારૂં કેવું ગૌરવ ઇચ્છે છે? તે ઉપરની વેદ વાણીમાં વાંચી લ્યો!

પ્રજા તો સદાયે વફાદાર હતી ને છે! તમારી કીર્તિને જુગજુગ પર્યંત અમર રાખવાની ઇંતેજાર હતી ને છે! પણ રાજાઓની ગેરરીતિઓએ અને બેદરકારીઓએ પ્રજાને બેવફા બનાવી છે ને બનાવે જાય છે!

બ્રીટનના આશ્રયે બેફામ બનીને, ગર્વીષ્ટ થઇને, પ્રજા પ્રત્યે પ્રમાદી બન્યાં છે! રાજાઓને પ્રજાની જાણે કાંઇ ગરજ રહી નથી એવી ગણત્રી કરી બેઠાં છે! પરંતુ જૂઓ—જૂઓ—ત્યાં એશીયાના વાવ્ય ખૂણેથી આંધી ઉડતી આવેછે! ત્યાં ક્રાંતિ કરાળ બનતી પ્રસરી છે!

આજે ભારતની રાજભક્ત પ્રજા રાજાઓનો નાશ ઇચ્છે છે! રાજાઓને પદભ્રષ્ટ કરવા પ્રયત્નો કરે છે! પ્રજા આજે રાજાઓના સિંહાસનોને ગબડાવવાને ગડમથલો કરેછે! અઇ કાલની 'જીયો રા' કહેનારી વફાદાર રાજભક્ત અને રાજનિષ્ઠ પ્રજા આજે રાજાઓનો વીનાશ પોકારી રહેલી છે!

અને—ક્રાંતિ વિક્રાળ ક્રાન્તિ? કોદાળી, પાવડા અને કેશોથી ફ્રાન્સને સ્વતંત્ર બનાવનારી ક્રાંતિ? રાજા ચાર્લસને ફાંસીએ ચઢાવનારી ભયંકર-ક્રાંતિ? યુરોપને ધ્રુજાવનારાં નેપોલીયનને કેદી બનાવનારી ક્રુર-ક્રાંતિ? બ્રીટીશ પાર્લામેન્ટમાં પોતાની શરતો સ્વીકરાવવાનું સ્વપ્નું સેવનારાં કઇસરને નજરકેદ કરનારી વિચિત્ર-ક્રાન્તિ? અને બાદશાહ ઝારને કતલ કરાવનારી વિક્રાળ-ક્રાન્તિ?—અહાહા! તારાં કેવાં પરાક્રમો છે? મોગલ સમ્રાટના વારસોને ભીખ માંગતા કરનારી ચમત્કારી-ક્રાન્તિ? અને ત્હારી પોતાની કાયાને પલટાવનારી ભવ્ય ક્રાંતિ? —ભારતમાં તૂં અત્યારે અહિંસક છતાં રૂદ્રરૂપે પ્રગટી છે!

—ક્રાન્તિ દેવી? તને પણ કાળ છોડતો નથી! હિંસક ક્રાન્તિ? આજે આર્યાવર્તમાં તું અહિંસક સ્વરૂપે સન્માનીત થાય છે! પણ ભગવાન જાણે કે ભવિષ્યના ગર્ભમાંથી પરિણામ-કેવું પ્રકટશે? કોણ ઉત્તીર્ણ થશે? કોણ વિજયી બનશે?

—રાજાઓ સાવધાન રહો——હોશીયાર રહો! પ્રજાનો સાથ લઇને તમારા પીળા પ્રદેશને સાચવવાને તત્પર રહો! જુઓ—જુઓ? ત્યાં ઉત્તરમાં રીંછના ટોળાં મોઢાં ફાડીને બેઠાં છે——ત્યાં હુણોના ધાડાં હણહણી રહેલાં છે!

—આમ પ્રજા તો પોતાના પ્રાણ પાથરવાને પીળા પ્રદેશને માટે પાયમાલ થઇ હતી ને થશે! સ્વદેશી રાજ્યોને અને—સ્વદેશી તાજોને ભારતના પ્રાચિન સ્વરાજ્યોના—અધિકારીઓના——વારસોને માટે પોતાની કાયાઓની કુરબાની દેવાને પ્રજા તો કયારનીયે કટીબધ્ધ છે! રાજાઓનાં હૃદય પલટાની, કર્ત્તવ્ય પલટાની, અને પ્રજાપાલન કર્મની માત્ર ખોટી છે! વિજય એ ક્ષત્રિયોનો છે—પ્રજા નિયંત્રીત તાજધારીઓનો છે!!

ક્ષત્રિયોને, આર્યોનો આ દિવ્ય અને વિજયી સંદેશ છે! ક્ષત્રિયોને વેદ અને સૂર્ય-ચંદ્રનાં આવાં દિગ્વીજયી આદેશો છે!

—ભારતની સર્વે જાતિના બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શુદ્રોને અમારો આ સંદેશ અર્થ સુચક હો! માર્ગ દર્શક હો!——દેશોધ્ધારને માટે વિજયશાલી બનો!

**પ્રભુ સહાય કરો!**

---

## પ્રભુ સ્વરાજ્યને સ્થપાવી દે !

પ્રભુ !—ભારતના ઉત્થાન માટે બ્રાહ્મણોને જ્ઞાન દે !
ભારતના ગુમાન માટે ક્ષત્રિયોને સાન દે !
ભારતના ભંડાર માટે વૈશ્યોને વેપાર દે !
ભારતના સુકાળ માટે શુદ્રોને તું ખેતી દે !
ભારતના સુધાર માટે સટ્ટાઓ થંભાવી દે !
ભારતના સુધાર માટે સિનેમાં દફનાવી દે !

પ્રભુ !—ભારતના ઉધ્ધાર માટે હિન્દુઓને હામ દે !
ભારતના ઉધ્ધાર માટે પારસીયોને જોમ દે !
ભારતના ઉધ્ધાર માટે મુસ્લીમને સુબુધિ દે !
ભારતના ઉધ્ધાર માટે ખ્રીસ્તીને ખમીર દે !

પ્રભુ !—ભારતના સ્વરાજ્ય માટે કુમારો કંપાવી દે !
ભારતના સ્વરાજ્ય માટે યુવકોને જોશ દે !
ભારતના સ્વરાજ્ય માટે વૃધ્ધોને વિશ્રાવી દે !
ભારતના સ્વરાજ્ય માટે સાધુઓ ચેતાવી દે !
ભારતના સ્વરાજ્ય માટે નારીઓને શિલ દે !
ભારતના સ્વરાજ્ય માટે નેતાઓને શુધ્ધ દે !

પ્રભુ !—ભારતનો ઉધ્ધાર કરી—સ્વર્ગસ્થો સંતોષી દે !
પ્રભુ !—ભારતનો ઉધ્ધાર કરી—સ્વરાજને સ્થપાવી દે !

**તથાસ્તુ !**

મોહન શીંઘની સામે બળવો કરનારા બારવટીયા બોઝને
રાજ કરવાને ' સજાયેલી સત્તા પિપાસુઓની ટોળકી !



વર્ધાની મોહન કચેરીમાં—સત્તાખોરો શાહુકારોને દંડવા બેઠાં છે !

પટ્ટાભિને પરાજીત કરી વધુમતિથી ચૂંટાયેલા પ્રજાકિય પ્રમુખ
બોઝને ગાંધી વિરોધના-ગુન્હા માટે પદભ્રષ્ટ કરીને
રાજેન્દ્રને મુકુટ પહેરાવાય છે !

—એનો અર્થ—કોંગ્રેસ-પતન અને લોકતંત્રનો મૃત્યુઘંટ !